## મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધિયા ગ્રંથમાળા

### પરિચય

**મુસલમાન** કોમમાં સાંસારિક રીતરિવાજોમાં સુધારો થાય, નીતિની વૃદ્ધિ થાય અને સામાન્ય જ્ઞાન તથા વિદ્યાનો પ્રચાર થાય એવાં પુસ્તકો ઈનામ આપીને રચાવવા માટે કાઠિયાવાડના ધોરાજી ગામના વતની અને વેપારઅર્થે દક્ષિણ આફ્રિકાના કેપ-ટાઉનમાં રહેતા તથા "પૃથ્વીપ્રદક્ષિણા" નામના પુસ્તકના કર્તા મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધિયાએ રૂ. ૨૫૦૦) ની ત્રણ ટકાની સરકારી પ્રોમિસરી નોટો સન ૧૯૦૩ માં સોસાયટી હસ્તક સોંપી હતી. ફંડની આવકમાં કાયમનો વધારો થાય એ માટે સોસાયટીએ એ જ સાલમાં સદરહુ નોટો વેચી એના અમદાવાદ મ્યુનિસિપાલિટીનાં સવાચાર ટકાનાં રૂા. ૨૨૦૦) નાં ડિબેન્ચરો લીધાં છે. એના વ્યાજમાંથી "મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધિયા ગ્રંથમાળા" ના નામથી આજ સુધીમાં નીચે પ્રમાણે પુસ્તકો રચાવી સોસાયટીએ છપાવી પ્રસિદ્ધ કર્યાં છે:—

| પુસ્તકો | લેખક | કીમત |
|---|---|---|
| ૧. મુસલમાનોની રાજકીય તેમજ વિદ્યા-સંબંધી ચડતીનો ઇતિહાસ અને તેમની પડતીનાં કારણો | મહેબૂબમિયાં ઈમામબક્ષ કાદરી | ૦–૨–૦ |
| ૨. ઈસ્લામની ભરતીઓટ | નનામિયાં રસૂલમિયાં | ૦–૮–૦ |
| ૩. સર સૈયદ એહમદનું જીવનચરિત્ર | મહેબૂબમિયાં ઈમામબક્ષ કાદરી | ૦–૮–૦ |
| ૪. મિરાતે સિકંદરી | આત્મારામ મો. દીવાનજી | ૧–૦–૦ |
| ૫. અમામા | અમીરમિયાં હમદુમિયાં ફારૂકી | ૦-૧૦-૦ |

| પુસ્તકો | લેખક | કીમત |
|---|---|---|
| ૬. મિરાતે સિકંદરી | | |
| વૉ. ૨. ખં. ૧ | દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી | ૧-૦-૦ |
| ૭. ,, ,, ખં. ૨ | ,, | ૧-૦-૦ |
| ૮. ,, ,, ખં. ૩ | ,, | ૧-૦-૦ |
| ૯. ,, ,, ખં. ૪ | ,, | ૧-૦-૦ |
| ૧૦. ગુજરાતીઓએ લખેલા ફારસી ગ્રંથો | ,, | ૧-૦-૦ |
| ૧૧. ગુજરાતનો ઇતિહાસ, ૧ | મૌ. અબુઝફર નદવી | ૨-૮-૦ |
| ૧૨. ઉમર ખય્યામ | અનુ. અબ્બાસ મુન્શી ન. રાજકોટવાળા | ૨-૦-૦ |

ગુ. વિદ્યાસભા
અમદાવાદ, તા. ૧૩-૭-૪૯ } ભોગીલાલ જીવણલાલ ગાંધી
સહાયક મંત્રી

# ઉપોદ્‌ઘાત

નદવા કૉલેજમાંથી અભ્યાસ ખતમ કરી હું ઈ. સ. ૧૯૧૦માં નીકળ્યો ત્યારે મારું વલણ પુસ્તકો લખવા તરફ વિશેષ હતું, તેથી જે વિષયો ઉપર પુસ્તકો લખવાં હતાં તેમની ફેહરિસ્ત તૈયાર કરી તેમાં ઉમર ખય્યામની રૂબાઈઓ પણ હતી. ઈ સ. ૧૯૨૫-૨૬માં ઉનાળાની મોસમમાં સીમલામાં હતો ત્યાં ઉમર—ખય્યામની રૂબાઈઓનો અનુવાદ શરૂ કર્યો. પાંચસો રૂબાઈઓનો તરજૂમો સમજૂતી સાથે તૈયાર કર્યો, એટલામાં મારાં પહેલાં પત્નીના આ ફાની દુનિયા છોડી જવાથી હતાશ થઈ ગયો, અને થોડા સમય માટે મેં એ કામ પડતું મૂક્યું. એ સમય દરમ્યાન મારા માનનીય ઉસ્તાદ અલ્લામા સૈયદ સુલેમાન નદવીની "ઉમર ખય્યામ" નામની કિતાબનું પ્રકાશન થયું. તેના અભ્યાસ પછી આ વિષય ઉપર વધારે સારું લખવું કોઈને માટે પણ અસંભવિત લાગ્યું, તેથી મારું અધૂરું રહેલું કામ છોડી જ દીધું ને પછી એ પુસ્તકનો ગુજરાતીમાં અનુવાદ કરવાનો ખ્યાલ મને સૂઝ્યો. તે સમયે મારા શિષ્ય અબ્બાસ મુલ્લાં નઝરઅલી રાજકોટવાલા અરબીના અભ્યાસ માટે મારી પાસે દરરોજ આવતા હતા. મારા મિત્રોએ તેમના ગુજરાતી ભાષાના સારા જ્ઞાન વિશે મને વાત કરી, તેથી મેં તેમને આ પુસ્તકનો તરજૂમો કરવા જણાવ્યું. અને ખુદાની મહેરબાનીથી તેમણે એ કામ સખ્ત મહેનત લઈ ખતમ કર્યું. અસલ પુસ્તકને છેડે ઘણા રિસાલા ફારસી અને અરબી ભાષામાં છાપવામાં આવ્યા છે. એ તે સમય પર્યંત છપાયા ન હતા. અલ્લામા સૈયદ સુલેમાન નદવીએ તેમને પ્રકાશન માટે પુસ્તકમા શામેલ કર્યા છે, તેમાં ઘણાખરા ફિલસૂફીના વિષયો ઉપર છે. ગુજરાતી જાણનારાઓને આ પુરાણી ફિલસૂફી તરફ કંઈ દિલચસ્પી હોતી નથી તેથી મેં આમાં તેમને દાખલ કર્યા નથી. આ પુસ્તકના પ્રકાશન પછી આનો બીજો ભાગ રૂબાઈઓના તરજૂમા સાથે તૈયાર કરવાનો ઈરાદો છે. ખુદા કરે તો એ કામ જલદી પાર પડે.

અમારી સંસ્થાના ફારસી ભાષાના અધ્યાપક, મારા સંમાન્ય મિત્ર ડૉ. છોટુભાઈ નાયક (એમ. એ., બી. ટી, પીએચ. ડી.)નો હું આભાર ન માનું તો ઘણું જ અયોગ્ય ગણાય. તેઓ હાલમાં મારા સહકાર્યકર છે. એઓ ફારસી સાહિત્યના અભ્યાસી હોઈ તે તરફ બેહદ દિલચસ્પી ધરાવે છે થોડાંક વરસ અગાઉ એમણે "અબ્દુર રહીમ ખાનખાનાન અને તેની સાહિત્યિક મંડળી" ઉપર મહાનિબંધ લખી ડૉક્ટરેટની ડિગ્રી મેળવી હતી. એમણે આ પુસ્તક માટે બે કામ કર્યાં, પહેલું તો એ કે ફારસી અને ગુજરાતી શબ્દોમાં જે ખામી હતી તે સુધારી ને તેમની જગ્યાએ યોગ્ય શબ્દો મૂક્યા; બીજું, પ્રૂફ સુધારવાનું કામ ઘણું જ ધ્યાનપૂર્વક બારીકાઈથી કર્યું છે.

અનુવાદક અબ્બાસ મુલ્લાં નઝરઅલી રાજકોટવાળા, અમદાવાદના કાળુપુરના વતની અને ઈસ્માઈલી વહોરા કોમના છે. એમનો ગુજરાતી સાહિત્યનો અભ્યાસ સારો છે. ઉપરાંત અંગ્રેજી ઉર્દૂ અને અરબી ભાષા પણ જાણે છે. પરંતુ સંજોગવશાત્ આવા શખ્સને સાહિત્યકામને બદલે વેપારના કામમાં રોકાવું પડ્યું છે

વાચકો આ અનુવાદ અને અસલ કિતાબને આવકારશે એવી મને ઉમેદ છે.

અસલ પુસ્તક ઘણુ જ વખણાયું છે તેનો તરજૂમો ફારસીમાં કાબુલના એક મશહૂર વિદ્વાને કર્યો છે, અને સાંભળવામાં આવ્યું છે કે એનો તરજૂમો તુર્કી ભાષામાં પણ થયો છે એની ખ્યાતિનો અંદાજ આ ઉપરથી મળે છે કે અમેરિકાની અબ્રામ કલબના કેટલાક મેમ્બરો ઈરાનમાં આવ્યા ત્યારે એઓએ ખય્યામની કબર ઉપર ફૂલની સાથે આ પુસ્તકની એક નકલ મૂકી હતી.

| | |
|---|---|
| પ્રો. જે. અધ્યયન, અને સંશોધન<br>વિદ્યાભવન<br>ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ<br>૧૬ રમઝાન, હિ. સ. ૧૩૬૮<br>તા. ૧૪–૭–૪૯ | સૈયદ અબૂ ઝફર નદવી |

# અનુક્રમણિકા


| વિષય | પૃષ્ઠ |
|---|---|
| **ખય્યામના જીવનચરિત્રનાં સાધનો અને આધારગ્રંથો પર પરીક્ષાદૃષ્ટિ** | ૩-૧૯ |
| અન્ય આધારો | ૯ |
| ખય્યામના ત્રણ મૂળ આધારગ્રંથો | ૧૩ |
| બે નવા અર્વાચીન આધારગ્રંથો | ૧૩ |
| અસલ 'વસાયાએ નિઝામુલ્-મુલ્ક' નકલી નથી | ૧૫ |
| ખય્યામના પ્રાચીન આધારગ્રંથોની અનુક્રમણિકા | ૧૭ |
| રૂબાઈયાતના કેટલાક નવા પશ્ચિમી સંશોધકો | ૧૮ |
| કેટલાક પૌરસ્ત્ય સંશોધકો | ૧૯ |
| **ખય્યામના જીવનપ્રસંગોની થોડીક સાલો** | ૧૯-૨૧ |
| **સમકાલીનતાના મશહુર દાસ્તાનની પરખ** | ૨૧-૫૬ |
| નિઝામુલ્-મુલ્કની સમકાલીનતા | ૨૧ |
| આ કિસ્સાનું અસલ મૂળ | ૨૨ |
| આ કિસ્સાની સ્વસ્થતાની અન્ય શક્યતાઓ | ૨૪ |
| સહાધ્યાયિતાની શક્યતા | ૨૪ |
| ઇમામ મુવફ્ફક | ૨૭ |
| નિઝામુલ્મુલ્ક હસન સબ્બાહને પહેલેથી ઓળખતો | ૩૦ |
| આ આરોપે કિસ્સો કલ્પિત છે | ૩૨ |
| ખય્યામની એક રૂબાઈ પરથી તેની ઉંમર મોટી હોવાની દલીલ સાચી નથી. | ૩૩ |

| વિષય | પૃષ્ઠ |
| --- | --- |
| નિઝામુલ-મુલ્કના 'વસાયા'નો દીબાચો પાછળથી વધારેલો છે | ૩૪ |
| દીબાચો | ૩૫ |
| ઈમામ મુવફ્ફકનું વય | ૩૬ |
| શબ્દ "સબક" (પાઠ) | ૩૭ |
| દીબાચામાં "અભ્યાસપદ્ધતિ"ની ભૂલ | ૩૯ |
| અરબી શબ્દોની ભરતી | ૪૧ |
| ખય્યામના વર્ષાસનની ઘટના પણ "શકમંદ" છે. | ૪૨ |
| ખય્યામના એકાંતવાસની બિના સાચી નથી | ૪૨ |
| ખય્યામની વયની કેટલાક વર્ષોની સરખામણીનું પરિણામ | ૪૩ |
| પાછળના મુલાકાતીઓનું મૌન | ૪૪ |
| 'સરગુઝસ્ત' સૈયદના નો સર્જક કોણ છે? | ૪૫ |
| પ્રોફેસર હોલ્સમનું દૃષ્ટિબિંદુ શકમંદ છે | ૪૮ |
| આ દૃષ્ટિબિંદુની ઐતિહાસિક મુશ્કેલીઓ | ૫૧ |
| શું ખય્યામ બાતેની હતો! | ૫૪ |
| સુલતાન અન્વર અને ખય્યામની સહાધ્યાયિતા ને સમવયસ્કતાની દંતકથા | ૫૫ |
| ખય્યામનો મૃત્યુકાલ | ૫૬-૬૩ |
| ખય્યામનો જન્મકાલ | ૬૩-૬૭ |
| વતન | ૬૭-૭૧ |
| નામ ને અટક | ૭૧-૭૮ |
| અવટંક | ૭૪ |
| કુટુંબ પરિવાર | ૭૯-૮૦ |
| સંસ્કાર-સાધન-અને વિદ્યા-સંપાદન | ૮૦-૯૬ |
| વિદ્વત્તા ને નૈપુણ્ય | ૯૭-૧૦૪ |
| યૂનાની (ગ્રીક) ભાષાનું જ્ઞાન હોવું પાયા વિનાનું છે | ૧૦૨ |
| હિન્દી ગણિતનું જ્ઞાન | ૧૦૩ |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| સાહિત્ય અને લેખન | ૧૦૩ |
| શાયરી | ૧૦૪ |
| સ્મરણશક્તિ | ૧૦૪ |
| અબૂ તાહિરની દેખરેખમાં ખય્યામ | ૧૦૫-૧૧૨ |
| અબૂ તાહિર કોણ છે? | ૧૦૭ |
| અબૂ તાહિર સારી સમરકન્દી | ૧૦૯ |
| તુર્કસ્તાનના ખલીફાની દરબારમાં ખય્યામ | ૧૧૨-૧૧૬ |
| મલિકશાહ સલજુકીના દરબારમાં ખય્યામ | ૧૧૭-૧૧૮ |
| મલિકશાહી વેધશાળામાં ખય્યામ | ૧૧૯-૧૪૫ |
| ઇસ્લામમાં સૂર્યવર્ષ અને ચંદ્ર ક્રમસી વર્ષના અખત્યારનો નિષેધ | ૧૨૬ |
| આ નિષેધાત્મક તત્ત્વોનો ઉકેલ | ૧૨૮ |
| વેધશાળાની રચના | ૧૨૮ |
| ખય્યામના કાર્યમિત્રો | ૧૩૦ |
| વેધશાળાનો આરંભ | ૧૩૧ |
| તારીખે જલાલી કે મલિકશાહી | ૧૩૪ |
| જલાલી કેલેન્ડર | ૧૪૨ |
| ખય્યામની તારીખે જલાલી અને કુલ્યે શીરાઝી | ૧૪૩ |
| ઝીચ (પંચાંગ) | ૧૪૫ |
| અન્ય સુલતાનોના સંબંધમાં | ૧૪૬-૧૪૯ |
| સુલતાન બર્કયારૂક બિન મલિકશાહ | ૧૪૬ |
| સુલતાન મોહમ્મદ બિન મલિકશાહ | ૧૪૬ |
| મેહમૂદ બિન મોહમ્મદ મલિકશાહ | ૧૪૬ |
| સુલતાન સંજરનું સાર્વભૌમત્વ અને ખય્યામનો એકાંતવાસ | ૧૪૭ |
| વઝીરો અને ઉમરાવોના સંબંધમાં | ૧૪૯-૧૫૧ |
| સમકાલીનો સાથે સંબંધોમાં અને તેમની જોડના વિવાદ | ૧૫૧-૧૫૯ |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| દુર-રતુલ અખ્બાર | ૧૫૭ |
| મૃત્યુ | ૧૫૯-૧૬૦ |
| કબર | ૧૬૦-૧૬૩ |
| કઝ્વીનીની મુદ્રિત પ્રત | ૧૬૧ |
| વસાયાના છેવટમાંની ઇમારત | ૧૬૨ |
| શિષ્યો | ૧૬૩-૧૬૬ |
| ખય્યામ જ્ઞાનકંજૂસ હતો | ૧૬૩ |
| આનું કારણ | ૧૬૩ |
| કેટલાક શિષ્યોનાં નામ | ૧૬૪ |
| એક ફકીર (વિધિનિષેધ સાથી) શાગિર્દનો કિસ્સો | ૧૬૫ |
| શું ઇમામ ગઝ્ઝાલી પણ શાગિર્દ હતા | ૧૬૬ |
| સર્જનો | ૧૬૭-૭૫ |
| ખય્યામ ઉપર સર્જનકાર્યની કંજૂસાઈનો આરોપ | ૧૬૭ |
| હાજી ખલીફા ચલપીએ 'ઝીચ'ના વર્ણનમાં લખ્યું છે | ૧૬૯ |
| ખરી સંખ્યા કેટલી | ૧૭૩ |
| સર્જનોની ખરી નામાવલી | ૧૭૪ |
| ગ્રંથોનું વિહંગદર્શન | ૧૭૬ |
| વર્ગમૂળ અને ઘનમૂળ કાઢવાની હિન્દી રીતોનો રિસાલો | ૧૭૬ |
| જબ્ર વ મુકાબિલા (બીજગણિત) | ૧૭૮-૮૫ |
| ખય્યામ આ ગ્રંથના પુરોવચનમાં કહે છે :— | ૧૮૦ |
| ઝીચે મલિકશાહી (મલિકશાહી પંચાગ) | ૧૮૫-૮૬ |
| રિસાલએ મસાદરાતે ઉકલીદસ (યુકલીડના ઉપસિદ્ધાંતો) | ૧૮૬-૧૮૭ |
| રિસાલએ તબીઇય્યાત વ લવાઝિમુહૂ અમકિનત (ભૌતિકશાસ્ત્ર) | ૧૮૭-૮૮ |
| મિઝાનુલહિકમ વ રિસાલતો આરેફતે મિકદારીઝ્ઝહબે વલ-ફિઝ્ઝા (ફિલસફી જ્ઞાનનો કાંટો અથવા સોના ચાંદીનું પ્રમાણ જાણવા વિશે પુસ્તિકા) | ૧૮૯-૧૯૧ |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| રિસાલએ કૌન વ તફ્લીફ (સર્જન અને શુદ્ધિ યિક્ષા તફ્લિફ) | ૧૯૧-૯૯ |
| ત્રણ પ્રશ્નો ("રિસાલએ કૌન વ તફ્લીફ"ની પૂર્તિ) | ૧૯૯ |
| રિસાલએ મવઝૂએ ઇલ્મે કુલ્લિ | ૨૦૬-૨૦૮ |
| રિશાલતુન ફિલ વજૂદ (અસ્તિત્વ) | ૨૦૯-૨૧૪ |
| રિસાલએ વસ્ફ વ મવસૂફ | ૨૧૪-૧૬ |
| અરાઇસુન્નફાઇસ | ૨૧૬-૧૭ |
| બૈહકીની મૂળ ઇબારત | ૨૧૭ |
| નવરોઝનામા (નવરોઝનામુ) | ૨૧૮-૨૧ |
| નવરોઝનામાનો આરંભ | ૨૧૯ |
| રિસાલામાં થોડા જુદાં જુદાં પ્રકરણો છે | ૨૧૯ |
| ઉમર ખય્યામનો મઝહબ (ધર્મ) | ૨૨૧-૨૨ |
| ખય્યામનો સંપ્રદાય ને પંથ | ૨૨૨-૨૪ |
| ખય્યામનો સૂફીવાદ ફિલસૂફીમય હતો ? | ૨૩૫ |
| ફિલસૂફીયાના તસવ્વુફ (ફિલસૂફીમય સૂફીવાદ) | ૨૩૭ |
| બનાવટી ખય્યામ | ૩૫૩-૧૫૯ |
| મઝહબી સૂફી ખય્યામ | ૨૫૩ |
| નશાબાજ બેપરવા ખય્યામ | ૨૫૫ |
| પુનર્જન્મને માનનાર ખય્યામ | ૨૫૭ |
| નાસ્તિક ખય્યામ | ૨૫૮ |
| ખય્યામનું હૃદય | ૨૫૯-૨૬૬ |
| સુધારો વધારો | ૨૬૬-૨૭૫ |

# ખય્યામના જીવનચરિત્રનાં સાધનો અને આધારગ્રંથો

## ૫૨

## પરીક્ષા – દૃષ્ટિ

હકીમ ઉમર ખય્યામ વિશે પૂર્વ-પશ્ચિમના બન્ને દેશમાં એટલું લખાઈ ચૂક્યું છે કે તેમાં કંઈ નવી વાત ઉપજાવવી મુશ્કેલ છે; કિંતુ વિચિત્ર બિના તો એ છે કે, જે વિષય વિશે જેટલું વિશેષ કહેવાય છે તેમાં તેટલા જ પ્રમાણમાં ગેરસમજ અને આંટી ઘૂંટી ઉદ્ભવે છે. બીચારો ખય્યામ પણ એ જ આફતનો ભોગ બન્યો છે. જો ખય્યામ વિશેની મારી લેખનીથી કદાચ ખોટી સમજ અને આંટીઘૂંટી વધુ વધી જશે પણ ઘટશે નહિ, એવું કોઈ નહિ માને તો, એ કંઈ ખોટું નહિ લેખાય તોપણ શક્ય છે કે એ જ આંટીઘૂંટીમાંથી મુશ્કેલીઓનાં દ્વાર ઊઘડી જાય આથી મેં પણ આ અતિકઠિન કાર્યને ઉઠાવવાની રુસ્તમ સમી હિંમત કરી છે.

મૂળ ચર્ચા શરૂ કરવામાં આવે તે પહેલાં એ ગ્રંથો તપાસી જવાના છે, જે હકીમ ખય્યામના જીવનચરિત્રના મૂળ સાધનગ્રંથો છે. અને એ અગત્યના ગ્રંથો પર અવલોકન કરવાનું છે જે પૂર્વ-પશ્ચિમમાં અત્યાર સુધીમાં લખાયેલા છે. એ નિઃશંક વસ્તુ છે, કે ખય્યામ વિશે અત્યારે પૂર્વમાં જે રસ લેવાઈ રહ્યો છે તે તમામ પશ્ચિમની દાદ અને કદરનું પરિણામ છે. ખય્યામનું ચરિત્ર ને

જીવન-પ્રસંગો તથા તેના ગ્રંથો અને ખાસ કરીને રુબાઇયાત-(મુક્તકો)ની શોધખોળ અને તેની પ્રસિદ્ધિમાં વધુમાં વધુ પશ્ચિમના વિદ્વાનોએ ફાળો આપ્યો છે. એ જ રીતે, તેના જીવનચરિત્રના પ્રાચીન આધારગ્રંથોની શોધખોળ અને તેના સંશોધનના મેદાનમાં પણ એમના જ કદમ આગળ વધ્યા છે. આથી અયોગ્ય નહિ લેખાય કે મૂળગ્રંથોનું વર્ણન, તેના સંશોધકોના પ્રયત્નોના ઉલ્લેખોની સાથે સાથે આલેખવામાં આવે.

૧. આ સિલસિલામાં સૌથી પહેલું નામ પ્રાચ્ય-વિદ્યા-વિશારદ ફ્રેન્ચ પ્રોફેસર હોટરમાનું છે. એની પૂર્વે ખય્યામના ચરિત્ર વિશે જે કંઈ લખાતું હતું તે બધું નિઝામુલ્ મુલ્ક અને હસન-સબ્બાહના સમવયસ્ક અને સહાધ્યાયીની કથની છે, જે ઘણા આમ અર્વાચીન ઇતિહાસોમાં અને ચરિત્રાવલીઓમાં મોજુદ છે. પ્રોફેસર હોટસમા પ્રથમ વ્યક્તિ છે કે જેણે પ્રસ્તુત કથા (કિસ્સા)ની પ્રામાણિકતા વિશે શંકા કરી અરબીમાં 'ઝુબ્દતુન્નુસરાહ'ના નામનો સલજુક વંશનો એક ઇતિહાસ છે પ્રસ્તુત ગ્રંથ 'ઝુબ્દતુન્નુસરાહ'ની હકીકત આપી છે કે 'સુલતાન મેહમૂદ સલજુકીના વઝીર નૌશેરવાન ઇબ્ને ખાલિદે (સ્વ હિ. સ ૫૩૨) ફારસીમાં 'આલે સલજુક' (સલ્જુક વંશ)નો એક સંક્ષિપ્ત ઇતિહાસ લખ્યો હતો, (આ એ જ નૌશેરવાન છે કે જેની સૂચનાથી અબુમોહમ્મદ કાસિમ હરીરીએ પોતાની મશહૂર 'મકામાતે હરીરી'[1] લખી છે) અને તેની આ ટૂંક ફારસી તારીખનું નામ ચલ્પીના કથન મુજબ 'ફોતુરો ઝમાનિસ-સોદૂર વ સોદૂરો ઝમાનિલ ફોતુર' છે આ પછી ઇમાદુદ્દીન કાતિબે (સ્વ હિ સ ૫૯૭) 'નુસરતુલ્ ફિતરહ વ અસરતુલ્ ફિતરહ'ના નામથી અરબીમાં સાક્ષરી હને શબ્દાડંબરી પ્રાસયુક્ત શૈલીમાં સલ્જુકીઓનો પ્રારંભિક ઇતિહાસ પ્રસ્તાવરૂપે લખ્યો અને તેની સાથે નૌશેરવાનના ગ્રંથને તેવી જ શૈલીમાં ફારસીનો અરબીમાં

[1] 'ઝુબ્દતુન્નુસરાહ' ફ્રેન્ચ પ્રસ્તાવના પૃષ્ઠ ૧૪, ૧૫, બરેલ.

તરજૂમો કરી જોડી દીધો, પછી અબુલ ફત્હ બંદારીએ (સ્વ: હિ. સ ૬૨૩) 'નુસરતુલ્-ફિત્રહ'ના શબ્દાડંબર—અર્થાલંકારને ઘટાડી તેની એક સંક્ષિપ્ત નકલ તૈયાર કરી. અને આ ગ્રંથ, તે 'ઝુબ્દતુન્નુસરહ વ ઉસરતુલ-ફિત્રહ' છે. પ્રસ્તુત ગ્રંથોની ભાષાશૈલી અને આસ-સંવિધાનના પ્રકાર પરથી અટકળ કરી શકાય છે કે અબુ-મોહંમદિલ-કાસિમ હરીરીની કાલ્પનિક કથાસૃષ્ટિને અનુરૂપ પ્રૌઢિએ ઇતિહાસભૂમિમાં પણ પ્રવેશ કરી સિક્કો જમાવ્યો હતો.

વસ્તુતઃ આ જ ગ્રંથને પ્રોફેસર હોત્સમાંએ ઇ. સ ૧૮૮૯માં પ્રસિદ્ધ કર્યો અને તેની ઉપર એક 'ફ્રેન્ચ' પ્રસ્તાવના લખી આ પ્રસ્તાવનામાં પ્રસ્તુત ગ્રંથના એક ફકરાના એક શબ્દ 'મકતલ' પરથી-જેમાં 'બાતેની મલાહેદહ'[૨] નો ઉલ્લેખ અને હસન સબ્બાહ તરફ ઇશારો છે-એવો અર્થ કાઢ્યો છે કે, હસન સબ્બાહ વગેરે જે સલજુકી વઝીરના સહાધ્યાયી અને સમવયસ્ક હતા તે, આ નીશેરવાન ખાલિદ છે આ પ્રસ્તાવનાએ ખય્યામ અને નિઝામુલ્-મુલ્ક તથા હસન સબ્બાહની રસિક અને મશહૂર કહાણીને દરેકની દૃષ્ટિએ શંકાનો વિષય બનાવી દીધી, અને મૂળ ખય્યામની તલાશ તરફ લોકોને દોર્યા

૨. ખય્યામના ઐતિહાસિક વ્યક્તિત્વ પર યુરોપમાં પડેલ પ્રથમ જેનું લક્ષ્ય દોરાયું તે રશિયન પ્રાચ્ય-વિદ્યાવિશારદ વોલેન્ટીન ઝોકુવસ્કી છે, જેણે ખય્યામ વિશે ઈ. સ. ૧૮૯૭માં એક ખોજપૂર્ણ લેખ રૂશી ભાષામાં લખ્યો. પ્રસ્તુત લેખ પોર્ટ્સમર્ગમાં 'મુઝફ્ફરિયા' નામના લેખસંગ્રહના ખંડમાં છપાયો છે આ લેખ બે ભાગમાં છે: પ્રથમ ભાગમાં સનદ-સિદ્ધ અરબી અને ફારસી ગ્રંથોનાં અક્ષરશઃ એ અવતરણો છે જેમાં પ્રસ્તુત પ્રોફેસરને ખય્યામના જીવન-પ્રસંગો કે કેવળ ઉલ્લેખો મળ્યા છે; દ્વિતીય ભાગમાં હકીમ ખય્યામની એ '૮૪' રૂબાઈઓ છે જેને સદર વ્યક્તિમે અન્ય

રુબાઈઓની સાથેસાથ આપી છે. અને આથી તેને "આસારુલ અર્ઈ રુબાઈયત" (રઝળતી રુબાઇઓ) નામ આપ્યું છે.

ઝોકુવસ્કીએ તેના લેખમાં ખય્યામના જીવનપ્રસંગો નીચેના લેખકોના હવાલાથી નકલ કર્યા છે—

(૧) નુઝહતુલ અરવાહ વ રવઝતુલ અફરાહ ફી તવારીખિલ હોકમાઈલ મુતકદ્દેમીન, અશ્ર શમસુદ્દીન મહમદ બિન મહમુદિશ્ શહરઝુરી સપાદિત, હિ સ ૫૮૬-૬૧૧.

(૨) મિરસાદુલ-ઈબાદ, શેખ નઝમુદ્દીન અબુબેકર રાઝી દાયા ઉપનામથી પ્રસિદ્ધ; હિ. સ. ૬૨૦ નુ સપાદન

(૩) તારીખુલ્, હુકમા, કાઝી અકરમ જમાલુદ્દીન અબુલ્હસન-અલી બિન યુસુફ કિફતી. સપાદન હિ સ ૬૨૪-૬૪૬.

(૪) ફિરદોસુત્ તવારીખ, મૌલાના ખુસરૂ અબરકોહી સપાદન હિ સ ૮૦૮

(૫) તારીખ અલફી, અહમદ બિન નસરુલાહ ઠઠવી સિન્ધી. સંપાદન હિ સ. ૧૦૦૦

૩ ઝોકુવસ્કીના આ લેખને ડૉક્ટર ડેનિસન રોસે અગ્રેજીમા ઉતારી એપ્રિલ ૧૮૯૮ માં જર્નલ ઑફ ધી રૉયલ એશિયાટિક સોસાયટીમાં પ્રકટ કર્યો. આની અસર એ થઈ કે અંગ્રેજી પ્રાચ્ય-વિદ્યાવિશારદોમા પણ ખય્યામ વિશેના સંશોધનનો સળવળાટ જાગ્યો. પરિણામે સૌથી પહેલાં પ્રોફેસર બ્રાઉને (ઈ સ ૧૯૨૦માં કેમ્બ્રિજ મુકામે જેમની મુલાકાતનુ માન મને મળ્યુ હતું.) ૧૮૯૯ ઈ. સ. મા જર્નલ ઑફ ધી રૉયલ એશિયાટિક સોસાયટી લંડનમાં (પૃષ્ઠ ૪૦૯-૪૧૧) એક ટૂંકો લેખ લખ્યો, જેમાં ખય્યામના જીવનચરિત્રને લગતા કેટલાક નવા આધારગ્રંથોનો ઉલ્લેખ કર્યો અને ખાસ કરી મોગલોની તારીખ 'જામેઉત્તવારીખ'નો એક ભાગ પ્રકટ કર્યો. આમાં હસન-સબ્બાહ અને બાતેનીઓના વિષયમાં ઉમર ખય્યામ, નિઝામુલ્-મુલ્ક

અને હસન સબ્બાહના સહાધ્યાયી તેમજ 'કરાર'ની એ જ પુરાણી દંતકથા આલેખેલી છે. પ્રોફેસર બ્રાઉનના પ્રસ્તુત લેખનું મથાળું ' ખય્યામ ઉપર કંઈક વધુ પ્રકાશ " છે.

૪. ઈ. સ. ૧૯૦૦માં મેથ્યુન પ્રેસ–લંડને "રુબાઈયાતે ખય્યામ"ના અંગ્રેજી ભાષાંતર 'ફિટ્ઝગાલ્ડ'ની નવી આવૃત્તિ પ્રકટ કરી અને આની ઉપર ડૉક્ટર ડેનિસન રોસે '૯૧' પૃષ્ઠની એક પ્રસ્તાવના લખી અને આ પ્રસ્તાવનાને ૩ વિભાગોમાં વહેચી નાખી. પહેલા પ્રકરણમાં ખય્યામના ઐતિહાસિક જીવનની વિગત છે, બીજામાં ખય્યામના જીવનની રેખા છે અને ત્રીજુ પ્રકરણ 'ફિટ્ઝગાલ્ડ'ના અનુવાદ વિશે છે તેમાં ડૉક્ટર રોસે ઝૅકુવસ્કી અને બ્રાઉનના લેખોને તથા હોત્સમાના દષ્ટિબિંદુને પોતાના કેટલાક વિશેષ કથન સહિત આલેખ્યા છે. અને હોત્સમાના દષ્ટિબિંદુનું સમર્થન કર્યું છે, તથા ખય્યામના જન્મવર્ષ તથા મૃત્યુવર્ષ ઠરાવવાની અપૂર્ણ કોશિશ કરી છે.

રોસે પ્રસ્તુત લેખમાં નીચેના ગ્રંથોનાં અવતરણો આલેખ્યાં છે :

(૧) ચહાર મકાલહ ઉરુઝી સમરકન્દી. (ખય્યામનો સમકાલીન હતો)
(૨) ફિરદોસુત્તવારીખ
(૩) નુઝહતુલ્-અરવાહ શહરઝુરી
(૪) મિરસાદુલ્-ઇબાદ, રાઝી
(૫) તારીખુલ્-હુકમા, કિફ્તી
(૬) આસારુલ્-બિલાદ કઝવીની
(૭) જામેઉત્તવારીખ, રશીદુદ્દીન ફઝલુલ્લાહ
(૮) તારીખ અલફી, ઠઠવી
(૯) રિયાઝુશ્-શોઅરા
(૧૦) ઇબ્નુલ્-અમીર

૫. પ્રોફેસર બ્રાઉને આ પછી જ મશહૂર ગ્રંથ " ફારસી

સાહિત્યનો ઇતિહાસ" રચવાનો આરંભ કર્યો. ઈ. સ. ૧૯૦૬ માં તેનો બીજો ભાગ પ્રકટ થયો. આમાં ખય્યામ અને હસન સબ્બાહના અહેવાલોમાં ઉપરનું સમગ્ર સંશોધન અત્યંત ખૂબીભરેલી રીતે એક જ સ્થળે કરી દીધું અને કંઇક નવાં સંશોધનો કયાંક કયાંક પ્રસ્તુત ચર્ચામાં ઉમેરી દીધાં અને નીચેના આધારગ્રંથોનાં અવતરણો તારીખી ક્રમે પ્રકટ કર્યાં:

(૧) ચહાર મકાલહ ઉરૂઝી સમરકન્દી
(૨) મિરસાદુલ્-ઈબાદ, નજ્મુદ્દીન રાઝી
(૩) તારીખુલ્-હુકમા, કિફ્તી
(૪) નુઝહતુલ્-અરવાહ, શહરઝુરી
(૫) આસારૂલ્-બિલાદ, કઝ્વીની
(૬) જામેઉત્તવારીખ, ફઝ્લુલ્લાહ
(૭) ફિરદોસુત્તવારીખ
(૮) તારીખ અલફી, ઠઠવી
(૯) કશ્ફુઝ્ઝુનુન, હાજી ખલીફા

૬. અલામા અબ્દુલવહ્હાબ કઝ્વીની વર્તમાન ઈરાનના વિદ્વાનોમાં અત્યંત લાયકાતવાળા અને દીર્ઘદૃષ્ટિવાળા વિદ્વાન છે. (મને તેમની મુલાકાતનો લાભ પેરિસ મુકામે ઈ. સ. ૧૯૨૦ માં મળ્યો છે.) તેમણે પ્રોફેસર બ્રાઉનની દેખરેખ નીચે "ગિબ મેમોરિયલ સિરીઝ" ના અસંખ્ય ગ્રંથોના કુનેહભરી રીતે સુધારા વધારા કર્યા છે અને ટીકા ટિપ્પણો લખ્યાં છે. આમાં જ ઉરૂઝી સમરકન્દીના ચહાર મકાલહનો પણ સમાવેશ થાય છે, જેની સુધારણા, નોંધ (notes) અને તેની ઉપર એક પરિશિષ્ટ લખવાનું ઈ. સ ૧૯૦૯માં તેઓએ અદા કર્યું છે. એ પરિશિષ્ટમાં તેમણે ખય્યામ વિશેની પ્રોફેસર બ્રાઉનની લેખનીનો ખુલાસો ફારસીમાં ઉતાર્યો છે અને જૂજ બિનાઓ પોતા તરફથી પણ તેમાં ઉમેરી છે.

મૂળ આધારોમાં કઝ્વીનીએ માત્ર એક આધારનો, એટલે કે

ખાકાનીના એક કાવ્યનો ઉમેરો કર્યો છે, જેમાં ખય્યામનો નામ-નિર્દેશ છે, અને બધા આધારનો કાળક્રમ નીચે પ્રમાણે રાખ્યો છે :

(૧) ચહાર મકાલહ ઉરુઝી સમરકન્દી, સંપાદન હિ. સ. ૫૫૦ (લગભગ)

(૨) ખાકાની સ્વ. હિ. સ ૫૯૫ નું એક કાવ્ય.

(૩) નુઝહતુલ્ અરવાહ શહરઝુરી (હિ સ. ૫૮૬–૬૧૧)

(૪) મિરસાદુલ્-ઈબાદ, શેખ નજમુદ્દીન દાયા; સંપાદન હિ સ ૬૨૦

(૫) તારીખે કામિલ, ઈબ્ને અસીર, હિ. સ. ૪૬૭ના પ્રસંગો, સંપાદન હિ. સ. ૬૨૮.

(૬) અખબારુલ્-ઉલમા બે અખબારિલ્ હુકમા, જમાલુદ્દીન કિફ્તી, સંપાદન હિ. સ ૬૨૪–૬૪૬.

(૭) આસારુલ બિલાદ, ઝકરિયા કઝવીની; સંપાદન હિ. સ. ૬૭૮.

(૮) જામેઉત્તવારીખ, રશીદુદ્દીન ફઝલુલ્લાહ, હિ. સ. ૭૧૮ માં માર્યો ગયો.

(૯) ફિરદોસુત્તવારીખ, મૌલાના ખુસરૂ અબરકોહી; સંપાદન હિ. સ ૮૦૮.

(૧૦) તારીખ અલફી, અહમદ બિન નસરુલ્લાહ ઠઠ્ઠવી સિંધી; સંપાદન હિ. સ. ૧૦૦૦

**અન્ય આધારો**

આ પછી બેએક વર્ષ પૂર્વે સુધી, કોઈએ ખય્યામના જીવન-પ્રસંગો અને ચરિત્ર વિશે કોઈ નવા આધારનો ઉમેરો કર્યો નથી. કિંતુ, જો, આમ ફારસી તારીખો અને ચરિત્રાવલીઓની તપાસ કરવામાં આવે તો ઉપર્યુક્ત દસ આધારગ્રંથો ઉપરાંત, બીજા દસનો વધારો થવો શક્ય છે; જેમ કે ઇતિહાસ ગ્રંથોમાં 'તારીખે ગુઝીદા' 'રવઝતુસ્-સફા' અને 'હબીબુસ્સેયર' અને ચરિત્રાવલીઓમાં

સાહિત્યનો ઇતિહાસ" રચવાનો આરંભ કર્યો. ઈ. સ. ૧૯૦૬ માં તેનો બીજો ભાગ પ્રકટ થયો. આમાં ખય્યામ અને હસન સબ્બાહના અહેવાલોમાં ઉપરનું સમગ્ર સંશોધન અત્યંત ખૂબીભરેલી રીતે એક જ સ્થળે કરી દીધું અને કંઈક નવાં સંશોધનો ક્યાંક ક્યાંક પ્રસ્તુત ચર્ચામાં ઉમેરી દીધાં અને નીચેના આધારગ્રંથોનાં અવતરણો તારીખી ક્રમે પ્રકટ કર્યાં:

(૧) ચહાર મકાલહ ઉરૂઝી સમરકન્દી
(૨) મિરસાદુલ્-ઈબાદ, નજમુદ્દીન રાઝી
(૩) તારીખુલ્-હુકમા, કિફ્તી
(૪) નુઝહતુલ્-અરવાહ, શહરઝુરી
(૫) આસારૂલ-બિલાદ, કઝવીની
(૬) જામેઉત્તવારીખ, ફઝલુલ્લાહ
(૭) ફિરદૌસુત્તવારીખ
(૮) તારીખ અલફી, ઠઠવી
(૯) કશ્ફુઝ્ઝુનુન, હાજી ખલીફા

૬ અલ્લામા અબ્દુલવહ્હાબ કઝવીની વર્તમાન ઈરાનના વિદ્વાનોમાં અત્યંત લાયકાતવાળા અને દીર્ઘદૃષ્ટિવાળા વિદ્વાન છે (મને તેમની મુલાકાતનો લાભ પેરિસ મુકામે ઈ સ ૧૯૨૦ માં મળ્યો છે.) તેમણે પ્રોફેસર બ્રાઉનની દેખરેખ નીચે "જિબ મેમોરિયલ સિરીઝ" ના અસંખ્ય ગ્રંથોના કુનેહભરી રીતે સુધારા વધારા કર્યા છે અને ટીકા ટિપ્પણો લખ્યાં છે. આમાં જ ઉરૂઝી સમરકન્દીના ચહાર મકાલહનો પણ સમાવેશ થાય છે, જેની સુધારણા, નોંધ (notes) અને તેની ઉપર એક પરિશિષ્ટ લખવાનું ઈ સ ૧૯૦૯માં તેમણે અદા કર્યું છે. એ પરિશિષ્ટમાં તેમણે ખય્યામ વિષેની પ્રોફેસર બ્રાઉનની લેખનીનો ખુલાસો ફારસીમાં ઉતાર્યો છે અને જૂજ બિનાઓ પોતા તરફથી પણ તેમાં ઉમેરી છે.

મૂળ આધારોમાં કઝવીનીએ માત્ર એક આધારનો, એટલે કે

ખાકાનીના એક કાવ્યનો ઉમેરો કર્યો છે, જેમાં ખય્યામનો નામ-નિર્દેશ છે, અને બધા આધારનો કાળક્રમ નીચે પ્રમાણે રાખ્યો છે:

(૧) ચહાર મકાલહ ઉરૂઝી સમરકન્દી, સંપાદન હિ. સ. ૫૫૦ (લગભગ)

(૨) ખાકાની સ્વ. હિ સ ૫૯૫ નું એક કાવ્ય.

(૩) નુઝહતુલ્ અરવાહ શહરઝુરી (હિ સ. ૫૮૬–૬૧૧)

(૪) મિરસાદુલ્–ઈબાદ, શેખ નજમુદ્દીન દાયા; સંપાદન હિ સ ૬૨૦

(૫) તારીખે કામિલ, ઈબ્ને અસીર, હિ. સ. ૪૬૭ના પ્રસંગો, સંપાદન હિ. સ. ૬૨૮.

(૬) અખબારૂલ્–ઉલમા બે અખબારિલ્ હુકમા, જમાલુદ્દીન કિફ્તી, સંપાદન હિ. સ. ૬૨૪–૬૪૬.

(૭) આસારૂલ બિલાદ, ઝકરિયા કઝવીની; સંપાદન હિ. સ. ૬૭૮.

(૮) જામેઉત્તવારીખ, રશીદુદ્દીન ફઝલુલ્લાહ, હિ. સ ૭૧૮ માં મારી ગયો.

(૯) ફિરદોસુત્તવારીખ, મૌલાના ખુસરૂ અબર કોહી; સંપાદન હિ. સ ૮૦૮.

(૧૦) તારીખ અલફી, અહમદ બિન નસરૂલ્લાહ ઠઠવી સિંધી; સંપાદન હિ. સ. ૧૦૦૦

અન્ય આધારો

આ પછી બેએક વર્ષ પૂર્વે સુધી, કોઈએ ખય્યામના જીવન-પ્રસંગો અને ચરિત્ર વિશે કોઈ નવા આધારનો ઉમેરો કર્યો નથી. કિંતુ, જો, આમ ફારસી તારીખો અને ચરિત્રાવલીઓની તલાશ કરવામાં આવે તો ઉપર્યુક્ત દસ આધારગ્રંથો ઉપરાંત, બીજા દસનો વધારો થવો શક્ય છે; જેમ કે ઇતિહાસ ગ્રંથોમાં 'તારીખે ગુઝીદા' 'રવઝતુસ્–સફા' અને 'હબીબુસ્સેયર' અને ચરિત્રાવલીઓમાં'

'હફ્ત આકલીમ' અમીનરાઝી, 'દૌલતશાહ સમરકન્દી,' 'આતશકદે આઝર' 'બદે બયઝા આઝાદ,' 'મજમઉલ ફુસહા,' હિદાયત અને 'મજમઉલ ગરાઇબ સનદેલવી'. કિંતુ આ ગ્રંથોમાં કંઈ નવી વસ્તુ નથી, કેવળ નામ છે યા, એ જ પુરાણી વાતોનું પુનરુચ્ચારણ અને પુનર્લેખન છે. છતાંયે, પ્રાચીનતાના ખ્યાલે જ્યાં થોડાક શબ્દોને ખાતર 'મિરસાદુલ. ઇબાદ' ને 'આસારુલ બિલાદ' નો હવાલો આવશ્યક હતો, ત્યાં 'તારીખે ગુઝીદ,' જે હિ. સ. ૭૩૦નું સંપાદન છે, તે અનાદરને પાત્ર નથી.

બે નવા પ્રાચીન આધારગ્રંથોઃ

૧ 'ખરીદતુલ કસ'

હમણા હાલમાં પ્રાચીનતાના હિસાબે ખય્યામ વિશેના બે અત્યંત પ્રાચીન આધારગ્રંથો મળ્યા છે, જેમાનો એક ઇમાદ કાતિબ અસ્ફહાનીનો 'ખરીદતુલ કસ' છે અને બીજો અબુલ હસન બૈહકીનો 'તારીખુલ હુકમા' ( History of The Philosophers ) છે. ઇમાદુદ્દીન કાતિબ અસ્ફહાનીએ હિ. સ. ૫૭૨માં 'ખરીદતુલકસ' ના નામથી અરબીમાં કવિઓ અને સાક્ષરોની ચરિત્રાવલી લખી હતી. આ ગ્રંથની એક પ્રત લીડનના પુસ્તકાલયમાં છે. ખુરાસાનના શાએરોના પ્રકરણમાં તેના '૨૩૮'મા પાને ઉમર ખય્યામનું ચરિત્ર છે. આનો હવાલો અબ્દુલવહહાબ કઝવીનીએ 'ચહાર મકાલહ'ની નોંધના ફૂટના પરિશિષ્ટમાં (પૃષ્ઠ ૩૫૯) આપ્યો છે. કિંતુ અફસોસ, કે ન તો કઝવીનીએ પ્રસ્તુત ગ્રંથ જાતે જોયો, કે ન તો તેની ઇબારત નકલ કરી. સદર પુસ્તકાલયના મિ. ડોઝીએ તૈયાર કરેલી સૂચીમાં કેવળ તેનો ઉલ્લેખ તેમના જોવામાં આવ્યો છે. મેં મનકૂર પુસ્તકાલયમાંથી એક ભાગના સંપાદનનો પ્રયાસ કર્યો, કિંતુ અફસોસ કે સફળતા ન મળી.

[1] મોહમ્મદ બિન મોહમ્મદ ઇમાદુદ્દીન કાતિબુલ અસ્ફહાની ...ની હતો. અસ્ફહાનમાં હિ. સ. ૫૧૯માં જન્મ્યો. તેણે વિશેષ

સમય બગદાદમાં વઝીર ઇબ્ને હુબૈરાહ (સ્વ હિ સ. ૫૫૦)ની સેવામાં આવ્યો; પછી અતાબુક (અતાબેગ !) નુરુદ્દીન શહીદના મવસલ(મુસલ)-ના દરબારમાં હતો; પછી સાલાહુદ્દીન અય્યુબીના દરબારમાં, મિસર અને શામમાં અને છેવટે શામમાં જ હિ. સ ૫૯૭માં દેહત્યાગ કર્યો તેણે નૌશેરવાન ખાલિદના ગ્રંથ 'તારીખે સલ્જુક'ને અરબી-માં ઉતાર્યો અને અલ્‌બરકુલ શામી તથા અલ્‌ફત્હુલ કુદ્દસી' (બૈતુલ મુકદ્દસના વિજયનો ઇતિહાસ) અને 'ખરીદતુલ્ કસ્ર વજરીદતુલ્ અસ્ર' નામના ગ્રંથો રચ્યા. આ 'ખરીદતુલ્ કસ્ર'મા તેણે ઇરાક, ઇરાન, શામ, જઝીરહ (મુસલ-મવસલ), મિસર અને પશ્ચિમ (ઉત્તર આફ્રિકા)ના હિ. સ ૫૦૦ થી ૫૭૨ સુધીમાં થયેલા શાએરોનાં વૃત્તાંતો આલેખ્યા છે અને તેઓમાં જ ઉમર ખય્યામ પણ છે.

ઇમાદ કાતિબના તમામ ગ્રંથો પ્રાસયુક્ત અને લયબદ્ધ અરબીમાં છે. મને લાગે છે કે, કાઝી અકરમ કિફ્તી જે ઇમાદ-ના થોડાક જ દિવસો પછી શામમાં જન્મ્યો અને જે અય્યુબી શાસકોની સાથે સંબંધ ધરાવતો હતો અને જેની પાસે નિ શક ઇમાદના ગ્રંથોનો ખજાનો હશે, તેણે પોતાની કિતાબ 'અખબારુલ્-ઉલમા બે અખબારિલ્ હુકમા' જે તેણે હિ સ. ૬૨૪-૬૪૬ દરમ્યાન લખી છે, તેમાં ખય્યામનું ચરિત્ર, ઇમાદ કાતિબની આ 'ખરીદાહ' પરથી જ અક્ષરે અક્ષર નકલ કરેલું છે, કારણ કે આ સ્થળની શૈલી કિફ્તીની પ્રૌઢિથી ઊલટી અને ઇમાદ કાતિબના શૈલીપ્રકારની જેમ લયબદ્ધ અને પ્રાસયુક્ત છે. ઇમાદને, તેના અસ્ફ-હાનમાં જન્મ અને ઇરાક ને બગદાદના વસવાટના પરિણામે, ખય્યામ વિશેની માહિતી હશે. અને આથી ફક્ત તેણે જ ખય્યામના બગદાદ પહોંચવાની ખબર આપી છે. ઇમાદ કાતિબ, મદ્રસએ નિઝામીય્યાહ (નિઝામિયા વિદ્યાલય)નો શિક્ષિત, ફકીહ (ઇસ્લામી ધારા પ્રમાણે વિધિનિષેધનું જ્ઞાન ધરાવનાર)ને મોહદ્દિસ (મોહમ્મદ પેગંબર સાહેબના આચાર વિચાર પ્રમાણેનું રૂઢિગત જ્ઞાન ધરાવનાર Trad-

itionalist) હતો. આ જ કારણ છે કે તેણે ખય્યામને સુચજ્ઞોથી નવાજ્યો નથી.

૨. તારીખુલ્ હુકમા, અબુલહસન બૈહકી–

કિંતુ ઈમાદ કાતિબથીએ પૂરના એક વધુ આધારગ્રંથનો તાજેતરમાં પત્તો લાગ્યો છે. આ ગ્રંથ ઈસ્લામી તત્ત્વવેત્તાઓના અહેવાલોમાં, ઝહીરુદ્દીન અબુલહસન બૈહકી (સ્વ: હિ. સ. ૫૬૫)નો ગ્રંથ 'તારીખે હુકમાઇલ-ઈસ્લામ' છે. આની એક પ્રત બર્લિન યુનિવર્સિટી–લાયબ્રેરીમાં છે. ઝહીરૂદ્દીન એ જ કે જેનો હવાલો મૌલાના અબુલહસન અબ-કાહીએ 'નમેકિત્તતારીખ'માં આપ્યો છે. તેનો પિતા ખય્યામનો દોસ્ત હતો અને તે તેના પિતાની જોડે બાલ્યકાળે હિ સ ૫૦૭માં ખય્યામને મળ્યો હતો, અને તેણે એ ગ્રંથ હિ. સ ૫૪૯માં લખ્યો છે. આ હસ્તપ્રતમાંની એ અરબી ઈબારત, જે ખય્યામનો અહેવાલ છે, તે ડૉક્ટર વેલે ( Weil ) બર્લિનથી નકલ કરીને મોકલી આપેલી અને તેનું 'બુલેટીન આફ ધી સ્કૂલ આફ ઓરિયન્ટલ સ્ટડીઝ લંડન ઈન્સ્ટિટ્યૂશન'ના ફેબ્રુઆરી ૧૯૨૯ ઈ. સ ના અંકમાં પ્રકાશન થયું.*

'તારીખે હુકમાઇલિ-ઈસ્લામ, બૈહકી' જેનું દ્વિતીય નામ 'તતિમ્મતો સેવાનિલ્-હિકમત' છે, આનો ફારસી અનુવાદ, રશીદુદ્દીન ફઝલુલ્લાહ (હિ. સ ૭૧૮માં મારી ગયો)ના પુત્ર ગિયાસુદ્દીનના ઝમાનામાં 'દુર્રતુલ-અખબાર વલમ અતુલ-અન્વાર'ના નામથી કરવામાં આવ્યો હતો. ઓરિયન્ટલ કૉલેજ મેગેઝીન–લાહોરે તેની ઉપયોગી 'સિરીઝ'માં આ ગ્રંથને પ્રકટ કરી જ્ઞાનવિજ્ઞાનની સુંદર

---

* મૌલવી (પ્રોફેસર) મોહમ્મદ શફીઅ સાહેબે (ઓરિયન્ટલ કૉલેજ લાહોર) આ લેખના આલેખન પછી મને રૂબરૂ વાતચીતમાં જણાવ્યું કે પોતે ઈ. સ. ૧૯૨૮માં યોજાયેલી ઓરિયન્ટલ કૉન્ફરન્સ લાહોરમાં, ખય્યામના ઉપર્યુક્ત નવા આધારગ્રંથ વિશે એક લેખ [illegible]

સેવા કરી છે આમાં પણ (પૃષ્ઠ ૮૮) ઉમર ખય્યામના જે અહેવાલો, બૈહકીમાં છે, તે વર્ણવ્યા છે.

**ખય્યામના ત્રણ મૂળઆધારગ્રંથો :**

હવે સાબિત થઈ ગયું કે ખય્યામના જીવનચરિત્રના અસલ અને પ્રાચીન આધારગ્રંથો ફક્ત ત્રણ છે : એક બૈહકીની 'તારીખુત–તુકમા' જેનો લેખક ખય્યામને બાળવયમાં મળ્યો હતો તેનો પિતા ખય્યામનો મિત્ર હતો અને ખય્યામનો જમાઈ તેનો પોતાનો મિત્ર હતો. બીજો ગ્રંથ 'ચહાર મકાલહ' છે જેનો ગ્રંથકર્તા નિઝામી ઉરૂઝી સમરકન્દી હિ. સ ૫૦૬માં અને તેની આસપાસ અવાર-નવાર ખય્યામને મળતો રહેતો હતો ત્રીજો ગ્રંથ 'ખરીદતુલ્–કસ્ર' છે, જેનો કર્તા ઈમાદ કાતિબ અસ્ફહાની, ઘણું કરીને ખય્યામની હયાતી દરમ્યાન હિ સ. ૫૧૯માં સલજુકીઓના પાટનગર અસ્ફહાનમાં જન્મી ચૂકયો હતો. આ સિવાયના તમામ ગ્રંથો જેમાં ખય્યામના જીવનપ્રસંગો છે તે ઓછેવત્તે અંશે આ જ ગ્રંથોના અક્ષરશઃ યા વધઘટ સાથેના હવાલા છે. શહરૂઝુરીનો મોટો ભાગ બૈહકીમાથી સંચિત છે. કિફ્તીમાં જે કંઈ છે તે ભાગ ખ્યાલ મુજબ ઈમાદ કાતિબના 'ખરીદાહ'ની છાયા છે.

**બે નવા અર્વાચીન આધારગ્રંથો :**

અર્વાચીનમાં બે વધુ નામ ઉલ્લેખ કરવા લાયક છે :

૧. ઈસ્તિઝકારૂલ્– અખબાર :

દૌલતશાહ સમરકન્દીએ વિષયના અન્વયે તેના 'તઝકેરતુશ્ શોઅરા'માં જે હિ. સ ૮૯૨મા લખાઈ છે, તે ખય્યામનો અહેવાલ 'તારીખે ઈસ્તિઝકારી' પરથી–જેનું મૂળ નામ - 'ઈસ્તિઝકારૂલ્–અખબાર' છે, તેમાંથી નકલ કરેલો છે. આના કર્તાનું નામ કાઝી એહમદ ઘમગાની છે. આ ગ્રંથનો હવાલો 'તારીખે–ગુઝીદાહ'ની પ્રસ્તાવનામાં મોજુદ છે, 'તારીખે ગુઝીદાહ' હિ. સ. ૭૩૦ની કૃતિ છે. આથી પ્રસ્તુત

'તારીખે ઈરિતઝદારી' શકય છે કે સાતમી શતાબ્દીના અંતનું અથવા આઠમીના આરંભનું સર્જન હશે. આ ગ્રંથ અને તેના સર્જકનું નામ હાજી ખલીફા ચલ્પીએ ઉલ્લેખ્યું છે, કિંતુ સમય જણાવ્યો નથી.

૨. 'દદ ફુરસ તબરેઝીઃ'

એવી જ રીતે તુર્ક શાએર અને તવારીખનવેસ આલીએ 'રબીઉલ્‌-મરસુમ વ તરબીઉલ્‌ મનઝૂમ'ના નામથી હિ. સ. ૧૦૦૨માં ખય્યામની રુબાઈઓનો, એક એક રુબાઈનો-રુબાઈમાં જ જવાબ લખ્યો છે, તેના પ્રસ્તાવમાં ખય્યામનો અહેવાલ પણ લખ્યો છે. તેણે આ અહેવાલના બે આધારગ્રંથો આપ્યા છેઃ એક 'તારીખે ઈરિતઝદારી' દોલતશાહ અને બીજો ગ્રંથ મૌલાના અહમદ બિન હુસૈની-રશીદ તબરેઝીનો 'દદ ફુરસ.' એક કોઈ વધુ ગ્રંથ પરથી પણ તેના જીવનપ્રસંગો ઉતાર્યા છે, કિંતુ એ સમગ્રપણે અર્થહીન ને બિનપાયાદાર છે.

આ રબીઉલ્‌મરસુમની હસ્તપ્રત*—જેના જોડે અમુક બીજા પણ ફારસી અને તુર્કી રિસાલા છે તે દારૂલ મોસન્નેફીનના ગ્રંથાલયમાં છે આ પ્રત તુર્કી લિપિમાં છે અને ભાષા ફારસી છે અસલ કોઈ તુર્કી આલિમ-પંડિતની મિલકત લાગે છે. આની ઉપર એક તુર્ક શેખની નીચેની ઈબારત અરબીમાં આલેખિત છેઃ

"મેં મારી પાસે રાખી શેખ મુસ્તફા બિન શેખઅલી ખસ્વની, કુસ્તુનતુન્યા (કોન્સ્ટન્ટિનોપલ) નગરમાં." અને તેની નીચે હિ. સ. ૧૧૦૦ લખી છે. ગમે તેમ પણ આ અગિયારમી શતાબ્દીની પ્રત છે.

અફસોસ કે 'દદ ફુરસ' અને તેના કર્તા અહમદ બિન હુસૈન રશીદ તબરેઝી વિશે અમો બિનવાકેફ છીએ અને એથીએ

* આ પ્રત વિશે બિરાદર અઝીઝ સૈયદ નજીબ અશરફ નદવી, દારૂલ-મોસન્નેફીનના મારા પૂર્વસાથીએ અમુક વર્ષ પહેલાં 'નયેરંગ ખયાલ' લાહોરમાં એક સમાલોચના લખી છે.

વધુ કમનસીબી તો એ છે કે મઝકૂર ગ્રંથનું એક વચલું પાનું ગુમ છે કે જે દ્વારા કંઈક જાણી શકાય એમ હતું કિંતુ સવિશેષ મહત્ત્વની વસ્તુ તો એ છે કે, 'રિસાલએ તગરેઝી'ના કર્તાના હવાલાથી આનીએ 'ચહાર મકાલહ'નો એ ભાગ નકલ કર્યો છે કે જેમાં ખય્યામના અવસાન અને તેની પુષ્પાચ્છાદિત કબરની વિગત છે અને આમાં એક એવો મહત્ત્વનો વિરોધ છે કે જેથી ખય્યામનો અવસાન કાળ જ બદલાઈ જાય છે વળી ચોથીએ અગત્યનું તો એ કે, એ ઈમારત 'ચહાર મકાલહ'ના ખુદ સર્જક ઉરૂઝી સમરકન્દીની પોતાના હાથની લખેલી પ્રતના હાંસિયા ઉપરથી નકલ આવેલી છે

## અસલ 'વસાયાએ નિઝામુલ્ મુલ્ક' નકલી નથી

આધારગ્રંથોના સિલસિલામાં આપણે નિઝામુલ્ મુલ્ક તુસીના ગ્રંથ 'દસ્તુરૂલ વુઝરા' અથવા 'વસાયાએ નિઝામુલ્ મુલ્ક'ને સ્થાન આપ્યું નથી, કારણ કે, ઝોકુવસ્કી, ડૉક્ટર રોસ, હારલ્મ અને પ્રોફેસર બ્રાઉનના સંશોધનાને ઘણા પ્રાચ્યવિદ્યાવિશારદો આને એટલા કારણથી નકલી ગ્રંથ* માને છે કે તેની પ્રસ્તાવનામાં નિઝામુલ મુલ્કના શબ્દોમાં ઉમર ખય્યામ અને હસન બિન સબ્બાહના સહાધ્યાય અને સમવયસ્કની એ જ પુરાણી કથની આલેખાયેલી છે,

---

* પ્રોફેસર ઇકબાલ (ઓરિએન્ટલ કૉલેજ, લાહોર) મઝકૂર કૉલેજના ત્રૈમાસિક અંક (નવેમ્બર ૧૯૨૭ ઈ. સ.)માં એના વિરો એક માર્ગદર્શક લેખ લખ્યો છે મને આનંદ થાય છે કે પ્રોફેસર સાહેબે તેમના પૂર્વોક્ત અભિપ્રાયમાં સુધારો કર્યો છે અને મે 'માઅરિફ' [ફેબ્રુઆરી ઈ. સ. ૧૯૨૯]માં જે તેમના જવાબમાં આ ગ્રંથ સબંધી લખ્યું હતું તેનું સમર્થન થોડાંક વર્ષ પછી તેમણે પોતે જ પોતાના આ લેખમાં કર્યું છે. મારા ફકરા આ હતા 'કિંતુ ચર્ચાના વમળમાં હજુ પડી વસ્તુ ડૉક્ટર સાહેબને માટે પ્રામાણિકતાની જરૂરવાળી છે ત્યાં મે ઈશારાપૂર્વક તે સ્વીકારી લીધી છે જેમ કે, ખય્યામના મૃત્યુવર્ષનો પ્રશ્ન, 'વસાયાએ નિઝામુલ્-મુલ્ક'નું સદંતર નકલીપણું અને તેની કાલ્પનિકતાવિરોની ચર્ચા.

જેને આ પ્રાચ્ય-વિદ્યાવિશારદોએ આ રીતે તો ઉમર ખય્યામ અને હસન સબ્બાહનું સો વર્ષથીયે લાંબુ આયુષ માનવુ પડે માટે એ સ્વીકારનો ઈન્કાર કર્યો છે. છતાં એ દાસ્તાન ઉપરાંત જે કંઈ પ્રસ્તાવનામાં છે તે અસલ ગ્રંથમાં નિઝામુલ્-મુલ્કની કલમને આભારી ન હોવાનો અન્ય પુરાવો નથી અલબત્ત એ તો સ્પષ્ટ છે અને દીબાચામાં સ્ફુટ પણ કરેલું છે, કે આ ગ્રંથ નિઝામુલ્-મુલ્કના ઘણા સમય પછી, બલ્કે કંઇ સેંકડો વર્ષ પછી રચવામાં આવ્યો અને તેના ખાનદાનની બારમી પેઢીની યાદગાર તરીકે અર્પણ થયો છે; કિંતુ સાથોસાથ સંપાદકે સ્પષ્ટતા પણ કરી નાખી છે કે આ ગ્રંથ નિઝામુલ્ મુલ્કની એ ખાસ લિખિત અને પેઢી દર પેઢી ઊતરી આવેલા મૌખિક ઉપદેશોથી વિરચિત છે કે, જે તેણે પોતાના પુત્ર ફખરુલ્ મુલ્કને એવા ઉદ્દેશથી બોધેલા હતા, કે જેથી તે વિઝારતની મુશ્કેલીઓને સંપૂર્ણપણે સમજી શકે હવે આ બધું જો આ ગ્રંથ નિઝામુલ્ મુલ્કના મૃત્યુ પછી રચાયો માટે નિઝામુલ્ મુલ્કનું સર્જન કરી શકતો નથી તો એ જ બિના પર 'સિયાસતનામા' પણ, જે સર્વાનુમતે નિઝામુલ્ મુલ્કનુ સર્જન છે, એ સંશયાત્મક બની રહેશે. નિઝામુલ-મુલ્કના ગ્રંથસંપાદકની પુરવણી તેના અંતભાગમાં ખુલ્લી રીતે આલિખિત છે. કિંતુ આશ્ચર્ય છે કે જ્યારે એ ગ્રંથની પ્રામાણિકતા અને તેના સંગીનપણા વિશે કોઇને કશો સંશય નથી તો પછી,. ફક્ત એક દીબાચાના વધારા અને કાચી પ્રતના નવવિધાનથી 'વસાયા' ને પ્રામાણિકતા અને સંગીનપણાના દરજ્જાથી શા માટે નીચી પાડવમાં આવે છે? આ વિશે વધુ ચર્ચા આગળ આવશે.

ભાષા, તેને અદા કરવાની છટા, નિરાડંબરી સરળ નાના નાના ફકરા, બયાનની સાદાઈ—દરેક વસ્તુ તેને સિયાસતનામા (શાસન-નામા)ના સમાન દરજ્જે મૂકે છે અને તેનું જ પ્રતિબિંબ પાડે છે વળી વધુમાં એ કે તેમાં સલજુકી સુલતાનોના જે પ્રસંગો અને રહસ્યો વર્ણવાયાં છે તેને અન્ય કોઈ ઉપજાવી ઘડી શકતો નથી;

•

'તેમ, ન તો કોઈ જાણી શકે છે. અન્ય ઐતિહાસિક પ્રસંગો પણ સુષ્ટ-પણે અને ખૂબીપૂર્વક તેમાં આલેખવામા આવ્યા છે. આવા ગ્રંથોમાં નામોની યા કાલદોષની ભૂલો ક્યાક ક્યાંક થવી એ કાંઈ તેના નકલીપણાનો પુરાવો નથી, કારણ કે આ કોઈ ઇતિહાસ-ગ્રંથો નથી, બલ્કે, ચર્ચાવિષયક યા રાજ્યશાસ્ત્રના છે, અને ઇતિહાસ તથા કાળક્રમ તેના અસલ નહિ પણ વિષયપૂરતા હેતુ છે.

ખુદ 'ચહાર મકાલહ' કેટલો આધારભૂત અને આદરયુક્ત ગ્રંથ છે, છતા અહ્યામા કઝ્વીનીના વિવેચનથી જાણી શકાએ છીએ, કે ઉરૂઝીએ નામો અને કાળક્રમમાં ક્યાક ક્યાંક ભૂલો કરી છે. કિંતુ એ વસ્તુ તેના નકલીપણાના પુરાવારૂપ નથી. અને 'વસાયા' તો એ ખામીઓથી ઘણુંખરુ મુક્ત છે. પછી દીબાચાના એક કિસ્સાની કાલ્પનિકતા પર સમગ્ર ગ્રથને નકલી ઠરાવવો વહેમી મનોદશાની નિસીમતા જ નહિ તો બીજુ શુ ? વળી આ કિસ્સાનું કાલ્પનિકપણું કે નકલીપણું હોવુ પણ કોઈ પ્રમાણભૂત દલીલથી સાબિત નથી.'

ખય્યામના પ્રાચીન આધારગ્રંથોની અનુક્રમણિકા

આ લાંબી છણાવટથી જણાશે કે ખય્યામના જીવનચરિત્રના આધારગ્રંથોની ખરી કાલાનુક્રમણિકા નીચે મુજબ છે :

(૧) 'તારીખે હુકમાઇલ-ઇસ્લામ' (યા તતિમ્મએ સેવાનિલ્-હિક્મત) ઝહીરુદ્દીન અબુલહસન બૈહકી; સંપાદન હિ. સ. ૫૪૯

(૨) 'ચહાર મકાલહ' ઉરૂઝી સમરકન્દી; સંપાદન હિ સ ૫૫૨.

(૩) 'ખરીદતુલ-કસ્ર' ઇમાદુદ્દીન કાતિબ અસ્ફહાની; હિ. સ. ૫૭૨ રચિત.

(૪) 'નુઝહતુલ-અરવાહ' શહરઝુરી; હિ. સ ૫૮૬-૬૧૧ દરમ્યાન રચિત.

(૫) 'અખબારુલ-હુકમા' કિફ્તી; સંપાદન હિ. સ. ૬૨૪-૬૪૬.

આ પછીનો ક્રમ પૂર્વાલેખન પ્રમાણે જ છે. અલબત્ત અર્વાચીનોમાં કાઝી અહમદ દામગાનીનો 'ધસ્તિઝકારુલ-અખબાર' (હિ. સ. ૭૦૦ ?), 'હમદુલ્લા મુસતવફી'નો 'તારીખે ગુઝીદા' (હિ. સ. ૭૩૦), મૌલાના અહમદ બિન હુસૈનુર-રશીદ તબરેઝીનો 'દ્દ કુરુદ' અને આલી રૂમીનો રબીઉલ-મરહૂમ (હિ. સ. ૧૦૦૨) વગેરે ઉમેરવા જોઈએ.

રુબાઈય્યાતના કેટલાક નવા પશ્ચિમી સંશોધકો

યુરોપમાં હાલમાં ખય્યામ વિશે કેટલાક બીજા વિદ્વાનોએ પણ ચર્ચા કરી છે.

(૧) ઓટો રોથફિલ્ડે (Otto Rothfeld) 'ઉમર ખય્યામ અને તેનો યુગ' (Umar Khayyam and his Age) એ વિષય પર એક પુસ્તિકા ૮૯ પૃષ્ઠમાં ઈ. સ. ૧૯૨૨માં લખી છે, અને તારાપોરવાળા, મુંબઈએ પ્રકટ કરી છે. '૪૭' પૃષ્ઠોમાં ખય્યામના જીવનપ્રસંગોનું સંશોધન અને બાકીમાં રુબાઇઓ વિશે ચર્ચા છે. ગ્રંથ જો કે મિથ્યાડંબર અને અતિશયોક્તિમાંથી મુક્ત નથી, છતાં ફિલસૂફ (તત્ત્વજ્ઞાની) ખય્યામને સમજવાની સૌથી સરલ ને ખંતીલી કોશિશ તેણે કરી છે.

(૨) ડચ વિદ્વાન ક્રિસ્ટેન્સને (Christensen) ખય્યામની રુબાઇઓની એક નવી આવૃત્તિ જુદી જુદી અઢાર છપાયેલી પ્રતોની સાથે મુકાબલો કરી, તાજેતરમાં પ્રકટ કરી છે અને રુબાઈઓ ખય્યામની જ છે કે અન્યની તે નક્કી કરવાના અમુક નિયમો નિયુક્ત કર્યા છે.

(૩) જર્મન વિદ્વાન ફ્રેડ્રિક રોઝને (F. Rosen) ઈ. સ. ૧૯૨૫ માં ખય્યામની રુબાઈઓની એક નવી પ્રત-આવૃત્તિ બર્લિનના કાવીયાની પ્રેસ દ્વારા પ્રકટ કરી, અને તેના પર ફારસીમાં એક દીબાચો લખ્યો, જેમાં ક્રિસ્ટેન્સન સુધીના સર્વ ઉપલબ્ધ અને અલ્લામા કઝીનીના રુબાઇય્યાત વિશેના નવાં સંશોધનોનો

વધારો કર્યો. ફરી ઇ. સ. ૧૯૩૦ માં ફ્રેડ્રિક રોઝને મૈથ્યુન પ્રેસ-લંડનમાં તેના મૂળનો અંગ્રેજી તરજૂમો પ્રકટ કર્યો અને તેની ઉપર અંગ્રેજીમાં એક પૂર્વલેખ ઉમેર્યો, જેમાં બર્લિનની સરકારી લાઈબ્રેરીના પૌરસ્ત્ય વિભાગ (Oriental section)ના મંત્રી ડૉકટર વેલના જણાવ્યાથી ખય્યામના એક નવા રિસાલાના 'નૌરોઝ-નામા'ની વિવેચના કરી.

**કેટલાક પૌરસ્ત્ય સંશોધકો**

અરબીમાં ખય્યામ વિશે સર્વોત્તમ 'વદીઉલ્-મોસ્તાની'નો એ લેખ છે, જે ખય્યામની રુબાઈઓના અરબી તરજૂમા સાથે પ્રકટ થયો છે. કિંતુ ઘણું કરીને એ કોઈ તુર્કી લેખના આધારે ઉત્પન્ન થયો છે. આપણી ઉર્દૂ જબાનમાં ખય્યામ વિશેના ફક્ત બે જ ગ્રંથો ઉલ્લેખનીય છેઃ એક અલ્લામા શિબલીનો શેઅરુલ્-અજમ, જેના પ્રથમ ખંડમાં ઉમર ખય્યામના સંક્ષિપ્ત છતાં આધારભૂત જીવન-પ્રસંગો અને તેની રુબાઈઓ ને વિચારો પર તાત્ત્વિક અવલોકન છે; બીજો ગ્રંથ મૌલવી અબ્દુર્-રઝ્ઝાક સાહેબ કાનપુરીનો 'નિઝામુલ્-મુલ્ક તૂસી' જેની પુરવણી (Appendix)માં તેમણે ખય્યામનો અતિ વિસ્તૃત અહેવાલ લખ્યો છે. કિંતુ અફસોસ કે, તેમાં ઘણી ગલતીઓ છે. આ બે સિવાય ઉર્દૂમાં જે કંઈ અન્ય કોઈએ લખ્યું છે તે, આ બે ગ્રંથોની જ નકલો કે અંગ્રેજી ટીકાચાર્યોના તરજૂમા છે. તુર્કીમાં દાનિશનો તરજૂમો તાજેતરમાં પ્રકટ થયો છે. આનો પૂર્વલેખ પણ સારા સંશોધન સહિત આલેખાયો છે.

## ખય્યામના જીવનપ્રસંગોની થોડીક સાલો

ખય્યામનાં જીવનપ્રસંગો અને ચરિત્ર આલેખતાં પહેલાં તેનાં વર્ષ નક્કી કરવાની કોશિશ જરૂરી છે. કોઈ પણ વ્યક્તિના ઇતિહાસને માટે તેનું જન્મવર્ષ પ્રથમ છે, કિંતુ અહીં એ સ્થિતિ છે કે પૂર્વપશ્ચિમ બન્ને જગતના ઇતિહાસ તેના જન્મકાળ વિશે ખોજ લગાડી શકયા નહિ. તેના દેહત્યાગનો કાળ જો કે પૂર્વપશ્ચિમ

બન્નેમાં વિશેષતઃ હિ. સ. ૫૧૭ આલેખવામાં આવે છે; છતાંએ તેની પ્રતીતિની કોઈ પ્રાચીન સનદ પ્રાપ્ત નથી ખય્યામના જીવન-પ્રસંગોની ફક્ત ચાર સાલોનું અમને જ્ઞાન છે, જે નીચેના ક્રમે છે :

(૧) હિ. સ. ૪૬૭માં, આપણે તેને પહેલવહેલો મલેકશાહ સલજુકીની વેધશાળામાં જોઈએ છીએ.×

(૨) આ પછી હિ સ ૫૦૬માં નિઝામી ઉરૂઝી સમરકન્દી બલ્ખમાં તેને મળે છે *

(૩) હિ. સ. ૫૦૫ કે ૫૦૭માં અબુલહસન બૈહકી (તારીખુલ હુકમાના લેખક) તેની કિશોરવસ્થામાં તેને મળ્યા હતા =

(૪) હિ. સ ૫૦૮મા, ઉરૂઝી સમરકન્દીના બયાન મુજબ ખય્યામે, સુલતાનના શિકાર માટે શિકારની ભવિષ્યપત્રિ તૈયાર કરી +

(૫) હિ. સ. ૫૨૦ની કદકિ પહેલાં તે મૃત્યુ પામ્યો—

ઉમર ખય્યામની બાકીની સાલો ઠરાવવા આપણે હવે એમ કોશિશ શરૂ કરીએ છીએ કે જેથી તેના સંબંધના સિલસિલામાં જે જે વ્યક્તિના નામ મળે છે તેઓની સાલો દ્વારા કંઈક નતીજો પેદા કરવામાં આવે આ સિલસિલામાં પહેલી વસ્તુ તે નિઝામુલ-મુલ્ક અને હસન સબ્બાહની સમવયસ્કતા ને સમકાલીનતાની કથની (દાસ્તાન) છે, કારણ કે, જો આ વસ્તુ સાબિત થઈ જાય તો, નિઝામુલ-મુલ્ક અને હસનસબ્બાહ કે જેની અનેક સાલો આપણી જાણમાં છે તે

---

× તારીખે કામિલ, ઈબ્ને અસીર. હિ. સ. ૪૬૭ના પ્રસંગો

* ચહાર મકાલહ, ઉરૂઝી સમરકન્દી; પૃષ્ઠ ૬૨, બરેલ પ્રસિદ્ધ, ગિબ.

= ફિરદોસુત્તવારીખના લેખક મૌલાના અબરકોહીની જે ઈબારત ઝુકવસ્કીએ નકલ કરી છે તેમા હિ. સ. ૫૦૫ છે જ્યારે ખુદ બૈહકીની જે જ ઈબારત બુલેટીન ઓફ ઓરિયન્ટલ સ્ટડીઝ–લંડનમા છપાઇ છે. તેમાં . સ. ૫૦૭ છે.

+ ચહાર મકાલહ, પૃષ્ઠ ૬૩, ગિબ. ચહાર મકાલહ પૃષ્ઠ ૧૨, ગિબ.

દ્વારા ખય્યામની સાલોનું નક્કીપણું પણ શકય છે. અને જો, આ સાબિત નથી થતું તો, ખય્યામના ઈતિહાસ-નાટકનો એક વિશાળ પડદો ઊંચકાઈ જાય છે.

## સમકાલીનતાના મશહૂર દાસ્તાનની પરખ

### નિઝામુલ્-મુલ્કની સમકાલીનતા

સલ્જુકી વંશના વઝીર નિઝામુલ્ મુલ્ક તૂસીનાં જન્મ મરણનાં વર્ષ નિર્વિવાદ સૌ જાણે છે. એટલે કે તેનો જન્મ હિ. સ. ૪૦૮ યા ૪૧૦ *માં થયો અને મૃત્યુ હિ. સ. ૪૮૫માં. પૂર્વના આમ ચરિત્રનિરૂપકોના કથન પ્રમાણે જો ઉમર ખય્યામ અને અને હસન સબ્બાહને નિઝામુલ્-મુલ્કના સહાધ્યાયી ને સમવયસ્ક સ્વીકારી લેવામાં આવે તો માનવું પડશે, કે ખય્યામ અને હસન-સબ્બાહનો જન્મ હિ. સ. ૪૦૮ કે ૪૧૦ની લગભગમાં હોય, કિંતુ આ સહાધ્યાયિતા ને સમવયસ્કતાનું પ્રમાણ એ દાસ્તાનની સાબિતી પર આધાર રાખે છે, જેની હવે આપણે કસોટી જોવાના છીએ.

એ દાસ્તાન એ એક મશહૂર કિસ્સો છે: ખય્યામ, હસન-સબ્બાહ અને નિઝામુલ્-મુલ્ક તૂસી સમવયસ્ક અને નિશાપુરમાં ઇમામ મુવફ્ફકની શાળાના સહાધ્યાયીઓ હતા. ત્યાં જ તેઓએ પરસ્પર એવો બાલક-બુદ્ધિ કરાર કર્યો હતો, કે ઇમામ મુવફ્ફકના શાગિર્દોમાંથી કોઇને કોઈ ઉચ્ચ અધિકારપદે પહોંચે તો, આપણામાંથી જે કોઇ એવા ઉચ્ચ ઓધ્ધાનો અધિકારી બને તે

---

* આમ ઇતિહાસોમાં નિઝામુલ્-મુલ્કનું જન્મવર્ષ હિ. સ. ૪૦૮ મળે છે, કિંતુ અલીબિન ઝૈદ બૈહકી—જન્મ હિ. સ. ૪૯૯ મૃત્યુ હિ. સ. ૫૬૫ ના 'તારીખે બૈહકી'માં તેનું જન્મવર્ષ ૪૧૦ ચારસો દસ આપવામાં આવ્યું છે. (જુઓ, મશહૂર ઇતિહાસના 'ખાનદાને સૈફુલ-લુઝરા નિઝામુલ્-મુલ્ક' ના મથાળા નીચેના અવતરણમાં અને ઓરિયેન્ટલ કોલેજ મેગેઝીન લાહોર નવેમ્બર ૧૯૨૮માં-જે, બ્રિટિશ મ્યુઝિયમની પ્રત ઉપરથી નકલ કરેલ છે

પોતાના બાકીના બન્ને મિત્રોને પણ તેની પૂંજીના ભાગીદાર બનાવે. અને આ ભવિષ્યોક્તિને કાળબળે ખરી ઠરાવી અને નિઝામુલ-મુલ્ક સલ્તનતનો વજીર થઈ ગયો. કરાર પ્રમાણે તેણે ખય્યામને એક મોટી રકમનો વાર્ષિક વજીફો બાંધી આપ્યો અને તે પોતાના ઇલ્મી સંશોધનકાર્યોમાં લીન રહ્યો. કિંતુ હસન-સબ્બાહે દરબારમાં પહોંચી એવી જાળ પાથરી કે જેના પરિણામે ખુદ નિઝામુલ-મુલ્કની જડ ઊખડી જતી પણ, ઉલટે તે નિષ્ફળ ગયો, અને મિસર જઈ ઇસ્માઈલી દાઈઓમાં શામેલ થઈ ગયો. આ કિસ્સો પહેલા તો અતિ શ્રદ્ધાથી સ્વીકારાતો હતો, કિંતુ પાછળથી યુરોપના કેટલાક પ્રાચ્ય વિદ્યાવિશારદોએ, 'એ ત્રિના પર, કે નિર્દિષ્ટ સમવયસ્કતા ને સમકાલીનતાના સ્વીકારથી તો ખય્યામ અને હસન સબ્બાહનુ સો સો વર્ષોથીએ વધુનું આયુષ માનવુ પડે,' એમ કહી આ દાસ્તાનને સત્યથી અને અસ્વીકાર્ય લેખ્યો આમ એક દિલચસ્પ તારીખી કિસ્સાને સંશોધનની અદાલતથી વિદાય લેવી પડે એમાં ઇતિહાસની દિલચસ્પીનુ ખૂન થાય છે આથી જરૂરી છે કે આ ઉપર હમદર્દીથી વિચાર કરવામાં આવે

આ કિસ્સાનુ અસલ મૂળ.

આ કિસ્સાના સૌથી પુરાણા આધારગ્રંથો 'બે' છે: એક 'વસાયાએ નિઝામુલ-મુલ્ક'ની જબાનમાં આ કિસ્સો વર્ણવાયો છે બીજો 'જામેઉત્ તવારીખ,' ફઝલુલ્લાહ રશીદ, (હિ સ ૭૧૮માં રચાયો ગયો.) હસન બિન સબ્બાહના "અલમોત કિલ્લા'ના ખાસ ગ્રંથાલયના 'સરગુઝશ્તે સૈયદના' નામક હસન સબ્બાહનુ એક સંક્ષિપ્ત જીવનચરિત્ર હતું. હલાકુખાને જ્યારે હિ. સ. ૬૫૪મા કબ્જો કર્યો ત્યારે, તેના મુસ્લિમ દરબારી અમીર અતાઉલ-મુલ્ક જુવૈનીને એ ગ્રંથાલયને સળગાવી દેવા ફરમાન કર્યું. અતાઉલ-મુલ્ક એમાંથી એ રિસાલો સરકાવી લીધો. આ જ રિસાલો ઇસ્મા-

ફલીઓના ઇતિહાસનું અસલ ધન છે, જેનો ખુદ અતાકેલ-મુલ્કે તેના ગ્રંથમાં ઇસ્માઇલીઓના ઇતિહાસમાં ઉપયોગ કર્યો છે, અને આ રિસાલાની કેટલીક ઉપલબ્ધિનો પાછળથી ફઝલુલ્લાહે તેના ઇતિહાસ-ગ્રંથમાં ઉપયોગ કર્યો છે. આમ આ ઘટના એક સંગીન સનદ ધરાવે છે, બીજી બાજૂએ આ ઘટના એ ગ્રંથ ('વસાયાએ નિઝામુલ્ મુલ્ક') ના એ દીબાચામાં આલિખિત છે જે નિઝામુલ્ મુલ્કનું સર્જન નિર્દેશાયું છે કિંતુ .આમ ખોટી રીતે થયાની હજુ સુધી કોઈ દલીલ રજૂ કરી શકાઇ નથી.

આ ઘટના ત્રણ વ્યક્તિઓ સાથે સંકળાયેલી છે: ખય્યામ હસન બિન સબ્બાહ અને નિઝામુલ્-મુલ્ક. અત્યાર સુધી દુનિયાએ આ મુકદ્દમાના ફક્ત બે સાક્ષીઓના પુરાવા સાંભળ્યા છે: એક હસન સબ્બાહનો જે 'સરગુઝસ્તેહ સયદનામા' છે અને બીજો નિઝામુલ્-મુલ્કનો જે 'વસાયા'ના દીબાચામા છે. મુકદ્દમાનો ત્રીજો સાક્ષી અત્યાર સુધી નિઃશબ્દ હતો, એટલે ખય્યામનો કોઈ પુરાવો પ્રત્યક્ષ ન હતો; કિંતુ હવે આ ત્રીજો પુરાવો પણ ઉપલબ્ધ થઈ ગયો છે.

**ખય્યામનો પુરાવો :**

ખય્યામની બે કૃતિઓ જેનો, તેના સૌથી પુરાણા ચરિત્ર-નિરૂપક બૈહકીએ ઉલ્લેખ કર્યો છે તેમાં એક ગ્રંથ 'કૌન વ તક્લીફ' (Creation and Chastening) છે. આ ગ્રંથ મિસરમાં ઈ. સ. ૧૯૧૭માં છપાયો છે.* તેના પૃષ્ઠ (૧૭૦)માં ખય્યામ, ઇબ્ને સીનાનો ઉલ્લેખ કરે છે. કહે છે: " આ કાયદા પર કદાચ મેં અને મારા ઉસ્તાદ અબુઅલી સીનાએ ઘણો વિચાર કરી લીધો છે " મૂળ ઇબારત આ છે :

* આ ગ્રંથ મિસરના સઆદત મુદ્રણાલયમાં છપાયો છે અને તેની ૯૫, હિ. સ. ૬૯૬ એટલે ખય્યામના લગભગ પોણા બસો વર્ષ પછીની લખાયેલી, નુરુદ્દીન એક (બિન) મુસ્તફાના ગ્રંથાલયમાં છે, જેના ઉપરથી નકલ કરી આ સંગ્રહમાં પ્રકટ કરવામાં આવેલ છે.

"અને કદાચ મેં અને મારા ઉસ્તાદ, અર્વાચીન ફિલસૂફોમાં સર્વોત્તમ અબુઅલી હુસેન બિન અબ્દુલ્લાહ બિન સીના બુખારીએ (ખુદા તેના દરજ્જાને બુલંદ કરે) આ દાયકામાં ઘણો ઊંડો વિચાર કરી લીધો છે." (પૃ ૧૭૦)

– અબુઅલી સીનાનું મૃત્યુ નિર્વિવાદ હિ. સ ૪૨૮માં થયું છે. ફિલસૂફીની શિષ્યતા માટે ઓછામાં ઓછાં અઢાર વર્ષનું વય પણ માની લેવામાં આવે તો હિ સ ૪૦૮ યા ૪૧૦ સુધીમાં ખય્યામનો જન્મકાળ ઠરાવવો પડશે, જે ખુદ નિઝામુલ્-મુલ્કનો જન્મકાળ છે

ઉપર્યુક્ત ઇશારતથી મુકદ્દમાના ત્રીજા સાક્ષીનો પુરાવો જાણવા મળે છે

આ કિસ્સાની સ્વસ્થતાની અન્ય શક્યતાઓ :

જો આ ઘટનામાં સમવયસ્કતાને બદલે માત્ર તેઓની સહાધ્યાયિતાના પુરાવા પર સંતોષ માનવામાં આવે તો, આની સ્વસ્થતાની અનેક શક્યતાઓ ફૂટી નીકળે છે :

(૧) નિઝામુલ્-મુલ્ક જો કે, વયમાં મોટો હતો, કિંતુ શિક્ષણના દરજ્જામાં તે નાનો હતો અને આમ હસન સબ્બાહ ને ઉમર ખય્યામ વયમા નાના હોવા છતાં પણ તેના સહાધ્યાયી થઈ શકતા હતા.

(૨) આ સહાધ્યાયિતા પ્રાથમિક શિક્ષણમાં ન હતી, બલ્કે ઉચ્ચ શિક્ષણમાં હતી, જેમાં વયનો તફાવત સહાધ્યાયીઓમાં શક્ય છે.

(૩) ઇમામ મુવફ્ફક કે જેમની દર્સગાહ (અભ્યાસવર્ગ)નો આ કિસ્સામાં ઉલ્લેખ છે, તેઓ એક ઐતિહાસિક વ્યક્તિ છે અને નિઃશંક તેઓ આ યુગમાં એવા જ સદ્ભાગી સમયશુભ્ર હતા.

હવે આમાની દરેક વસ્તુની ખાત્રી કરવાનો પ્રયત્ન કરવાનો છે.

સહાધ્યાયિતાની શક્યતા :

મેં મારા એક લેખ "ઉમર ખય્યામ અને રોબ'રૂસ-અજમ" મઆરિફના પ્રકાશન (ફેબ્રુઆરી ૧૯૨૪ ઈ. સ.)માં એ સાબિત કર્યું છે, કે જો હિ. સ. ૫૧૭ સુધીમાં ખય્યામનો મૃત્યુકાળ સ્વીકારી

સેવામાં આવે, જેમકે સામાન્ય રીતે મશહૂર છે, અને હિ. સ. ૪૨૫માં પણ ખય્યામ અને હસન સબ્બાહના જન્મકાલ માનવામાં આવે તો, હિ. સ ૪૪૦માં જે, તેઓના ઉસ્તાદ ઈમામ મુવફ્ફકનું મૃત્યુવર્ષ છે, ત્યારે સમવયસ્કતા તો નહિ પણ, સહાધ્યાયિતા શકય છે, કારણ કે આ સહાધ્યાયિતા પ્રાથમિક શાળામાંની ન હતી જે ખોટી રીતે સામાન્યતઃ પ્રચલિત છે,* બલકે મઝ્હબના ઉચ્ચાભ્યાસમાંની હતી. ઈમામ મુવફ્ફક હિબ્તુલ્લાહ શાફઈઓના ઈમામ અને સમકાલીન આગેવાન હતા. તેમની બેઠકમાં પંડિતો અને વિદ્વાનોનું ઝૂમખું જામ્યું રહેતું હતું. તેઓ હદીસ (મહંમદ પેગમ્બર સાહેબના આચાર વિચારને લગતું જ્ઞાન ) અને ફિકહ (ઈસ્લામ વિધિનિષેધ-શાસ્ત્ર )નું અધ્યાપન કરાવતા હતા. ખુદ વસાયામાં પણ લખ્યું છે કે "દર કુરાન વ. હદીસ" એટલે કે આ કુરાન ને હદીસના અભ્યાસમાં જોડીદારી હતી, જે માટે ખાસ્સી મોટી ઉમર જોઈએ. પ્રાથમિક શિક્ષણ કે એકડિયા જોડીદારી નહતી, કે જે માટે બાળપણની જરૂરી છે.

'સરગુઝસ્તે સૈયદના'માં આ કિસ્સો જ્યાં આલેખ્યો છે ત્યાં સ્પષ્ટ કર્યું છે કે, "સત્તર વર્ષની ઉમર પછી હસન સબ્બાહ નિશાપુરના વિદ્યાલયમાં નિઝામુલ્-મુલ્કનો જોડીદાર અભ્યાસી થયો." આથી પણ સાબિત થાય છે, કે આ બાળપણનો બાળપોથિયો પ્રસંગ ન હતો, બલકે યુવાવસ્થાના મહાવિદ્યાલયનો પ્રસંગ છે. અને બિલકુલ શકય છે, બલકે હકીકત છે, કે નિઝામુલ્-મુલ્કનો અભ્યાસ મોડેથી શરૂ થયો; જેમકે તેના વૃત્તાંતમાં દરેક લખ્યું છે કે "પ્રથમ તેણે કુરાન કંઠસ્થ કર્યું, પછી તેણે તેના વતન તૂસના ગામડામાં ફિકહનું શિક્ષણ લીધું અને ત્યાર પછી નિશાપુર મોકલવામાં આવ્યો.' આ શિક્ષણ-પગથી પાર ઉતારવા મોટી વય જરૂરી છે.

* જેમકે 'આતશકદએ આઝર'માં છેઃ "એવું વિદિત છે કે નિઝામુલ્-મુલ્ક અને હસન સબ્બાહ પ્રાથમિક શાળાના સહાધ્યાયી હતા." (પૃષ્ઠ ૧૩૯. મુંબઈ)

સલજુકીઓએ હિ. સ. ૪૨૯માં નિશાપુર કબ્જે લીધું, અને ઈમામ મુવફ્ફક, હિ. સ. ૪૦૭થી હિ. સ. ૪૪૦ સુધી ગુરુપદ અને ઉપદેશાસન પર વિરાજમાન રહ્યા. નિઝામુલ્-મુલ્કે ચાર વર્ષ તેમની સરપરસ્તીમાં શિક્ષણ લીધું. ત્યાર પછી ગઝના અને બલ્ખ ગયો અને દાઉદ સલજુકીના પ્રતિનિધિ-ગવર્નર અબુઅલી બિન શાદાનની નોકરી કરી. દાઉદે હિ. સ ૪૩૦ પછી જ બલ્ખ લીધુ છે. અને અબુઅલી બિન શાદાન જે દાઉદ સલજુકીનો બલ્ખમાં નિયુક્ત ગવર્નર હતો તેણે હિ. સ ૪૫૦ યા ૪૫૧માં દેહત્યાગ કર્યો. આથી નિઝ઼ામુલ્-મુલ્કની સહાધ્યાયિતાનો સમય હિ. સ ૪૩૭થી ૪૪૦ સુધીનો નક્કી કરી શકાય અને હિ સ ૪૪૧ થી ૪૫૦ દરમ્યાનમાં બલ્ખના અમીરની નોકરીમાં તેનું રહેવું પણ શક્ય બની જાય છે.

નિઝામુલ્-મુલ્કથી હસન સબ્બાહ ને ખય્યામ નાના હોવાનો પુરાવો ખુદ 'વસાયા'ના દીબાચામાંથી:—

'વસાયા'ના દીબાચામાં હસનસબ્બાહ અને ખય્યામના નિશાપુરમાં ઈમામ મુવફ્ફકની મજલિસમાં દાખલ થવાના પ્રસંગ ઉપર જણાવવામાં આવ્યું છે કે'

"હકીમ ઉમર ખય્યામ અને (મખ્ઝૂલ) ઇબ્ને સબ્બાહ બન્ને નવયુવાન હતા"

"નવરસીદાહ" નો અર્થ એ નથી કે તેઓ દર્સગાહ (અભ્યાસગૃહ)માં તાજા આવનારાઓ હતા અને નવા નવા આવેલા હતા, બલકે ફારસી રૂઢિ પ્રમાણે એનો અર્થ 'નવ યુવાની' ને 'પુખ્ત વયમાં પ્રવેશ'નો છે, જેની શરૂઆત સોળ સત્તર વર્ષની વયે થાય છે. અલબત્ત દીબાચાનો આ ફકરો, "બસને મન બુદન્દ" "મારી ઉમરના બરાબર હતા" વિચારણીય છે. આ ફકરો નિઝામુલ્-મુલ્કના એ વૃત્તાંતની વિરુદ્ધ છે જે પ્રમાણભૂત ઇતિહાસમાં આલિખિત છે, કારણ કે માધ્યમિક તાલીમ લેતાં ઘણું કરીને તે

તેના વતનમાં જ જવાની ઉમરે પહોંચી ચૂકયો હતો.* આથી આ ફકરો પાછળથી વધારી દેવામાં આવેલો જણાય છે.

પછી 'વસાયા' માં ખય્યામના ઉલ્લેખમાં છે કે, અલપ-અરસલાનની હકૂમતના સમયમાં ખય્યામ નિઝામુલ્-મુલ્કની સેવામાં આવ્યો અને સવાસો અશરફી (સોના મહોર) નું વર્ષાસન મેળવ્યું, ત્યાર પછી કે—

"અને હકીમ ઉમર ખય્યામે જ્ઞાનમાં પારંગત થઈ ખગોળ-વિદ્યામાં ઉચ્ચ વિકાસ સાધ્યો."

અલપઅરસલાનનો રાજ્યકાલ હિ. સ. ૪૫૫ થી ૪૬૫ સુધીનો છે આપણે ખય્યામના આ દરબારમાં આગમન અને વર્ષાસન મેળવવાનો સમય, મધ્યનો એટલે કે હિ સ. ૪૬૦ નો માનીએ છીએ. આથી જણાશે કે હિ. સ ૪૬૦ સુધી, જ્યારે કે નિઝામુલ્-મુલ્ક અનેક ક્રાંતિકારી ફેરફારો પછી વિઝારતી ઓધ્ધે પહોંચી ચૂકયો હતો ત્યારે, ખય્યામ તો હજુ જ્ઞાનવિજ્ઞાનનું પ્રાવીણ્ય મેળવવામાં ગૂંથાયો હતો.

આ વિગતથી સ્પષ્ટ થશે, કે નિઝામુલ્-મુલ્કને જો જયેષ્ઠ અને બાકીના બન્ને સાથીને વયમાં તેનાથી કનિષ્ઠ માની લેવામાં આવે તો સહાધ્યાયિતા શક્ય છે. પણ શરત કે ખય્યામનો પ્રચલિત મૃત્યુ-કાળ ખરો માની લેવામાં આવે

**ઈમામ મુવફ્ફક :**

ઈમામ મુવફ્ફક અને તેમનો અભ્યાસવર્ગ, તેમ તેમની સિફા-રિશથી સત્તાસનના ઉચ્ચ અધિકારે પહોંચવું, જેમકે પ્રસ્તુત દાસ્તાનમાં આલેખાયું છે, તે અનુમાન-સામીપ્ય ધરાવે છે, અને તેનું સમર્થન

* તારીખે ઇબ્ને અસીર ગ્રં. ૧૦મો પૃષ્ઠ ૧૩૯, તિજારેબુસ સલ્ફે હિન્દુશાહ બિન સન્જર (હિ. સ. ૬૩૦) હબીબસ-સેયર, માંસીયુ મો. શીફરના સિયાસતનામાની પુરવણીના હવાલાથી તથા ઇબ્ને ખલ્લેકાન; તબકાતુશ્-શાફેઇય્યાહ સુબ્કી નિઝામુલ્-મુલ્કનું ચરિત્ર (ગ્રં. ૩જો)

અન્ય સાધનો દ્વારા પણ અનુમાન-સામીપ્ય ધરાવે છે હાફિઝ સુબકીએ 'તબકાતુશ-શાફેઈયતિલ-કુબરા' માં આ ખાનદાનનું પૂરે-પૂરું વર્ણન કર્યું છે (જુઓ મજકૂર કિતાબનો ત્રીજો ભાગ, પૃષ્ઠ ૫૯ થી ૮૫, હુસૈનીય્યાહ પ્રકાશન મિસર) સુબકી કહે છે

'વકાના બૈતોહુમ મજમઉન-ઓલમાએ 'મુન્તાકુન-આઈમ્મહ' તેમનું ઘર પંડિતોનું મળવા અને વિદ્વાનોનું ભેગા થવાનું મથક હતું (ભા ત્રીજો, પૃષ્ઠ ૮૬)

ઈમામ મુવફ્ફકના પિતા કાઝી અબુઉમર મોહમ્મદ બિન હુસૈન બુસ્તામી સમકાલીન ઈમામ હતા તેમને હિ સ ૩૮૮ માં દૈલમની સલ્તનત તરફથી કાઝી (ન્યાયાધીશ) બનાવી નિશાપુર મોકલવામા આવ્યા હતા ત્યા શાફેઈ અને હદીસના માન-નારાઓએ તેમને ભારે આવકાર આપ્યો અને ત્યારથી આ ખાનદાન તમામ શાફેઈઓમા સરદારી અને પ્રાધાન્ય ભોગવતું થઈ ગયું ને તેમના કીર્તિ અને દોલત એટલાં વધી ગયા કે તે વિઝારતની આશા સેવતુ હતુ અને ખરેખર આ જ ઓધ્ધા-પ્રાપ્તિની ખેંચતાણ હતી જેને વજીર અમીદુલ્-મલિક કુન્દરીએ મઝહબી ઝગડાનુ રૂપ આપ્યુ, એટલા માટે, કે રખેને વિઝારતનો ઓધ્ધો પોતાના હાથમાંથી છીનવાઈ ઈમામ મુવફ્ફકના પુત્ર અબુસહલને મળી જાય ઈમામુલ-હરમૈન અને ઈમામ કુશૈરી વગેરેના દેશનિકાલના પ્રસંગે અબુ-સહલે સલજુકી સુલતાનનો ભારે સામનો કર્યો અને પોતાની વાત મનાવી છોડી *

---

* આ પ્રસંગની પૂરી વિગત તબકાતુશ-શાફેઈય્યાહ સુબકીના નીચેના ચરિત્રોમા જુઓ 'ઈમામ અબુલહસન અશઅરી, ગ્રંથ ૨ જો પૃષ્ઠ ૨૭૦-૭૧' 'અબુસહલ બુસ્તાની ગ્રંથ ૩ જો, પૃષ્ઠ ૮૫' 'ઈમામ અબ્દુલકરીમ કુશૈરી, ગ્રંથ ત્રીજો, પૃષ્ઠ ૨૪૫' 'ઈમામુલ-હરમૈન અબ્દુલ્ મુલ્ક જુવૈની ગ્રંથ ૩ જો, પૃષ્ઠ ૨૫૨

એ બિના, કે આ ઝઘડાનો મૂળ ભેદ વિઝારતનો ઓધ્ધો હતો " સુબકીએ તબકાત ગ્રંથ બીજાના પૃષ્ઠ ૨૭૩મા લખ્યુ છે કે ઝઘડો વિઝારત બિના પર હતો "

ખુદ ઈમામ મુવફ્ફક એક એવી બુલંદ હસ્તી હતી, કે સલ-જુકીઓએ તેમને પેશ્વા માનવા પડ્યા. પરિણામે, હકીમ નાસિર ખુસરૂ જ્યારે હિ. સ. ૪૩૭માં નિશાપુર પહોંચ્યો છે ત્યારે તેણે તેમની મુલાકાત લીધી છે અને તેમની સાથે નિશાપુરથી નીકળ્યો છે; તેનું બ્યાન છે કે, ખાજા મુવફ્ફક સુલતાન તગરલ બેગ સલજુકીના પીર હતા—

"બીજી ઝીલ્કાદાના દિને અમો નિશાપુરથી નીકળ્યા. અમારી સાથે ખ્વાજા મુવફ્ફક હતા જેઓ સુલતાનના પીર છે." (સફર-નામા, નાસિર ખુસરૂ, પૃ૦ ૪, કાવિયાની પ્રેસ બર્લિન)

સમકાલીન સુલતાનના પીર હોવું, આમ જનતાનાં આદરભાવ, શ્રદ્ધા ને શાહી પ્રાર્થનાનું સાધન બનવા માટે પૂરતું હતું. આ ઉપ-રાંત સુલતાનના પ્રથમ મંત્રી (સેક્રેટરી) અમીદુલ્-મુલ્ક કુન્દરી (જે છેવટે, નિઝામુલ્-મુલ્કના પહેલાં વિઝારતી ઓધ્ધો મેળવી ચૂક્યો હતો) વિશે સ્પષ્ટ રીતે સાબિત છે કે તે, આ જ ઈમામ મુવફ્ફકની સિફારિશથી સદર ઓધ્ધે પહોંચ્યો હતો; જેમકે બન્દારીના 'ઝુબ્દ-તુન્નસરાહ તારીખે આલે સલજુક' માં છે—

"અમીદુલ્-મુલ્કના તગરલ બેગ સાથે પરિચયનું કારણ એ બન્યું કે જ્યારે, તગરલ બેગ નિશાપુર પહોંચ્યો, ત્યારે તેને એક એવા મુનશી (મંત્રી) ની જરૂર પડી કે જે અરબી અને ફારસી બન્નેમાં પૂરી કાબેલિયત ધરાવતો હોય. ત્યારે અબુસહલના પિતા મુવફ્ફકે તગરલને અમીદુલ્-મુલ્કનું નામ આપ્યું." (પૃષ્ઠ ૨૯, મિસર પ્રકાશન)

ઇબ્ને અસીરમાં—

"અમીદુલ્-મુલ્કને સુલતાન તગરલ બેગ સુધી પહોંચવા માટેનું કારણ એવું બન્યું કે સુલતાન જ્યારે નિશાપુર આવ્યો, ત્યારે તેને એક એવા મુનશીની જરૂર પડી જે અરબીમાં નિપુણ હોય.. ત્યારે અબુસહલના પિતા મુવફ્ફકે અમીદુલ્-મુલ્કના નામનો નિર્દેશ કર્યો." (ગ્રંથ ૧૦ મો, પૃષ્ઠ ૨૦, બરેલ)

આ આખોયે કિસ્સો કલ્પિત છે ;

કિંતુ - આ અનુકૂલ અનુમાનરેખાઓ છતાં સહાધ્યાયિતાની સિદ્ધતા એ વસ્તુ પર અવલંબિત છે કે, ઉમર ખય્યામનું મૃત્યુ-વર્ષ હિ. સ. ૫૧૫ થી ૫૧૭ સ્વીકારમાં આવે; જેથી વધુમાં વધુ તેનું વય સો વર્ષનું કલ્પી શકાય. પણ સંશોધનની કલમ તેના મૃત્યુના પ્રસંગને ઘણા સમય પછી માનવા પર મજબૂર કરે છે, એટલે કે ૫૨૬ હિ. સ.માં. હવે આ હિસાબે તેને આ સહાધ્યાયિતાની સાબિતી માટે પણ ૧૦૦થી વધુ વયનો માનવો પડશે, જે દરેક રીતે શંકાસ્પદ છે.

એ વસ્તુ પણ નોંધવા જેવી છે, કે નિઝામુલ્‌મુલ્કના અભ્યાસ-કાલ અને ઈમામ મુવફ્ફક (સ્વ: હિ. સ. ૪૪૦)ના અભ્યાસવર્ગ બન્નેનો હિ. સ. ૪૪૦માં અંત આવ્યો હતો. હવે ખય્યામનો જન્મ હિ. સ. ૪૨૫ અને તેનું વય '૧૦૦'નું માની લેવામાં આવે તો પછી એ શકય થશે કે દસ અગિયાર વર્ષનો ખય્યામ, અઠ્ઠાવીસ વર્ષના નિઝામુલ્-મુલ્કનો સહાધ્યાયી થઈ શકે.

એ પણ ધ્યાનમાં રહેવું જોઈએ કે નિઝામુલ્ મુલ્કનાં તાલીમ અને તાલીમ આપનારાઓનો ઉલ્લેખ ઇતિહાસોમાં સચવાયેલો છે, કિંતુ એમાં ઈમામ મુવફ્ફકનું નામ કોઈએ નિર્દેશ્યું નથી, જ્યારે કે ખુદ નિશાપુરના મશહૂર શેખ ઈમામ કુશૈરીનું નામ, નિઝામુલ્-મુલ્કના હદીસના શેખો-શિક્ષકોમાં લેવાયું છે.*

ખય્યામના છપાયેલા "રિસાલએ તકવીન"માં અબુઅલી સીના (સ્વ: હિ. સ. ૪૨૮) વિશે જે શબ્દ "મારા ઉસ્તાદ" (મોઅલ્લેમી) છે તે, મારા હિસાબે શંકાસ્પદ છે. અબુઅલીની શિષ્યતા, ખુલ્લું છે કે ફિલસૂફી (તત્ત્વજ્ઞાન)માં હશે, અને એક આવા ફિલસૂફ ગુરુની શિષ્યતા માટે, જેઓ હિ. સ. ૪૨૮માં મૃત્યુ પામ્યા, ત્યારે ઓછામાં ઓછું અઢાર વર્ષનું વય તો કલ્પવું પડશે.

*તબકાતુશ-શાફેઈય્યતીલ-કુબરા, સુબકી, નિઝામુલ્-મુલ્કનું જીવનચરિત્ર.

અને આ રીતે તેનો જન્મ, અબુઅલી સીનાની શિષ્યતા સિદ્ધ કરવા હિ. સ. ૪૧૦માં માનવો જોઇએ. તો હિ. સ. પર૬ સુધીમાં જે તેના દેહત્યાગનું વર્ષ છે, ત્યારે ૧૧૭ વર્ષનું તેનું આયુષ હોવું જોઈએ.

વળી અબુઅલી સીનાના જીવતના દિવસ સતત પરેશાની અને રખડપટીમાં વીત્યા છે જે દરમ્યાન સુલતાનના ડરથી આમતેમ નાસતો ફરતો રહ્યો છે. આવા સંજોગોમાં કોઇનું તેના શાગિર્દ થવું અતિ કઠિન છે. આમ જોતાં ખય્યામનું તેને જઈ મળવું ને અભ્યાસમાં જોડાવું અશકયવત લાગે છે. બલ્કે ખય્યામના જન્મ મરણ-કાળનો અંદાજ કાઢવાની મેં જે આગળ ઉપર કોશિશ કરી છે તેને નજર આગળ રાખતાં, ખય્યામના હિ. સ. ૪૧૦માં જન્મ થયાનો વિચાર સરખો પણ આવી શકતો નથી. આથી એવું લાગે છે કે આ રિસાલામાં મારા ઉસ્તાદ (મોઅલ્લેમી) ને બદલે "તારા ઉસ્તાદ" (મોઅલ્લેમોક) હશે, કારણ કે કાઝી મોહમ્મદ બિન અબ્દુર-રહીમ નસ્વી જેના પ્રશ્નોના ઉત્તરમાં આ રિસાલો-પુસ્તિકા છે તે પોતાને ઈબ્ને સીનાનો શાગિર્દ કહે છે. યા તો એવું છે કે ખય્યામ મારા ધારવા પ્રમાણે અબુઅલી સીનાના શાગિર્દનો શાગિર્દ હતો ને તેણે વિનયાર્થે અબુઅલી સીનાને પોતાના ઉસ્તાદ કે શિક્ષક ઠરાવ્યાઃ એટલે કે ઉસ્તાદ દ્વારા ઉસ્તાદ; નહિ તો, ખય્યામનું, સીધા અબુઅલી સીનાના શાગિર્દ હોવુ, મારી આગળ ઉપર આવનારી સંશોધનીય દલીલો પ્રમાણે અસંભવિત છે.

**ખય્યામની એક રુબાઈ પરથી તેની ઉમર મોટી હોવાની દલીલ સાચી નથીઃ**

રૂબાઇય્યાતે ખય્યામની કેટલીક પ્રતોમાં એક રુબાઈ જડી આવે છેઃ ઓ ઈશ્વર! હું તારી કુદરતના પરિણામરૂપ જગતમાં પ્રકટ થયો છું, તારી કૃપાથી લાડમાં હું સો વર્ષનો થયો છું. સો

વર્ષ સુધી હું કસોટી માટે પાપ કરતો રહીશ, પછી જોઉં છું કે, મારી પાપલીલા મેદાન સર કરે છે કે તારી કૃપાદષ્ટિ.

આ ઉપરથી શાએરની ઉમર '૧૦૦' વર્ષ ઉપરની સિદ્ધ થાય છે; કિંતુ અન્ય પ્રતોમાં પ્રસ્તુત રૂબાઈની બીજી પંક્તિ નીચે પ્રમાણે છે:

(ભાવાર્થ)

'તારી કૃપાથી લાડમાં હું પોષણ મેળવતો રહ્યો.'

અને કેટલીક પ્રતોમાં તો પ્રસ્તુત રૂબાઈ બિલકુલ છે જ નહિ. અને કયાંક તો વળી આ રૂબાઇ અન્ય શાએરની હોવાનો નિર્દેશ પણ મળી આવે છે. આથી તેને ઐતિહાસિક પ્રમાણનો પાયો ન ગણાવી શકાય.

નિઝામુલ્-મુલ્કના 'વસાયા'નો દીબાચો પાછળથી વધારેલો છે.

ઉપર આવી ગયુ કે આ દંતકથાના મૂળ આધારો બે છે: એક 'વસાયાએ નિઝામુલ્-મુલ્કનો દીબાચો' અને બીજો 'સરગુઝસ્તે સૈયદના.' જો કે બન્નેમાં દંતકથાનુ મધ્યવર્તી તત્ત્વ એક છે, કિંતુ 'વસાયા'ના દીબાચામાં એ બન્નેની ટપાટપીની જે મૂળ ઘટના છે તે ભિન્ન ભિન્ન છે 'વસાયા'ની પ્રસ્તાવનામાં આ ઘટના આમ આલેખી છે: ઊંટવાળાઓને હલબથી અરફહાન સુધી પથ્થરો ઊંચકી લાવવાના વેતનની વહેંચણી બાબતમાં ભૂલ કર્યાનુ સામાન્ય દોષારોપણ હસન બિન સબ્બાહે નિઝામુલ્ મુલ્ક પર કર્યું હતું. પછી સલ્તનતની આમદની અને ખર્ચના કાગળોનો મામલો એવી રીતે અસ્પષ્ટ આલેખ્યો છે કે મૂળ તત્ત્વ ન જણાય અને હસન બિન સબ્બાહ જ દોષપાત્ર ઠરે ને નિઝામુલ્-મુલ્ક નિર્દોષ, અને હસન બિન સબ્બાહની લુચ્ચાઈ પ્રકાશમાં આવે. જ્યારે 'સરગુઝસ્તે સૈયદના'માં જે ઘટના આલેખી છે, એટલે તામેના મુલ્કોના આવક ખર્ચના હિસાબની તૈયારીમાં નિઝામુલ્ મુલ્કની બે વર્ષની મુદતની માગણી અને હસન બિન સબ્બાહે તે ચાળીસ દિવસમાં તૈયાર કરી આપવું અને નિઝામુલ્ મુલ્કે પ્રપંચથી એ કાગળોનું વેરણછેરણ ને વેરવિખેર કરી નાંખવું

આ કરી નંખાવવું, તે દ્વારા નિઝામુલ્-મુલ્કની અપ્રામાણિકતા ને હસન બિન સબ્બાહની કૃતાર્થતા પ્રકટ થાય છે. આ બન્ને ગ્રંથોમાં ઘટનાનું આ પ્રકારે નિરૂપણ અનિવાર્ય હતું, કારણ કે નિઝામુલ્-મુલ્કના 'વસાયા 'નો દીબાચો તેના તરફદારોનું આલેખન છે અને 'સરગુઝશ્તે' હસન સબ્બાહના પક્ષકારોનું સર્જન છે. આથી આ બન્ને ગ્રંથોના સર્જકોને, પોતપોતાના અંગને બચાવવું અને સામાને દોષિત કરાવવું સહજ છે.

આપણે જો કે 'વસાયાએ નિઝામુલ્-મુલ્ક 'ને નિઝામુલ્-મુલ્કનાં જ સંસ્મરણોનો સંગ્રહ સ્વીકાર્યો છે, કિંતુ એ વસ્તુ ધ્યાનમાં રહે કે મૂળ ગ્રંથ પહેલાં વાસ્તવમાં નિઝામુલ્-મુલ્કનાં છૂટાંછવાયાં સંસ્મરણો અને આલેખનો હતાં, જે તેના વંશમાં વારસારૂપે વંશપરંપરા સચવાઈ રહ્યાં હતાં અને લોકો તેમના ગ્રંથોમાં તેના છૂટા ટુકડાઓની નકલ કરતાં હતાં, પરિણામે મને પણ ખ્યાલ આવે છે કે, મેં ક્યાંક ક્યાંક તેની કથાઓ ઔફીના 'જવામેઉલ-હિકાયાત 'માં વાંચી છે જે, ઘણું કરીને હિ. સ. ૬૩૦માં હિન્દમાં જ રચના પામેલો ગ્રંથ છે. ખુદ 'વસાયા નો સંપાદક જેણે કદાચ નવમી સદી હિજરીમાં તેનું સંપાદન કર્યું છે તે પોતાને અને જે અમીર ફખરુદ્દવલા હસન બિન અમીર તાજુદ્દીનના નામે અર્પણ કર્યું છે તેને નિઝામુલ્-મુલ્કની વંશાવલીમાં બતાવે છે.

દીબાચામાં કહે છે:

"આ અલ્પજ્ઞીને આ શિખામણ-ઉપદેશોથી વધીને કોઈ ઉત્તમ ભેટ કે પ્રસાદ ન લાધ્યાં, જેનું વઝીર નિઝામુલ્ મુલ્કે પોતાના પ્રિય પુત્ર ફખરુલ્ મુલ્ક સારુ આલેખન કર્યું. અને સત્ય રીતે માની દરેક વસ્તુ કાનૂન પ્રમાણે છે અને વિચારતી માર્ગે સંગીનતા ધરાવે છે, અને આ જ કારણે અત્યાર સુધી ચોતરફ અવર્તમાન છે, અને મુલ્કમાં મશહૂર છે ને દરેકને કંઠસ્થ છે અને દરેક કાળ ને દરેક સ્થળે અસ્તિત્વ ધરાવે છે. અને એ વાતો, એમાંની કેટલીક આ

અસ્પઙ્ગીએ અભ્યાસ કરી જુદાજુદા ગ્રંથોમાંથી એક ગ્રંથમાં કરી છે અને કેટલીક મારા વડીલો પાસેથી, જેઓ આ ખાનદાનના સંબંધીઓ હતા, સાંભળી અને આ ગ્રંથને ઉપદેશો સહિત એક પ્રસ્તાવના ને બે પ્રકરણોમાં રચ્યો.

ઉપર્યુક્ત દીબાચા ઉપરથી સ્ફુટ જણાઈ આવે છે કે આ ગ્રંથની કેટલીક વસ્તુ નિઝામુલ્‌-મુલ્કનાં લિખિત સંસ્મરણો સિવાય અન્ય ગ્રંથો ને કહેતી પરથી ઉત્પન્ન છે. અને આમાં જ એ પ્રસ્તાવના ને પ્રસ્તાવનાની એ દંતકથા પણ છે જે 'સરગુઝ્સ્તે સૈયદના' દ્વારા, સાતમી સદીની આખરમાં પ્રચારમાં આવી ચૂકી હતી. સંગ્રાહકે એ જ ઘટનાઓને વણી લઈ નિઝામુલ્‌-મુલ્કની જબાનમાં દીબાચામાં આલેખી લીધી છે. આથી 'વસાયા'ના દીબાચાનો પ્રસ્તુત ભાગ નિઝામુલ્‌-મુલ્કની લેખનીમાં નથી બલ્કે એ જ 'સરગુઝસ્ત'નો પ્રતિધ્વનિ છે જે આઠમી ને નવમી સદીનાં સર્જનોમાં પ્રકટ હતી. આ દીબાચાની લેખની સાથે નિઝામુલ્‌-મુલ્કની કલમને કોઇ સંબંધ નથી.

એ દાસ્તાન–દંતકથામાં જ કેટલાક એવા આંતરિક પુરાવાઓ પણ મોજૂદ છે જેથી તેના સ્વીકારનો ઈન્કાર બિલકુલ સ્પષ્ટ થઇ જાય છે; જેમકેઃ

**ઈમામ મુવફ્ફકનું વય**

એ દાસ્તાનમાં, નિઝામુલ્‌-મુલ્ક આવ્યો ત્યારે (હિ. સ. ૪૩૬માં) ઈમામ મુવફ્ફકનું વય '૮૫'થી વિશેષનું બતાવાયું છે, તો હિ. સ. ૪૪૦માં જ્યારે તેમણે દેહત્યાગ કર્યો. ત્યારે તેમનું વય '૯૦' લગભગનું હશે. આ હિસાબે તેમનો જન્મ હિ સ. ૩૫૦માં માનવો પડશે. જો કે અફસોસ કે ભારે તલાશ ને સંશોધન છતાં પણ આપણે તેમનો જન્મકાલ જાણી શકયા નહિ; કિંતુ એ વિદિત છે કે તેમના પિતા અબુઉમર બુસ્તામી હિ સ. ૩૮૮માં ન્યાયાધીશ બનીને નિશાપુર

આવ્યા હતા અને હિ.સ. ૪૦૭માં[1] ત્યાં જ ધરતીની ગોદમાં પોઢચા. અને અહીં જ તેમનું લગ્ન ઈમામ અબુતૈયબ સહલ બિન અમીસહલ સાઅંલુકી નિશાપુરના મુફતીની પુત્રી સાથે થયું હતું; જેના પેટે મુવફ્ફક ને મુઅય્યદ બે પુત્ર થયા. ( સુબ્કી ભા. ૩જો, પૃષ્ઠ ૫૯ ને ભાગ ૪ થો, પૃષ્ઠ ૮ તથા સમ'આનીમાં સાઅલુકીના ઉલ્લેખમાં ) આ બિના પર હિ. સ. ૩૫૦, મુવફ્ફકનો જન્મકાળ બરાબર નથી, કારણ કે ' ૩૫૦ ' સુધી તો તેમનાં માબાપ પરણ્યાં પણ નહતાં. આમ હિ સ. ૪૩૬માં તેમનું વય ' ૮૫ 'નું પુરવાર નથી, કારણ કે, જો હિ. સ. ૩૮૮માં એટલે જ્યારે તેના પિતા નિશાપુર આવ્યા તે જ વર્ષને તેમનાં માબાપનાં લગ્નનું અને તેમના જન્મનું વર્ષ સ્વીકારી લઈએ તો હિ. સ. ૪૩૬માં તેમનું વય '૪૯'થી વધુ નહિ હોય..ઈમામ મુવફ્ફકના મશહૂર પુત્ર ઇમામ અબુસહલ હિ. સ. ૪૨૩માં જન્મ્યા હતા[2] જો હિ સ ૪૩૬માં ઈમામ મુવફ્ફકનું વય ' ૮૫ ' થી ઉપરનું હોત તો હિ. સ. ૪૨૩માં જ્યારે તેના પુત્રનો જન્મ થયો ત્યારે, ઓછામાં ઓછું તેમનું વય ' ૭૧ 'નું માનવુ પડશે, અને આટલી ઉમરે નવપુત્રના પિતા થવાનું સદ્ભાગ્ય જો અશક્ય નહિ તો અસંભવિત તો છે જ.

શબ્દ "સબક" (પાઠ)

'વસાયા'ના બખાણમાં દૈનિક પાઠ વિશે શબ્દ " સબક " (પાઠ) અને " હમસબકી " (સહાધ્યાસ) વપરાયો છે. મારી ધારણા પ્રમાણે હિજરીની ચોથી–પાંચમી સદીના અરબી કે ફારસી સાહિત્ય-માં આ શબ્દ ઉપસ્થિત ન હતો આથી એ શબ્દ નિઝામુલ્-મુલ્કની કલમમાંથી ટપકવો અશક્ય છે. શબ્દ " સબક " અસલ,

- ૧. આ લેખના આલેખન પછી ને આના છપાયા પહેલા ખતીબ બગદાદીનો 'તારીખે બગદાદ' ગ્રંથ બીજો છપાઈને આવ્યો, એમાં પણ આ અબુ–ઉમર બુસ્તામીનો અહેવાલ છે ને મૃત્યુકાળ હિ. સ. ૪૦૭ આલેખ્યો છે, પણ જન્મકાળ નથી. ( પૃષ્ઠ ૨૪૭ મિસર )

૨. તબકાતે કુબરા, ૩જો ખંડ, પૃષ્ઠ ૮૫, સુબકી

'મોખરે રહેવું' ને 'આગળ વધવું' ના અર્થમાં છે, અને અસલમાં ઘોડ-દોડનો સંકેત-શબ્દ છે, જે પાછળથી લક્ષ્યાર્થમાં સામાન્ય રૂપે ખૂબ વપરાવા લાગ્યો. અરબી ને પ્રાચીન ફારસી કોશમાં એનો પત્તો નથી. અરબીમાં પ્રથમ વાર આ શબ્દ 'વિકાયહ' ના વિવરણના દીબાચામાં છે.

"અને મારા આકા આ ગ્રંથને સબક સબક કરીને (ઘોડ-દોડની ઝડપે) લખતા હતા અને હું તેના કંઠે કરવાના મેદાનમાં પા પા પગલી કરતો ચાલતો હતો"

એ શબ્દના આ પ્રથમ વપરાશમાં એ જ ઘોડદોડનું રૂપક અસ્તિત્વ ધરાવે છે. 'વિકાયહ' ના વિવેચક ઉબૈદુલ્લાહ સદ્રુશ્‌-શરીઆહનું વતન બુખારા હતું, અને ત્યાં જ તેમણે હિ. સ ૭૪૭ માં દેહત્યાગ કર્યો, (*તજકાતુલ્-હનફીય્યાહ, મૌલાના અબ્દુલ હૈય* ફીરન્ગી મેહલી, પૃષ્ઠ ૪૬, મુસ્તફાઈ). આથી માલૂમ થાય છે કે આ શબ્દ આઠમી સદીની ઊપજ જ છે.

ફારસી શેરોમાં પણ આ શબ્દ કોઈ પુરાણા શાએરના મુખેથી સાંભળવામાં આવ્યો નથી અને જૂનો શબ્દ તો "દર્સ" (પાઠ) છે. અલબત્ત મધ્યકાલીન ફારસી શાએરોની વાણીમાં પ્રસ્તુત શબ્દ જડે છે. 'બહારે અજમ' માં જે શાએરોની શેરો સનદરૂપે રજૂ કરાઈ છે તેમાં જે સૌથી પ્રાચીન શાએરનું નામ છે તે અમીર ખુસરૂ, સ્વ. હિ. સ. ૭૨૫ નું છે.

"એ કલિકા! પુષ્પ એક પુસ્તક બની ગયું છે, તું તારા પુસ્તકને ઉઘાડ."

"અને બુલબુલોને એ "સબક" આપ કે અલ્લાહ તઆલા કઈ રીતે જમીનમાં જીવન સિંચે છે તેનો ધડો લે."

એકંદરે અરબી અને ફારસીની આ બન્ને સનદોથી આ શબ્દનું ઉત્પન્ન-સૂચિત અર્થમાં નિઝામુલ્-મુલ્કનાં બસો વર્ષ પછી સ્પષ્ટ થાય છે.

દીબાચામાં "અભ્યાસપદ્ધતિ"ની ભૂલ

વળી, વધુમાં એ કે, એ ઇમામ મુવફ્ફકની મજલિસમાં જે (તરીક-એ-દર્સ) 'પાઠ-પદ્ધતિ'નો નિર્દેશ, નિઝામુલ્-મુલ્કના શબ્દોમાં કરાયો છે તે પદ્ધતિ, આ યુગમાં પેદા જ થઈ નહોતી. દીબાચામાં છે:—

"જે છોકરાંઓ કે ઇમામની પાસે હદીસ, કુરાન પઢવા માટે રહેતાં હતાં, તે મજલિસમાં હાજર થઈ મારી સાથે સહાધ્યાય કરતાં હતાં, હું જ્યારે ઇમામની પાસેથી બહાર આવતો ત્યારે, આ લોકો પણ બહાર આવી એક ખૂણામાં બેસતાં ને પાછળના સબક (પાઠો)નું પુનરાવર્તન કરતાં."

પહેલાં એ સમજી લેવું જોઈએ, કે ઇમામ મુવફ્ફકની (મજલિસ) કોઈ કાયદેસર શાળા, મહાશાળા (કૉલેજ) ન હતી; બલ્કે એ ઇમામનું મકાન હતું, જ્યાં તેઓ બેસીને પંડિતો અને વિદ્વાનોને વ્યાખ્યાન આપતા ને વક્તવ્ય કરતા અને સેંકડો જ્ઞાનજિજ્ઞાસુઓ શ્રવણ કરતાં. સુબકીમાં છે કેઃ

"અને તેઓનું ઘર જ્ઞાનીઓનું ભેગા થવાનું મથક હતું અને વિદ્વાનોનુ મુલાકાત સ્થળ હતું"[૧]

આ યુગની શિક્ષણ-પદ્ધતિ ખાસ કરીને ફિક્હ ને હદીસની એવી હતી કે અધ્યાપક અભ્યાસીઓની સામે બેસીને વિના ગ્રંથે પોતાનુ કથન પોતાની સનદથી વર્ણવતા હતા, અને પ્રશ્ન-કોયડાઓ પર તથા પોતાનાં સશોધનો ને યત્નો પર વક્તવ્ય કરતા હતા અને હાજર લોકો સાંભળતા-શ્રવણ કરતા હતા. સમકાલીન યુગના તમામ પંડિતોના અહેવાલો વાંચો, તો આવુ જ દશ્ય નજરે પડશે આ શિક્ષણ-પદ્ધતિને 'ઇમલા" (વ્યાખ્યાન) કહેતા હતા આથી જ એ જમાનામાં "હદીસનુ વાચન" નહિ, બલ્કે "હદીસનું શ્રવણ" એમ કહેતા હતા, અને આ જ કારણે અભ્યાસીના એ ભણતરને

૧. તબકાત ખંડ ત્રીજો, પૃષ્ઠ ૮૧

'શ્રુતિ' કહેતા હતા. વધુ સંતોષાર્થે ઇમામ મુવફ્ફક અને તેમના સમકાલીનોના શિક્ષણ-પદ્ધતિના ઉલ્લેખો, વિશ્વાસપાત્ર સનદોથી અમો નકલ કરીએ છીએ. ઇમામ મુવફ્ફકના પુત્ર અને કાર્યવારમના અહેવાલમાં છે કેઃ

"તેઓ તાલીમ (તદરીસ)ની રસમ જારી રાખી રહ્યા હતા, અને ખુરાસાન તથા ઇરાકમાં પોતાના જમાનાના શેખો કનેથી સાંભળીને શિક્ષણ લીધું." (સુનકી ૩, પૃષ્ઠ ૮૬)

ઇમામુલ-હરમૈન, સ્વ. હિ. સ. ૪૭૮ નો અહેવાલ છે કેઃ

તે તેમની જગ્યાએ તાલીમ (તદરીસ) માટે બેસતા, તાલીમ આપતા, ફત્વા આપતા ને જુદાજુદા પંથોની રીતિઓનો સંગ્રહ કરતા હતા." (ઇબ્ને ખલ્લેકાન)

વધુ સ્પષ્ટ રેખા, ઇમામ મુવફ્ફકના મિત્ર, સાથે બેસનાર ઉઠનાર, સમકાલીન અને નિઝામુલ-મુલ્કના 'હદીસ' ના શિષ્ય[1] ઇમામ અબુલ-કાસિમ કુશૈરીના અહેવાલમાં મળે છેઃ

"અને તે તેમના દર્સ (પાઠન) સાંભળવા બેઠા ને થોડાક દિવસો આમ ગુજર્યા તો, ઉસ્તાદે તેને કહ્યું કે, આ જ્ઞાન શ્રવણ વિના પ્રાપ્ત થતુ નથી. અને તેમને એ વહેમ પણ ન હતો કે, આ જે સાંભળે છે તે, યાદ રાખે છે, તો, તેણે જે તેમની પાસેથી સાંભળ્યું હતુ તેનું પુનરાવર્તન કરી બતાવ્યું ને જરા પણ ફેરફાર વિના પૂરી રીતે ભાષણ કરી નાખ્યું, તો ઉસ્તાદે કહ્યું કે તમને મારા દર્સ (પાઠન) ની જરૂર નથી. તમારે માટે એ પૂરતું છે કે, માગ ગ્રંથોનો અભ્યાસ કરો અને મારી રીતમાં વિચાર કરો." (સુનકી ગ્ર ૩, પૃષ્ઠ ૨૪૪)

પછી જ્યારે પોતે દર્સ (પાઠન) નું વક્તવ્ય કરવા બેઠા, તોઃ

"દર્સ (પાઠ આપવા)ની મજલિસો (બેઠકો) રચી......તો તેમની પાસેથી 'હદીસો' સાંભળે .....અને તેમણે તેમના પોતાને માટે

---

૧. તબકાતે કુબરા, સુબકી, નિઝામુલ-મુલ્કનું ચરિત્ર.

હદીસના વ્યાખ્યાનની હિ. સ. ૪૩૭ માં બેઠક કાયમ કરી અને હિ. સ. ૪૬૫ સુધી વ્યાખ્યાન આપતા રહ્યા. અને તેઓ તેમનાં વ્યાખ્યાનમાં કાવ્યો લાવતા હતા અને ઘણીય હદીસોના મુદ્દાઓ ને ખૂબીઓ ચર્ચતા જતા હતા." (સુબ્કી ૩, પૃષ્ઠ ૨૪૫)

અલબત્ત, સર્જકોના ગ્રંથો તેઓને વાંચી સંભળાવવામાં આવતા હતા, કિંતુ પાઠ-પદ્ધતિ પર નહિ અર્થાત્ મારા ખ્યાલ પ્રમાણે અત્યાર સુધી કોઈ ખાસ ક્રમ (અભ્યાસક્રમ) અને ગ્રંથોના સબક-(પાઠ)ની પદ્ધતિ ન હતી, તેમ ન તો અભ્યાસીઓ વાચન પછી એવી રીતે પુનરાવર્તન કરતા હતા, જેને માટે આપણા અરબી મદ્રસા (School)માં "તકરાર"નો સંકેત (Technic) પ્રચલિત છે. આ પદ્ધતિ ઈસ્લામી મદ્રસાઓની પડતી પાછીની યાદગાર છે, જે ઘણું કરીને તાતારી બળવાના ઈલ્મી મૃત્યુ પછી પ્રકાશમાં આવી આ પણ એ વસ્તુની સાબિતી છે કે 'વસાયા'નો દીબાચો પાછળથી વધારવામાં આવ્યો છે, જેને સંગ્રાહકે મૌખિક સાંભળીને, કે 'સરગુઝશ્તે સૈયદના' ઉપરથી નકલ કરી, આ ગ્રંથમાં, વધઘટ સાથે દાખલ કરી દીધી છે.

**અરબી શબ્દોની ભરતી:**

જેમણે પાંચમી સદીનું ફારસી ગદ્ય વાંચ્યું છે અથવા ખુદ "સિયાસતનામું"ને 'વસાયા' જોયાં છે તેઓ સ્વીકારશે કે, અરબી શબ્દોની ભરતી ને અતિશયતા આ જમાનાની જમાત ન હતી અને ખાસ કરીને નિઝામુલ-મુલ્કની શૈલી તો નહિ જ. કિંતુ આ દીબાચામાં અનેક અરબી શબ્દો અને ફકરા છેઃ દા. ત.

મોઅઝ્ઝઝ, મોતબર્રક, દૌલત, મયસ્સર, અલ્લરસનીયા, મુશ્તરક, હિમ્મત, તીનત, તલત્તોફાત, વ. વ

આ શૈલી પ્રકાર, 'વસાયા'ના સંગ્રાહકના પોતાના પૂર્વકથનને અલબત્ત અનુરૂપ છે.

**ખય્યામના વર્ષાસનની ઘટના પણ 'શકમંદ' છેઃ**

આ દાસ્તાન–દંતકથાના વિધાન પ્રમાણે ખય્યામે, નિઝામુલ્-મુલ્કની આ મુલાકાત સુધીમાં રેખાગણિતને ખગોળશાસ્ત્રનો અભ્યાસ પૂરો કર્યો ન હતો. જ્યારે નિઝામુલ્-મુલ્કે, અલ્પ–અરસલાનના જમાનામાં ( હિ. સ. ૪૫૫–૪૬૫ ) વાર્ષિક ૧૨૦૦) અશરફી-સોના-મહોરની આવકનું વર્ષાસન બાંધી આપ્યું ત્યારે, તે આ જ્ઞાનવિજ્ઞાનમાં પારંગત થવામાં પરોવાયો. કિંતુ ખય્યામે તેના ગ્રંથ 'જબ્ર વ. મુકાબેલા' (બીજગણિત)મા–જે મારા સશોધન મુજબ તેનો પ્રથમ ગ્રંથ છે અને જે હિ. સ ૪૬૦ની આસપાસમાં લખાયો છે–ખય્યામે દુનિયાની બેકદરદાનીનાં જે છાજિયાં લીધાં છે અને તેણે તેના આવા અગત્યના સર્જનનું નિઝામુલ્ મુલ્ક જેવા ઉપકારીને છોડી કાઝી અબુતાહેર જેવા ગુમનામ અપ્રસિદ્ધના નામને અર્પણ કર્યું છે તે આ કીમતી શાહી મદદ પછી શકય ન હતું. અને તે અબુ-તાહેરનાં ઇનામ ને માલનો ઉલ્લેખ, એક આભારી ને ઋણીની અદાથી કરે છે. ( જુઓ, ખય્યામના 'જબ્ર–વ–મુકાબેલા'ની પ્રસ્તાવનામાં પૃષ્ઠ ૨ ને ૩, પેરિસ મુદ્રણ ) જ્યારે, 'વસાયા'ની લેખનીની બિના પર ખય્યામ, અલ્પ–અરસલાનના જમાનામાં જે, હિ. સ. ૪૫૫ થી શરૂ થઈ ચૂકયો હતો,–નિઝામુલ્ મુલ્કનો ઋણી થઈ આજીવિકાની ચિંતાથી આઝાદ થઈ અન્યના દ્વારથી બેપરવા થઈ ચૂકયો હતો. આથી જો આ બનાવ સાચો હોત તો તે પછી તેને માટે નિઝામુલ્-મુલ્કને છોડી અન્ય અમીર અને કાઝીની પ્રશસ્તિ શકય ન હતી; તેમ ન તો, વાર્ષિક '૧૨૦૦' અશરફી–સોનામહોર મેળવનારને પોતાની નાકદરદાનીનાં છાજિયાં લેવાનું–શોભાસ્પદ હતું

**ખય્યામના એકાંતવાસની બિના સાચી નથીઃ**

એ દંતકથાના વિધાનમાં, સલજુકી દરબારમાં ખય્યામનું આગમન, ફક્ત એક વખતનું આલિખિત છે અને તે અલપ–અર-સલાનના જમાનામાં ( હિ. સ. ૪૫૫–૪૬૫ ); જ્યારે વિશ્વાસપાત્ર

ઐતિહાસિક પુરાવાઓથી સાબિત થાય છે, કે ખય્યામ પહેલાં બુખારાના સુલતાનો પાસે રહ્યો અને પછી મલેકશાહ સલજુકીના દરબારમાં આવ્યો, અને મલેકશાહી વેધશાળાની રચના ને જલાલી કેલેન્ડરની સુધારણામાં પરોવાયો, અને વળી મલેકશાહના એક 'નદીમ' અને તબીબ તરીકે ઘણું ખરું શાહી દરબારમાં રહ્યો. પછી, એ પોતે જ તેના 'રિસાલએ કુલ્લિયાતે વુજૂદ 'માં વઝીર ફખરૂલ્‌-મુલ્ક (હિ. સ. ૪૮૫)ની સાથેના સતત સહવાસ ને સાથનો ઉલ્લેખ કરે છે. અને નિઝામી ઉરૂઝીના સમકાલીન પુરાવાઓના હિસાબે એ સમકાલીન સુલતાનના જ્યોતિષી તરીકેની ફરજો અદા કરતો રહેતો હતો.

**ખય્યામની વયની કેટલાંક વર્ષોની સરખામણીનુ પરિણામ:**

ખય્યામની અંતિમ વયની અમુક સાલો, તેના સનદસિદ્ધ સમકાલીન ચરિત્રનિરૂપકોની કલમ દ્વારા આપણે જાણીએ છીએ; જેમકે:

(૧) નિઝામી ઉરૂઝીએ, સુલતાન ગિયાસુદ્દીન મહંમદ બિન મલેકશાહ અને અરબસ્તાનના શાહ અમીર સદકા સાથેના જંગમાં, નજૂમ (જ્યોતિષ)ના સિલસિલામાં ખય્યામનો હવાલો ટાંક્યો છે, કેઃ દરબારી જ્યોતિષીઓએ કહ્યું "ખુરાસાનમાં મોકલો જેથી ખ્વાજા ઉમર ખય્યામને પૂછી જુએ કે, તે શું કહે છે" આ લડાઇ હિ સ. ૫૦૧ માં થઈ હતી. (ચહાર મકાલહ)

(૨) હિ. સ. ૫૦૬માં, ઉરૂઝી સમરકન્દીના કથન મુજબ તે નિશાપુરથી બલ્ખ આવ્યો હતો (ચહાર મકાલહ)

(૩) હિ. સ. ૫૦૭માં અબુલ હસન બૈહકી, તેને તેના બચપણમાં મળ્યો હતો અને ખય્યામે તેને અરબી સાહિત્ય અને રિયાઝિયાત–ગણિત (Mathematics)ના કેટલાક પ્રશ્નો પરીક્ષા રૂપે પૂછ્યા હતા. (બૈહકી)

(૪) હિ. સ. ૫૦૮માં ખય્યામ, સુલતાન અને વઝીરની સાથે 'મર્વ 'નગરમાં હતો અને ત્યાં એવુ બન્યું કે ખય્યામે સુલતાનના શિકાર

માટે, બે દિવસની મહેનતે શાંત, સ્વચ્છ આકાશવાળા દિવસે ખગોળશાસ્ત્રના નિયમાનુસાર એક તારીખ નક્કી કરી હતી. "અને જાતે જઈને સુલતાનને તેની પસંદગીનો એક દિવસ બનાવ્યો." અકસ્માત ભવિષ્યવાણીથી ઊલટું ને પસંદગીની વિરુદ્ધ ઘનઘોર વાદળો અને વાવાઝોડું ઉગ્રરૂપે દેખાયાં; કિંતુ ખય્યામે ધીરજ આપી કે આ વાદળ-વાવાઝોડું હમણા અદૃશ્ય થાય છે. અને બન્યું પણ એવું જ. (ચહાર મકાલહ)

હવે ઉપર્યુક્ત સાલો પર દૃષ્ટિ કરતાં જણાય છે કે, જો તે નિઝામુલ્-મુલ્કનો સમયવસ્ક (જન્મકાલ હિ. સ. ૪૦૮) હોત તો પહેલા પ્રસંગે તેનું વય (૯૩) વર્ષનું હશે. ખુલ્લું છે કે, આટલો વયોવૃદ્ધ માણસ અને ખગોળશાસ્ત્રવિષયક પરસ્પરના શાસ્ત્રીય ઝગડાનો મુન્સિફ થવું શી રીતે શક્ય છે! અને બીજા પ્રસંગે તે '૯૮' વર્ષનો ને ત્રીજે પ્રસંગે '૯૮' તથા ચોથામાં '૧૦૦' વર્ષનો. અરે આ વયનો આદમી ક્યારેક નિશાપુર તો ક્યારેક બુખારા ને વળી ક્યાંક તો 'મર્વ'ની આટલી આસાનીથી સફર કરી શકતો હશે? અને સાહિત્ય ને ગણિતશાસ્ત્રના પરીક્ષા-પ્રશ્નો પૂછી શકતો હશે? વળી સુલતાન માટે બે દિવસના શ્રમે શિકાર-સમય કાઢવાનો શ્રમ શું તે સહી શકતો હશે? અને પાછો જાતે, પણ, આવી ઋતુમા ચાલીને સુલતાનને સવારી કરાવતો હશે!

**પાછળના મુલાકાતીઓનું મૌનઃ**

જો આ ઉમરે ખય્યામ આવી ચમત્કૃતિ બતાવી શકતો હતો તો, બૈહકીએ પ્રશ્નોત્તર કરતાં આ વૃદ્ધાવસ્થાની અદ્ભુત શક્તિ પર ન નિઝામી ઉરૂઝીએ તેના એ જ્યોતિષી ઉત્તરોની સંગીનતા કરતાં તેના વયની અદ્ભુતતાનું વર્ણન કરવું જરૂરી હતું. કિંતુ તેઓમાંથી કોઈએ પણ આ વિસ્મય વ્યક્ત કર્યો નથી. અગર જો એ ખરું હોત તો, અન્ય અપવાદરૂપ વ્યક્તિઓની જેમ તેનું વર્ણન પણ હેરત પમાડનાર અને અજાયબી રીતે અવશ્ય કરવામાં આવ્યું હોત.

આ દલીલોની હાજરીમાં આ દંતકથાની સંગીનતા અને 'વસાયા'નો દીબાચો નિઝામુલ-મુલ્કનો લખેલો હોવાનું બધું જ 'શકમંદ' બને છે. આ બિના પર આ દાસ્તાનનો આધાર, ફક્ત એક જ ગ્રંથ ઉપર ટકે છે અને એ છે 'સરગુઝશ્તે સૈયદના.'

**'સરગુઝશ્તે સૈયદના'નો સર્જક કોણ છે?**

ઉપર ઇબ્ને અસીરના હવાલા દ્વારા, હસન સબ્બાહના શેખ ને ઉસ્તાદ તરીકે, અબ્દુલ-મલિક ઇબ્ને અત્તાશનું નામ આવ્યું છેઃ

'અને હસન (બિન સબ્બાહ) એ હકીમના શિષ્યોમાંથી હતો, જે અસ્ફહાનના કિલ્લાનો માલિક બની ગયો હતો." (ગ્રથ ૧૦, પૃ૪ ૨૧૬, યુરોપ પ્રકાશન)

આ ઇબ્નેઅત્તાશ હસન સબ્બાહનો ઉસ્તાદ ને ગુરુ હતો. તેનું નામ અબ્દુલમલિક બિન અત્તાશ હતું. અને તેનો પુત્ર અહમદ બિન અબ્દુલ-મલિક બિન અત્તાશ તેના પછી અસ્ફહાનના કિલ્લાનો ધણી બની બેઠો હતો. હસન સબ્બાહ તેના આ ગુરુપુત્રનું ભારે સંમાન કરતો હતો[1]

'રાહતુસ્સોદૂર,'[2] જે આ પ્રસંગ પછી લગભગ '૧૦૦' વર્ષે એટલે હિ. સ ૫૯૯ માં લખાયો છે, તેમાં આ ઇબ્ને અત્તાશ વિશે નીચેનો અહેવાલ આલિખિત છેઃ —

"અસ્ફહાનમાં એક સાક્ષર હતો જેને અબ્દુલ મલિક અત્તાશ કહેતા હતા શરૂઆતમાં પોતાને શીઆ કહેવડાવતો રહ્યો. પછી લોકોએ તેના પર આળ ચડાવ્યું અને અસ્ફહાનના મોટા લોકો તેને માનતા હતા. લોકોએ તેના ઉપર પ્રશ્નઝડી વીંઝી તો તે ભાગીને 'રે' ભેગો થઈ ગયો અને ત્યાંથી હસન બિન સબ્બાહને જઈ મળ્યો.........અને સ્વહસ્તે, તે પછી તેણે તેના એક મિત્રને પત્ર લખ્યો, તેમાં તેણે લખ્યું હતું કે 'હું એક બુલંદ હિમ્મતબાજ-

---

૧. તારીખે ઇબ્ને અસીર, ગ્રંથ ૧૦ મો, પૃષ્ઠ ૨૯૯, બરેલ

૨. 'રાહતુસ્ સોદૂર,' રાવન્દી, પૃષ્ઠ ૧૫૫–૧૫૭, ગિબ મેમોરિયલ

-ની કને જઈ પહોંચ્યો છું અને મેં તેને સારી દુનિયા પરની શ્રેષ્ઠ વ્યક્તિ તરીકે પસંદગી આપી છે. અને મેં મારા ખિન્ન થના હૃદયને ઊભરાતું કરી લીધું છે.' અને તેનો આ પત્ર મશહૂર છે અસ્ફ-હાનમાં તેના લખેલા ઘણા ગ્રંથો છે. અને આ અબ્દુલ મલિક અત્તાશ ને એક પુત્ર હતો જેનું નામ અહમદ હતું."[1]

આ હવાલાથી એ પણ સાબિત થાય છે કે અબ્દુલ મલિક અત્તાશ નાસીને હસન સબ્બાહની પાસે અલ મૌતના કિલ્લામાં ઘૂસી ગયો હતો

ઘણુ કરીને આ જ અબ્દુલ મલિક બિન અત્તાશ, હસન બિન સબ્બાહના એ 'સરગુઝશ્ત'નો કર્તા છે, જેની હસ્તપ્રત અલ મૌતના કિલ્લાના કુતુબખાનામાં હિ. સ ૬૫૪માં મળી આવી હતી અને જેની નકલો, 'જામેઉત્તવારીખ' (હિ સ ૭૦૩) અને 'તારીખે ગુઝીદા' (હિ. સ. ૭૩૦) માં છે પરિણામે હમદુલ્લા મુસ્તવફી કઝવીની તેની 'તારીખે ગુઝીદા'માં હસન સબ્બાહના વૃત્તાંતનો આરંભ આ હવાલાથી કરે છે કે હસન સબ્બાહ;—

" આ પછી, અબ્દુલ મલિક અત્તાશના કથન પ્રમાણે શીઆ થઈ ગયો. તેના અને નિઝામુલ મુલ્ક વચ્ચે ..... ..જેમ કે કહેવાઈ ગયુ, ઝગડો થઇ પડ્યો."

આથી જણાય છે કે 'સરગુઝશ્તે સૈયદના'નો લેખક આ જ અબ્દુલ-મલિક અત્તાશ હતો અને એ જ એ દાસ્તાનનો પણ કર્તા હોવો શક્ય છે આ દંતકથા દાસ્તાન અલ મૌતના કિલ્લામાં ઘડાઈ.

આથી સ્પષ્ટ છે કે પ્રસ્તુત દંતકથા અલ-મૌતના કિલ્લામાં યા અસ્ફહાનના કિલ્લામાં ઘડાઈ અને એની પાછળનો હેતુ માત્ર એટલો જ હતો કે નિઝામુલ મુલ્કની સાથેના હસન સબ્બાહના ઝગડાનું રહસ્ય જણાઈ આવે. પ્રોફેસર બ્રાઉનના તરજૂમા પ્રમાણે 'જામેઉત્ત-વારીખ'માં 'સરગુઝશ્તે સૈયદના'નો આરંભ આમ થાય છે :

૧. 'તારીખે ગુઝીદા,' હમદુલ્લા મુસ્તવફી, પૃષ્ઠ ૫૧૭, ગિબ

"હવે એ અદાવત અને અવિશ્વાસનું કારણ, જે નિઝામુલ્-મુલ્ક ને હસન સબ્બાહ વચ્ચે હતું તે એ છે કે તેઓ બન્ને અને ઉમર ખય્યામ નિશાપુરના મદ્રેસામાં હતા."

આ શબ્દો ઉપરથી જણાય છે, કે આ દાસ્તાનના સર્જન પાછળનો હેતુ શો છે!

જ્યારે હલાકુએ, હિ. સ. ૬૫૪ માં અલ-મૌતના કિલ્લાનો અને બાતેની હકૂમતનો અંત આણ્યો ત્યારે, તેણે તેના એક વિદ્વાન અમીર અતાઉલ્-મુલ્ક જુવૈનીને ત્યાંના કુતુબખાનાની બર-બાદી કરવાનું કાર્ય સોંપ્યું. પૂર્વોક્ત કથન પ્રમાણે જુવૈની એક ઇતિહાસ-પ્રિય વિદ્વાન હતો. તેણે તેઓની 'માન્યતાઓ' ના ગ્રંથો તો બાળી નાંખ્યા, કિંતુ ઉપર્યુક્ત તારીખી રિસાલા બચાવી લીધા, કારણ કે એ હસન સબ્બાહ અને બાતેનીઓના શરૂઆતના ઇતિહાસનો મહત્ત્વપૂર્ણ અને સૌથી વધુ વિશ્વાસપાત્ર આધાર-ગ્રંથ હતો. અને એ જ કારણે જુવૈનીએ અને ત્યાર પછી ફઝલુલ્લાહ રશીદે તેમના ગ્રંથોમાં હસન સબ્બાહ અને બાતેનિયાના ઇતિહાસ-પ્રકરણમાં તેની નકલ કરી લીધી અને આ જ બે ગ્રંથો દ્વારા તે તે પછીનાં લેખકોએ એ બનાવને પોતપોતાના ગ્રંથોમાં નકલ કરી જગત-મશહૂર કરી મૂક્યો.

આ વિસ્તૃત વિધાનથી જણાશે કે, સહાધ્યાયિતા વગેરેનો આ કિસ્સો "સરગુઝશ્ત" દ્વારા હિ. સ. ૬૫૪ પછી જગત સમક્ષ પ્રભવ પામ્યો અને અલ-મૌતના કિલ્લાની બહારની દુનિયાના ઇતિહાસનો એક અંશ બની રહ્યો. આ જ કારણ છે કે એ જમાના પહેલાંની કૃતિના કર્તાઓ એ દાસ્તાનનો પડઘો ઝીલતા નથી. હિજરીના સાતમી સદીના ઉત્તર ને આઠમીના આરંભથી, એ ઇતિહાસો, જે તાતારી દરબારના વિદ્વાનોએ રચ્યા છે તે દ્વારા આ દાસ્તાન ઠેરઠેર સંભળાય છે ને અન્ય ચરિત્રાવલીઓ તેમજ ઇતિહાસોમાં નકલ પામી જગત ભરમાં પડઘો પાડે છે.

પ્રોફેસર હોત્સ્માંનુ દષ્ટિબંદુ 'શંકમંદ' છેઃ

મૂળ ને આધારગ્રંથોના પ્રકરણમાં મૂક્યું કે વઝીર અનોશેરવાન બિન ખાલિદે ફારસીમાં 'આસિ-સલજુક' (સલજુક વંશ)નો ઇતિહાસ લખ્યો હતો અને ઇમાદ અસ્ફહાનીએ, થોડાક દિવસો પછી એ ફારસી ગ્રંથનો પ્રાસયુક્ત, છટાબદ્ધ શૈલીમાં આડંબરી અરબી ભાષામાં તરજૂમો કર્યો હતો અને આ અરબી ભાષાંતરનો, બંદારીએ 'ઝુબ્દતુ નુસરા' ના નામથી ખુલાસો લખ્યો છે. આ ખુલાસાને પ્રોફેસર હોત્સ્માએ પ્રકટ કર્યો છે અને એના ફ્રેન્ચ દીબાચામાં તેણે આ ખુલાસાના એક શબ્દ 'મકતબ' ઉપરથી એવું અનુમાન તારવ્યું છે કે, હસન સબ્બાહ વગેરે, નિઝામુલ-મુલ્કના ઘણા વખત પછીના સલજુકી વઝીર અનોશેરવાનના સાથી ને હમ-મકતબ (સહ નિશાળિયા) હતા. આ ચર્ચાસ્પદ ફકરો આ પ્રમાણે છેઃ

"અને જમહુર (આમ) મુસ્લિમોના અમાગમાથી એક વર્ગ ધડાયો હતો અને અમારી જ તુલના એ તેમનું મૂલ્યાંકન હતું અને તેઓ અમારી સાથે 'મકતબ' માં હતા ને ફિકહ તથા અદબ (સાહિત્ય)નું જ્ઞાન મેળવ્યું હતું. અને આ લોકોમાંજ એક માણસ 'રે'વાસી હતો, જેણે જગતનું પર્યટન કર્યું હતું અને તેનો ધંધો 'કિતાબત' (લેખન કાર્ય) નો હતો, તો તેનો અહેવાલ ગુપ્ત રહ્યો, ત્યાંસુધી કે તે જાહેર થયો. (પૃષ્ઠ ૬૬, બરેલ પ્રસિદ્ધ)

પ્રોફેસર બ્રાઉને તેની મશહૂર કિતાબ "લિટરરી હિસ્ટ્રી ઓફ પર્શિયા (ભા. ૨ જો પૃષ્ઠ ૧૯૨)"માં હોત્સ્માના દષ્ટિબિંદુનું સમર્થન કર્યું છે અને બંદારીની ઇબારતનો અંગ્રેજીમાં નીચે પ્રમાણે તરજૂમો કર્યો છે:

"He had been acquainted in his youth and has studied with some of their chief leaders, especially a man of Ray, who travelled through

the world, and whose profession was that of a secretary "

" તે યુવાનીમાં વાકેફ હતો અને તેના કેટલાક મુખ્ય આગેવાનો સાથે અભ્યાસ કર્યો હતો અને ખાસ કરીને 'રૈ'ના એક શખ્સ સાથે, જેણે સારી દુનિયાની સફર કરી હતી અને જેનો ધંધો સેક્રેટરીનો હતો."

મને લાગે છે કે આ તરજૂમો તેણે તેના ખાસ વિચારોને લક્ષ્યસ્થાને રાખીને કર્યો છે. અરબી શબ્દ "મકતબ" જેની ઉપર આ સનદોનો પાયો છે, તે અરબીમાં બે ભિન્ન અર્થ ધરાવે છે; એક તો બાળકો માટેની પ્રાથમિક શાળા ને બીજો સરકારી દફતર. અને આ જ ફકરામાં શબ્દ "કિતાબત" એના બીજા જ અર્થમાં વપરાયો છે. એટલે કે દફતરદારી, લેખનગીરી સેક્રેટરીશિપ જેનો તરજૂમો પ્રોફિસર બ્રાઉને "સેક્રેટરીનો ધંધો" કર્યો છે. પ્રથમ તો એક શખ્સની ફારસી કિતાબના પ્રાસબદ્ધ ને શબ્દાડંબરી અરબી તરજૂમાના એવા જ પ્રાસબદ્ધ ને શબ્દાડંબરી ખુલાસાના એક શબ્દ, જે અસલ કોણ જાણે કેવો અર્થ ધરાવતો હશે તેના પરથી પ્રથમ લેખક સંબંધી કંઈ અનુમાન તારવવું અઘટિત છે, વળી એક એવા શબ્દ પર સનદ પકડવી જેના બે ભિન્ન અર્થ હોય અને બન્ને શક્ય હોય. એથી એ એકતરફી નિર્ણય છે,

હવે એ વસ્તુ સિદ્ધ કરવાની છે કે આ ઇબારતમાં 'મકતબ'નો અર્થ 'પ્રાથમિક શાળા' નહિ, બલ્કે 'સરકારી દફતર' છે.

(૧) પહેલી વસ્તુ તો એ કે આ જ ફકરામાં ખુદ શબ્દ "કિતાબત" મૌજુદ છે જે 'દફતરદારી'ના અર્થમાં સ્પષ્ટ છે.

(૨) આ ઇબારતમાં બાળપણ કે બાલશિક્ષણદર્શક કોઈ શબ્દ નથી, બલ્કે નવજવાનીના ઉલ્લેખનો શબ્દ નથી

(૩) હસન સબ્બાહ 'રૈ'નો, ખય્યામ 'નિશાપુર'નો, ને અનોશેરવાન 'કાશાન'નો વતની હતા. ત્રણ જુદાંજુદાં શહેરના બાળકોનું એક નિશાળમાં એકઠા થવું અજાયબી-ભરેલું

પ્રોફેસર બ્રાઉને, એયુનુલ્ અખબારના હવાલાથી લખ્યું છે કે નૌશીરવાન 'રૈ'માં જન્મ્યો હતો. કિંતુ આથી તેના સંસ્કારપોષણનું પણ સ્થળ 'રૈ' હતું કે નહિ તે સ્પષ્ટ થતું નથી. અને તેમ પણ હસન સબ્બાહ તો ખરેખર 'રૈ'નો વતની હતો તો પછી આ 'મકતબ' (પ્રાથમિક શાળા) ખરેખર 'રૈ'ના કોઈ મહોલ્લામાં હશે, જ્યાં સ્પષ્ટ છે કે, નિશાપુરનો વતની ખય્યામ જઈ શકતો નહતો. કિંતુ જુઓ એ જ ઈબારતમાં છે કેઃ—

"વકાના મિનહુમ રજ્જેલુન મિન એહલિર્-રૈ" જેનો અર્થ "તેઓમાં એક 'રૈ'નો વતની હતો."

જો આ પ્રાથમિક શાળા (મકતબ) 'રૈ'માં હતી અને તેના જ બાળકો તેમાં આવતા હતા તો તેઓમાંની એક જ વ્યક્તિને શા માટે વિશેષરૂપે 'રૈ'ના વતની તરીકે દર્શાવી છે? અથવા એમ કરવાની કઈ જરૂર હતી? બધા જ બાળકો 'રૈ'ના હશે આથી તદ્દન સ્પષ્ટ છે, કે, અહીં 'મકતબ'થી કોઈ એવી જગ્યા સૂચિત છે કે જ્યાં ભિન્નભિન્ન શહેરોનાં લોકો મળી શકતાં હતાં યા તો એ કોઈ મહાવિદ્યાલય હશે કે સરકારી દફતરોની કચેરી. કિંતુ ઉચ્ચ શિક્ષણના કોઈ અભ્યાસગૃહમાં આ લોકોનું મિલન ઐતિહાસિક મુશ્કેલીનું કારણ છે, જેમકે આગળ ઉપર એ વિશે આવશે. આમ બીજો અર્થ (સરકારી દફતર) આપોઆપ સિદ્ધ થઈ જાય છે.

(૪) વળી પ્રસ્તુત ફકરામાં જ છે "વકાના મિનહુમ રજ્જેલુન" "તેઓમાં એક પુરુષ" 'રૈ'નો વતની હતો. શબ્દ 'પુરુષ' (રજ્જેલુન)નો અન્વય બાળક પર થતો નથી. અને જો એ નાના બાળકોની નિશાળ (મકતબ) હોત તો આમાં 'રેજાલુન' (પુરુષો)ના બદલે 'સિબ્યાનુન' (બાળકો) હોત.

(૫) વળી—

"વકાના મિનહુમ રજ્જેલુન મિત એહ'લિર્-રૈ વસાહા ફિલ્-આસમે વકાનત સેનાઅનોહુલ્ કિનાબત" "અને એ લોકમાં એક

આદમી 'રૈ' નો હતો અને તેણે દુનિયાની સફર કરી અને તેનો ધંધો દફતરી નોકરીનો હતો."

ઉપર્યુક્ત કથન એ વસ્તુનું સ્ફોટન કરે છે કે મજકૂર વ્યક્તિએ 'મકતબ' માંના તેના આગમન પૂર્વે જગતનો પ્રવાસ કરી નાખ્યો હતો અને કિતાબત (દફતરગીરી) નો ધંધો પણ ધારણ કરી લીધો હતો. શું કોઈ નિશાળિયો બાળક પણ જગતપ્રવાસ અને દફતરદાર થઈ શકે છે!

અસલ વાત એમ છે કે 'અહી' શબ્દ 'મકતબ' નો અર્થ અને શબ્દ 'મિનહુમ' નો અન્વય ન સમઝવાના પરિણામે આ ગવતી ઉપસ્થિત થઈ છે. 'મિનહુમ'નો અન્વય મકતબના લોકો સાથે નહિ, બલ્કે 'આમ મુસ્લિમોનો એક વર્ગ છોડી ગયો' 'માં વર્ગ' (જમાત) સાથે છે એટલે "એ લોકો કે જેઓએ તમામ મુસ્લિમોની 'શ્રદ્ધા'નો ત્યાગ કર્યો હતો અને જેઓ અમારી સાથે સરકારી દફતરમાં કામ કરતા હતા તેમાં એક 'રૈ' નો વતની હતો, જેણે જગતનો પ્રવાસ ખેડયો હતો અને જેનો ધંધો સરકારી દફતરદારી હતો." આમાં "'રૈ'નો વતની"થી કહેવાનો ભાવાર્થ ખાત્રીપૂર્વક હસન સબ્બાહ છે.

**આ દૃષ્ટિબિંદુની ઐતિહાસિક મુશ્કેલીઓ**

અમોએ ફેબ્રુઆરી ઈ. સ. ૧૯૨૪ માં 'શોબ'ઝ્લ-અજમ અને ખય્યામ' પર મઆ'રિફમાં જે લેખ લખ્યો હતો તેમાં અનુમાનથી અનોશેરવાનનો જન્મકાલ હિ. સ ૪૫૦ થી ૪૬૦ નો ઠરાવ્યો હતો. અફસોસ કે ત્યારે, પ્રોફેસર બ્રાઉનની 'લિટરરી હિસ્ટ્રી' પાસે નહતી. એ લેખના પ્રકટ થઈ ગયા પછી, જોયું તો, જણાયું કે દીર્ઘદૃષ્ટિના પ્રોફેસર બ્રાઉને અનોશેરવાનનો જન્મકાલ 'ઓયુનુલ-અખબાર'ના હવાલાથી જાણી લીધેલો છે. એ ગ્રંથની હપ્ર તેણે કેમ્બ્રિજ યુનિવર્સિટીના કુતુબખાનામાં જોઈ તેમાં પ્રોફેસર બ્રાઉનના કથન પ્રમાણે અનોશેરવાનનો જન્મકાળ હિ. સ. ૪૫૯ લખેલો છે. પ્રોફેસર હોત્સમાં તો આ ગ્રંથથી બિનવાકેફ હતા, જ્યારે પ્રોફેસર

ધ્યાઉને વસ્તુસ્થિતિ જાણ્યા છતાં, આશ્ચર્ય છે કે પ્રોફેસર હૉત્સ
દૃષ્ટિબિંદુનું શાથી સમર્થન કર્યું છે.

ખય્યામનો મામલો તો સ્પષ્ટ છે. તે હિ. સ. ૪૬૭
'મલિકશાહની વેધશાળા'માં કામ કરી રહ્યો હતો.[1] આથી
હિ. સ. ૪૫૯ માં જન્મેલા અનૌશેરવાનનો કહી સમોવડિયો
શકતો નથી, કારણ કે ખય્યામ જ્યારે તારામંડલ (સિતારા)-
સંશોધનમાં એટલે આસ્માનમાં ઘૂમતો હશે ત્યારે આ વર્ષનો અન
શેરવાન જમીન પર ધૂળ શેળતો હશે.

હવે રહ્યો પ્રશ્ન હસન સબ્બાહનો. તેનો સૌથી મોટો પ્રસ
ફાતેમી 'મુસ્તનસીર'ના દરબારમાં જઈ ઇસ્માઇલી નઝારની દાવતમ
જોડાગાનો છે. ઇબ્ને અસીરે તેની આ સફર તારીખ હિ. સ. ૪૭૯ મ
લખી છે.[2] કિંતુ રશીદુદ્દીને 'જામેઉત્તવારીખ'માં[3] અને હમદુલ્લાહ
મુસ્તવફીએ 'તારીખે ગુઝીદા'માં[4] હિ. સ. ૪૭૧ બતાવી છે, અને
ઘણું કરીને આ 'સરગુઝશ્ત'નો હવાલો છે. આ સિવાય હમદુલ્લાહ
મુસ્તવફી હસન સબ્બાહને અલપ-અરસલાન (હિ. સ ૪૫૫-૪૬૫)
નો દરબારી હોવાનુ કહે છે. કિંતુ એથીએ આગળ વધીને 'સર-
ગુઝશ્ત'માં હસન સબ્બાહનો આ સફરનો પૂરો ઇતિહાસ આપ્યો છે.
હિ સ. ૪૬૪ માં તે અબ્દુલ-મલિક અત્તાશની જમાત (પક્ષ)માં
દાખલ થયો. હિ. સ. ૪૬૭ માં અસ્ફહાન જઈ તે અત્તાશનો બે
વર્ષ 'નાયબ' રહ્યો. આ પછી તે આઝરબાએજાન (આઝરબૈજાન),
ઇરાક અને શામનો પ્રવાસ કરતો હિ. સ. ૪૭૧ માં મિસર પહોંચ્યો,
અને ત્યાં અઢાર મહિના રહી જ્યારે હિ સ. ૪૭૨ માં સિકં-

### શું ખય્યામ બાતેની હતો ?

હસનસબ્બાહ, ઉમર ખય્યામ અને નિઝામુલ્-મુલ્કની આ કમની કેમ ઘડાઈ: નિઝામુલ્ મુલ્કના તરફદારો તો આ કાર્ય કરી શકતા ન હતા, કારણ કે આથી તો, ઊલટું તેની નૈતિક કમજોરી અને કાર્યેલિયતનો અભાવ તથા તેનું પ્રપંચી હોવું સાબિત થાય છે. અલબત્ત, હસન સબ્બાહની લાયકાત અને નિઝામુલ્-મુલ્ક તથા સલ્જુકી શાહ પ્રત્યેના તેના રોષનું ચિત્ર દોરી શકાય છે, જે હસન સબ્બાહને બધાં કાર્યોમાં સત્યનિષ્ઠ સાબિત કરી શકે. અને આમ જોતાં તેના તરફદારો આ કહાણી ઘડી કાઢે એ શક્ય છે.

કિંતુ એક વસ્તુ અર્થજનક છે કે આ બે તકરારી હરીફો વચ્ચે શાંતિપ્રિય ખય્યામનું નામ કેમ આવે છે ? એક બદનામ હકીમ, શાએરની મૈત્રી, ન તો સલ્જુકી વંશના વજીરના ગર્વને ઓપ આપી શકે છે, કે, ન તો અલ મૌતના કિલ્લાના શાસકની એથી પ્રતિષ્ઠા વધી શકે છે. શું અલમૌતના કિલ્લાના સરકારી કુતુબખાનાના સરકારી 'સરગુઝસ્ત' માં ખય્યામનું નામ, અલ મૌત-પંથના દાઈઓ અને ખય્યામના ધાર્મિક વિચારસામ્યનો કે તેના પ્રત્યેની હમદર્દીના ભેદનો પડદો તો ચીરતું નથી ? અને આ નિષ્પક્ષ બિરાદરના નામનો ઉમેરો એ અન્વયે તો નથી ? વિચારયુક્ત બિના છે ! કિંતુ એ વસ્તુ વિદિત છે કે, ખય્યામ ઈમામતના પ્રશ્ન સંબંધી ઈસ્માઈલિયા (બાતેનિયા)ના મતનો ન હતો અને સહમતી હતો તો, તાત્ત્વિક વિચારો તથા 'અક્લ' ને 'નક્લ' (દર્શનશાસ્ત્ર ને ધર્મશાસ્ત્ર)ના સમીકરણની રીતમાં, કારણ કે ખય્યામે તેના ફારસી ગ્રંથ 'ગિલાયએ કુલ્લિયાતુલ્ વુજૂદ' (The Existence) ના ઉત્તરમાં ઇસ્માઇલીઓના ઈમામતી પ્રશ્નનું ખંડન કર્યું છે. અસલ વસ્તુ એવી છે કે બાતેનિયતની મૂળ બિના ઈમામતી પ્રશ્ન નહિ, પણ 'અક્લ' ને 'નક્લ'ના સમીકરણની એ પદ્ધતિ છે કે જેને,

હસન સબ્બાહની ઘણી પૂર્વે પ્રસ્તુત પણે ધારણ કરી હતી.[1]

## સુલતાન સન્-જર અને ખય્યામની સહાધ્યાયિતા ને સમવયસ્કતાની દંતકથા :

કેટલાક ચરિત્રનિરૂપકોએ આ કહાણીની એક બીજી કથા ક્યાંકથી નકલ કરી છે: કે ખય્યામ અને સુલતાન સન્જર બિન મલિકશાહ બન્ને સમવયસ્ક ને સહાધ્યાયી હતા, અને બન્નેએ પરસ્પર 'કરાર' કર્યો હતા. ઇબારત નીચે પ્રમાણે છે :

"સુલતાન સન્જર જોડે ગાઢ મૈત્રી રાખતો હતો. કહે છે કે નિશાળમાં સહાધ્યાયી પણ હતો. અને પરસ્પર મોભો જાળવવાનો 'કરાર' પણ ત્યાં જ થયો હતો."[2]

પણ, ખુલ્લું છે કે આ દાસ્તાનની આ કથા પણ નખશિખ બનાવટી છે. સુલતાન સન્જરનો જન્મકાલ હિ. સ ૪૭૧ છે, ખય્યામ તેનાથી ત્રીસ બત્રીસ વર્ષ પૂર્વે જન્મી ચૂક્યો હતો અને હિ. સ. ૪૬૭માં તો મલિકશાહી વેધશાળામાં પણ આવી ચૂક્યો હતો. વળી તેના સૌથી પુરાણા ચરિત્રનિરૂપક બૈહકી (ખય્યામ-સમકાલીન)ના કથન મુજબ સન્જરને બાળપણમાં બળિયાના દાણા નીકળ્યા હતા ત્યારે ખય્યામે તેનો ઇલાજ કર્યો હતો. ઉપરાંત બન્ને વચ્ચે સંમાન-કરારને બદલે બૈહકીના કથન પ્રમાણે અદાવત અને નફરત હતાં.[3]

આ ખોટી કથાઓ ચકાસ્યા પછી હવે આપણે મથાળા મુજબ

---

૧. આનો વિસ્તાર 'ખય્યામના ધર્મ ને નિયમ'ના વિવેચનમા આગળ આવશે.

૨ 'મજમઉલ-ફુસહા,' પૃષ્ઠ ૨૦૦, ઈરાન પ્રકાશન અને 'આતશકદએ-આઝર,' પૃષ્ઠ ૧૩૯, મુબઈ- તથા "રિયાઝુશ્-શોઅ'રા" વાલેહ દાગિસ્તાની, હસ્ત નક્લ કુતુબખાના, લખનઉ.

૩. જુઓ તારીખુલ-હુકમ, બૈહકી, ખય્યામના પ્રકરણમા.

## શું ખય્યામ બાતેની હતો ?

હસનસબ્બાહ, ઉમર ખય્યામ અને નિઝામુલ્-મુલ્કની આ કથની કેમ ઘડાઈ: નિઝામુલ્ મુલ્કના તરફદારો તો આ કાર્ય કરી શકતા ન હતા, કારણ કે આથી તો, ઊલટું તેની નૈતિક કમજોરી અને કાબેલિયતનો અભાવ તથા તેનું પ્રપંચી હોવું સાબિત થાય છે. અલબત્ત, હસન સબ્બાહની લાયકાત અને નિઝામુલ્-મુલ્ક તથા સલ્જુકી શાહ પ્રત્યેના તેના રોષનું ચિત્ર દોરી શકાય છે, જે હસન સબ્બાહને બધાં કાર્યોમાં સત્યનિષ્ઠ સાબિત કરી શકે. અને આમ જોતાં તેના તરફદારો આ કહાણી ઘડી કાઢે એ શક્ય છે.

કિંતુ એક વસ્તુ અર્થજનક છે કે આ બે તકરારી હરીફો વચ્ચે શાંતિપ્રિય ખય્યામનું નામ કેમ આવે છે ! એક બદનામ હકીમ, શાએરની મૈત્રી, ન તો સલ્જુકી વંશના વજીરના ગર્વને ઓપ આપી શકે છે, કે, ન તો અલમૌતના કિલ્લાના શાસકની એથી પ્રતિષ્ઠા વધી શકે છે. શું અલમૌતના કિલ્લાના સરકારી કુતુબખાનાના સરકારી 'સરગુઝશ્ત' માં ખય્યામનું નામ, અલમૌત-પંથના દાઈઓ અને ખય્યામના ધાર્મિક વિચારસામ્યનો કે તેના પ્રત્યેની હમદર્દીના ભેદનો પડદો તો ચીરતું નથી ? અને આ નિષ્પક્ષ બિરાદરના નામનો ઉમેરો એ અન્વયે તો નથી ? વિચારયુક્ત બિના છે ! કિંતુ એ વસ્તુ વિદિત છે કે, ખય્યામ ઈમામતના પ્રશ્ન સંબંધી ઇસ્માઈલિયા (બાતેનિયા)ના મતનો ન હતો અને સહમતી હતી તો, તાત્ત્વિક વિચારો તથા 'અક્લ' ને 'નક્લ' (દર્શનશાસ્ત્ર ને ધર્મશાસ્ત્ર)ના સમીકરણની રીતમાં, કારણ કે ખય્યામે તેના ફારસી ગ્રંથ 'રિસાલએ કુલ્લિયાતુલ્ વુજૂદ' (The Existence) ના ઉવટમાં ઇસ્માઇલીઓના ઈમામતી પ્રશ્નનું ખંડન કર્યું છે. અસલ વસ્તુ એવી છે કે બાતેનિયતની મૂળ બિના ઇમામતી પ્રશ્ન નહિ, પણ 'અક્લ' ને 'નક્લ'ના સમીકરણની એ પદ્ધતિ છે કે જેને,

હસન સબ્બાહની ઘણી પૂર્વે પ્રસ્તુત પક્ષે ધારણ કરી હતી.[1]

**સુલતાન સન્જર અને ખય્યામની સહાધ્યાયિતા ને સમવયસ્કતાની દંતકથા :**

કેટલાક ચરિત્રનિરૂપકોએ આ કહાણીની એક ખીચડી કથા ક્યાંકથી નકલ કરી છે: કે ખય્યામ અને સુલતાન સન્જર બિન મલિકશાહ બંને સમવયસ્ક ને સહાધ્યાયી હતા, અને બન્નેએ પરસ્પર 'કરાર' કર્યા હતા. ઇબારત નીચે પ્રમાણે છે :

"સુલતાન સન્જર જોડે ગાઢ મૈત્રી રાખતો હતો. કહે છે કે નિશાળમાં સહાધ્યાયી પણ હતો. અને પરસ્પર મોભો જાળવવાનો 'કરાર' પણ ત્યાં જ થયો હતો."[2]

પણ, ખુલ્લું છે કે આ દાસ્તાનની આ કથા પણ નખશિખ બનાવટી છે. સુલતાન સન્જરનો જન્મકાલ હિ. સ ૪૭૧ છે. ખય્યામ તેનાથી ત્રીસ બત્રીસ વર્ષ પૂર્વે જન્મી ચૂકયો હતો અને હિ. સ. ૪૬૭માં તો મલિકશાહી વેધશાળામાં પણ આવી ચૂકયો હતો. વળી તેના સૌથી પુરાણા ચરિત્રનિરૂપક બૈહકી ( ખય્યામ-સમકાલીન )ના કથન મુજબ સન્જરને બાળપણમાં બળિયાના દાણા નીકળ્યા હતા ત્યારે ખય્યામે તેનો ઇલાજ કર્યો હતો ઉપરાંત બન્ને વચ્ચે સંમાન-કરારને બદલે બૈહકીના કથન પ્રમાણે અદાવત અને નફરત હતાં.[3]

આ ખોટી કથાઓ ચકાસ્યા પછી હવે આપણે મથાળા મુજબ

---

૧. આનો વિસ્તાર 'ખય્યામના ધર્મ ને નિયમ'ના વિવેચનમાં આગળ આવશે.

૨ 'મજમઉલ-ફુસહા,' પૃષ્ઠ ૨૦૦, ઈરાન પ્રકાશન અને 'આતશકદએ-આઝર,' પૃષ્ઠ ૧૩૯, મુબઈ- તથા "રિયાઝુશ્શુ-અરા" વાલેહ દાગિસ્તાની, હસ્ત નક્લ કુતુબખાના, લખનઉ.

૩. જુઓ તારીખુલ-હુકમા, બૈહકી, ખય્યામના પ્રકરણમાં.

ખય્યામના જીવન પ્રસંગોની સાલો પર વિચાર કરવાનો છે. કિંતુ કુદરતી નિયમ વિરુદ્ધ આપણે પ્રથમ તેનો મૃત્યુકાલ તપાસી નક્કી કરવાનો છે અને, પછી તેના આધારે જન્મકાલ તપાસવાનો છે.

## ખય્યામનો મૃત્યુકાલ

આપણા કેટલાક પૂર્વના ચરિત્રનિરૂપકોએ[1] અને તેમના જ ભરોસે અનેક પાશ્ચાત્ય લેખકોએ પણ ખય્યામનો મૃત્યુકાલ હિ. સ. ૫૧૭ લખ્યો છે. કિંતુ અલ્લામા આઝાદ બિલગિરામીએ 'યદેબૈઝા'માં હિ. સ. ૫૧૮ લખ્યો છે.[2] અને બ્રુકલેમેને 'તારીખે અદબિયાતે અરબ' ( આરબ સાહિત્યનો ઇતિહાસ )માં તેનો અવસાનકાલ હિ. સ. ૫૧૫ સાબિત કર્યો છે. છતાં આમાંની એક પણ તારીખ કોઈ પ્રાચીન આધારગ્રંથના હવાલાથી સાબિત થતી નથી. ખય્યામના મૃત્યુકાલની સૌથી મહત્ત્વની સનદ, ખય્યામના સમકાલીન બલ્કે તેના શિષ્ય ચહાર મકાલહ'ના કર્તા નિઝામી ઉરૂઝી સમરકન્દીનું બયાન છે. તે હિ. સ. ૫૦૬માં બલ્ખ મુકામે ખય્યામ સાથેની પોતાની મુલાકાત જણાવે છે, અને હિ. સ. ૫૦૮માં તે તેને બાદશાહના શિકારનું મહૂરત-પત્ર તૈયાર કરતો બતાવે છે. પછી હિ. સ. ૫૩૦માં નિશાપુરમાં તે તેની કબરની ' ઝિયારત ' ( મુલાકાત ) કરે છે. આ પછી આ ગ્રંથની એક પ્રતમાં છે કે, " અને ઉસ્તાદ ખય્યામ આમ ( હિ. સ. ૫૩૦ની) અમુક વર્ષ પૂર્વે મૃત્યુ પામી ચૂકયો હતો. " અને આ જ ગ્રંથની એક બીજી પ્રતમાં " આની (હિ. સ. ૫૩૦ની) ચાર વર્ષ પૂર્વે તે મૃત્યુ પામી ચૂકયો હતો. " આ તફાવત જોઈને સાવચેત બ્રાઉને[3] 'લિટરરી હિસ્ટ્રી ઑફ પર્શિયા'ના બીજા ખંડમાં અને તેના પગલે અલ્લામા અબ્દુલ-વહ્હાબ કઝવીનીએ 'ચહાર મકાલહ'ના હાંસિયામાં લખ્યું છે કે, " હિ. સ. ૫૧૭ અથવા ૫૧૫માં

---

૧. મજમઉલ ફોસહાએ હિદાયત, તેહરાન પ્રકાશન.

૨. હૈગ, હાલનું દારૂલ-મોસન્નેફીન ગ્રંથાલય.

૩ જુઓ. લિટરરી હિસ્ટ્રી ઑફ પર્શિયા, બ્રાઉન, સા. રજો, પૃષ્ઠ ૨૫૫.

ખય્યામના મરણની કોઈ સનદ અમારી જાણમાં નથી. આથી ઉચિત તો એ જ કે, હિ. સ. ૫૦૮ અને હિ સ. ૫૩૦ની વચ્ચે ક્યારેક મૃત્યુ પામ્યો." 'ચહાર મકાલહ'ના હાંસિયાની અસલ ઈબારત આ પ્રમાણે છે.–

"ખય્યામનો મૃત્યુકાલ યુરોપિયન લેખકોએ હિ. સ ૫૧૭ આલેખ્યો છે, બ્રુકલેમેને 'અરબી સાહિત્યના ઇતિહાસ'માં ૫૧૫ બતાવ્યો છે. કિંતુ કોઈ પાકી સનદ આ વિશેની મારા જોવામાં આવી નથી. દરેક રીતે 'ચહાર મકાલહ' દ્વારા તેનો મૃત્યુકાલ હિ. સ. ૫૦૮ ને ૫૩૦ની વચ્ચેનો જણાય છે, કારણ કે ૫૦૮માં તે હયાત હતો અને ૫૩૦માં નિઝામી ઉરૂઝી તેની કબર પર નિશાપુર ઝિયારત કરવા ગયો ત્યારે તેના મૃત્યુને અમુક વર્ષ વીતી ચૂક્યાં હતાં" ૧

કિંતુ પ્રોફેસર બ્રાઉન અને અલ્લામાં કઝવીનીએ જરા નિઝામી ઉરૂઝીની નિશાપુરમાં આવવા જવાની તારીખો પર નજર કરી હોત, તો સ્ફોટ થાત કે હિ. સ ૫૧૪ સુધી તો ખય્યામનું મૃત્યુ અવશ્ય નહોતું જ થયુ, કારણ કે આ ગ્રંથમાથી જણાય છે, કે હિ. સ. ૫૦૬માં બલ્ખ મુકામે નિઝામીએ ખય્યામને એવુ કહેતાં સાંભળ્યો છે કે, તેની કબર એવી જગ્યાએ થશે જ્યા દરેક વસંત ઋતુ તેની કબર પર પુષ્પ-વૃષ્ટિ કરશે નિઝામી કહે છે. હું જાણતો હતો કે ઉસ્તાદ જૂઠો નથી તો પણ:

"કિંતુ મને આ વાત અશક્ય લાગી અને મેં જાણ્યું કે ઉસ્તાદ મિથ્યા વાત ન કહે જ્યારે હિ. સ ૫૩૦માં નિશાપુર પહોચ્યો ત્યારે ચાર વર્ષ પૂર્વે તેઓ મરણ પામ્યા અને મારા પર ગુરુ-ઋણ હતું એટલે શુક્રવારે પુષ્પાંજલિ અર્થે હું ગયો અને એક માણસને સાથે લઈ ગયો કે, જે મને તેની કબર બતાવે" (ચહાર મકાલહ, પૃષ્ઠ ૬૩, ગિબ)

---

૧. હાસિયો, 'ચહાર મકાલહ' અબ્દુલ-વહાબ કઝવીની, પૃષ્ઠ ૨૨૦; ગિબ મેમોરિયલ.

આ પછી, હિ. સ. ૫૦૮માં નિઝામી જયાન કરે છે કે હિ. સ. ૫૦૮ના શિયાળામાં ખય્યામે સુલતાન ( ઘણું કરીને સુલતાન-મહંમદ બિન મલિકશાહ)ના શિકાર માટે મહુરત–પત્ર તૈયાર કર્યું.

ઉપરના કથનથી જણાય છે, કે હિ. સ. ૫૦૬માં બલ્ખ મુકામે, જ્યારે કે ખય્યામના મુખેથી તેની કબર વિશેનું નિઝામી ઉરૂઝીએ ભવિષ્ય-કથન સાંભળેલું હતું ત્યારે તેને માટે તાજુબી અનિવાર્ય હતી. વળી, એ કે ગુરુપ્રત્યેના હકની અદાગીરીના અર્થમાં એ વેગડું હતું કે: તેને જો આ (હિ સ. ૫૩૦)ના આગમન પૂર્વે ખય્યામના અવસાન અને કબરની વસ્તુ જાણમાં હતી તો, નિશાપુર આવી તેની ઝિયારત માટે ન જાત. કિંતુ ઊલટું તે હિ સ. ૫૧૦માં નિશાપુરમાં જ હતો ( ચહાર મકાલહ, પૃષ્ઠ ૯). પછી હિ. સ. ૫૧૨માં પણ તેનું નિશાપુરમાં આગમન થયુ હતું; અને હિ. સ. ૫૧૪ માં પણ તે ત્યાં જ છે. (પૃષ્ઠ ૫૦ ) અને આ બધાં વર્ષોમાં તે પોતાના ઉસ્તાદ (ખય્યામ) પ્રત્યેના હકની—અગર જો તે મૃત્યુ પામી ચૂકયો છે તોયે—અદાગીરીનું ભાગ્ય નથી પામતો અને ન તો ઉસ્તાદની પેલી અજાયબીભરેલી ભવિષ્યવાણીની પ્રતીતિનો આટલાં વર્ષો સુધી ઉત્સુકતા અનુભવે છે, તે ત્યાંસુધી કે હિ. સ. ૫૩૦ના નિશાપુરના આગમનમાં તેને પોતાના ઉસ્તાદના અવસાનની ખબર મળે છે અને તે તેની કબરની મુલાકાતે જાય છે, અને તેની આશ્ચર્ય પમાડે એવી ભવિષ્યવાણી સત્ય પુરવાર થતી નીરખી વિસ્મય પામે છે. આથી ખુલ્લું છે કે ખય્યામ હિ. સ. ૫૧૪ સુધી નિશાપુરની કબરમા સૂતો જ નહતો. આમ તેનો મૃત્યુકાલ હિ. સ. ૫૧૪ પછીનો જ શકય છે, એટલે હિ. સ. ૫૧૫નો, જેનો ઝુકોવ્સ્કી જેવા અટકળ પર ઘણું કરીને સ્વીકાર કર્યો છે યા તો હિ સ. ૫૧૫થીયે પછીનો કાલ છે.

ચાલો એક વધુ પ્રસંગ લઈએ. નિઝામી ઉરૂઝી પછી ખય્યામના સૌથી પ્રથમ સમકાલીન ચરિત્રનિરૂપક બૈહકીએ તેનો જે વૃત્તાંત

ાાલેખ્યો છે તેમાં તેને નિઝામુલ-મુલ્કના ભત્રીજા શહાબુલ-ઇસ્લામ-અબ્દુર્-રઝ્ઝાક વઝીરની મજલિસ(બેઠક)માં ઉલ્લેખ્યો છે કે, ખય્યામ પ્રસ્તુત વઝીરની મજલિસ(બેઠકમાં)માં આવેલો હતો. શાહબુલ-ઇસ્લામ હિ. સ. ૫૧૧માં વઝીર થયો અને હિ. સ. ૫૧૫માં મારી ગયો.[૧] આથી એ મજલિસમાં ભાગ લેવાનો પ્રસંગ બહુબહુ તો હિ. સ. ૫૧૫ સુધીમાં શક્ય છે. વળી, ઉપરાંતમાં સોના ચાંદીના તોલન પર સુલતાન સન્જરના યુગના હકીમો (ફિલસૂફો,એ હિ. સ. ૫૧૫માં કેટલીક પુસ્તિકાઓ લખી છે અને ખય્યામે પણ એક રિસાલો લખ્યો; આથી માનવું પડશે કે, તે નિર્દિષ્ટ વર્ષ સુધી-હયાત હતો.[૨]

એવી જ રીતે તેનો મૃત્યુકાલ હિ. સ ૫૩૦ પણ નહિ, પણ તેની ચાર વર્ષ અથવા થોડાં વર્ષ પૂર્વેનો ઠરાવવો જોઇએ, કારણ કે 'ચહાર મકાલહ'માં હિ. સ. ૫૩૦ નથી. પણ, "ચાર કે થોડાં (યા ચંદ) વર્ષ થયાં કે એ બુઝુર્ગ ચહેરાને માટીના બુરખામાં-છુપાવી મૂક્યો." આ બિના પર ખય્યામનો મૃત્યુકાલ હિ. સ. ૫૦૮ થી ૫૩૦ની વચ્ચેનો નહિ, પણ હિ. સ. ૫૧૫ થી ૫૩૦નાં અમુક વર્ષ પૂર્વેના દરમ્યાનનો હોવો શક્ય છે. જો કે આ વર્ષ— હિ. સ. ૫૧૫—ની પછી ખય્યામ સાથેની મુલાકાત વિશેનો ઉલ્લેખ કરતું નથી. કિંતુ ખય્યામનો પ્રમાણભૂત શાગિર્દ ઉરૂઝી સમરકન્દી હિ. સ. ૫૩૦ માં જ્યારે, ફરી તેનું નિશાપુરનું આગમન વર્ણવે છે-તેમાં લખે છે કે, તેનો ઉસ્તાદ (ખય્યામ) આની (હિ. સ. ૫૩૦ની) ચંદ (થોડી જ) યા ચાર જ સાલ પૂર્વે મૃત્યુ પામી ચૂક્યો હતો. આ ચંદ (થોડી) અને ચારનો, જો કે, ખૂબ જ મહત્ત્વનો તફાવત છે,. છતાં ચંદ (થોડી) નો અન્વય પણ કદી પંદર વર્ષના લાંબા ગાળા સાથે સાધી શકાય નહિ.

૧. ઇબ્ને અસીરમા ખંડ ૧૦, પૃષ્ઠ ૪૧૨, બરેલ.

૨. હવાલા માટેનુઓ, ખય્યામનાં સર્જનોમાં મીઝાનુલ્-હિકમનો અહેવાલ.

ગિબ મેમોરિયલના 'ચહાર મકાલહ'નું પ્રકાશન ચાર જુદી જુદી પ્રતો સાથે મુકાબલો કરી કરવામાં આવ્યું છે, જેમાંની ત્રણ હસ્તપ્રતો અને એક ઈરાનની છપાયેલી પ્રત હતી આ બધામાં વાક્યો, શબ્દો અને ફકરાઓમાં તફાવતો હતા. એ હસ્તપ્રતો આ હતી.

૧ બ્રિટિશ મ્યુઝિયમની પહેલી પ્રત જે સરવાળે બરાબર હતી અને હિ. સ ૧૦૧૭ મા નકલ પામી હતી.

૨. બ્રિટિશ મ્યુઝિયમની બીજી પ્રત જે હિ. સ. ૧૨૭૪ માં લખાઈ હતી અને શુદ્ધિ અને ભૂલોમા સાધારણ હતી.

પ્રોફેસર બ્રાઉનની પોતાની પ્રત, જે આશિર એફેન્ડી (કુસ્તુનતુનિયા)ના કુતુબખાનાની હિ. સ ૮૩૫ મા હેરાતમાં લખાયેલી પ્રતની નકલ હતી, અને આ પ્રત શુદ્ધતા, અતિશયોક્તિ ને નુકશાનીમાં અન્ય પ્રતોના કરતા તદ્દન તફાવતવાળી હતી, પ્રાચીનતા અને શુદ્ધતાનો ખ્યાલ કરી તે જ પ્રત અસલ ઠેરવાઈ. (જુઓ ચહાર મકાલહ, સુધારેલી પ્રસ્તાવના, ગિબ)

ખય્યામના મૃત્યુના ઉલ્લેખના સ્થાને, હિ સ ૫૦૬ ની બલ્ખની મુલાકાત પછી જણાવવામાં આવ્યુ છે કે "હિ સ. ૫૩૦માં જ્યારે નિશાપુર પહોચ્યો"—આ પછી કુસ્તુનતુનિયાવાળી પ્રત જે, સૌથી શુદ્ધ અને પ્રાચીન છે તેમાં નીચે મુજબ છે:

'એ બુઝુર્ગે ચહેરાને માટીના બુરખામા સંતાડ્યાને ચાર સાલ થઈ"

બાકીની ત્રણ પ્રતો જે એકમીજાની નકલ છે તેમાં, આ પ્રમાણે છે:

'એ બુઝુર્ગે ચહેરાને માટીના બુરખામાં સતાડ્યાને ચંદ (થોડાં) વર્ષ થયાં"

હવે જો પહેલી પ્રત બરાબર હોય તો હિ. સ. ૫૨૬ ખય્યામને મૃત્યુકાલ નક્કી[1] થઈ જશે, અને જો બીજી પ્રત જેમાં ચંદ (થોડા

[1]. હાસિયો—ચહાર મકાલહ, પૃ૦ ૨૨૮

વર્ષ છે,[1] એ ખરી હોય તોપણ એ વસ્તુ નોંધપાત્ર છે કે 'થોડાં'નો અન્વય પણ ચાર-પાંચ વર્ષથી વિશેષના ગાળાનો શક્ય નથી. તો હિ. સ. ૫૧૫ ને ૫૧૭ ની પછી લાંબે ગાળે ને હિ. સ. ૫૩૦ની પૂર્વે કંઈક નજીકમાં તેનો મૃત્યુકાલ હશે.

અમારી સમક્ષ અત્યારે, જેમકે શરૂઆતમાં જણાવ્યું છે, આલીકુમી[2] (હિ. સ. ૧૦૦૨માં હયાત), મશહૂર તુર્ક શાએરનો રૂબાઈ-સંગ્રહ ઉમર ખય્યામની રૂબાઈઓના જવાબમાં છે, અને જે હિ. સ. ૧૦૦૨ માં લખાયો છે, તેની પ્રસ્તાવનામાં આલીએ ખય્યામનો અહેવાલ જુદાજુદા આધારગ્રંથો પરથી એકત્ર કર્યો છે, તેમાંનો એક આધારગ્રંથ મૌલાના અહમદ બિન હુસેન અર્-રશીદ તબરેઝીનો 'દહ-ફસ્લ' છે, જેમાં નિઝામી સમરકન્દીનો આ પ્રસંગ આલિખિત છે. એને આલીએ પોતાની પ્રાસબદ્ધ શૈલીમાં નકલ કર્યો છે.

"કિંતુ રિસાલાએ તબરેઝીમાં લખ્યું છે કે ખુદ સબ્ઝવારમાં ઉરૂઝી સમરકન્દીના હાથની લખેલી પ્રત જોઈ અને એ પ્રતની નીચે ઉરૂઝીએ કંઈક લખ્યું છે કે હિ. સ. ૫૨૨ માં હું મારા નામદાર ઉસ્તાદની સેવામાં હાજર થયો અને મક્કા મોઅઝ્ઝમા જવાની પરવાનગી માગી. વાતચીત દરમ્યાન તેમણે ફરમાવ્યું કે, તમારા પાછા આવ્યા પછી મારી કબર એક એવી જગ્યામાં જોશો

---

૧. હમણા જ થોડા સમય ઉપર, અમારા વિદ્વાન મિત્ર, પ્રોફેસર શેખ અબ્દુલ-કાદિર (દક્કન-કૉલેજ પૂના) ને 'ચહાર મકાલહ'ની એક હસ્તલિખિત પ્રત મળી છે. એ પ્રત ઘણી જ પુરાણી નથી, છતાં કેટલીક બાબતોમાં કદર કરવા લાયક છે. એ પ્રતમાં પણ કેટલીક જગ્યાએ 'ચંદ' (થોડા) શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

૨. આલી રૂમી $\left(\frac{\text{હિ. સ. ૯૪૮—હિ. સ. ૧૦૦૮}}{\text{ઇ. સ. ૧૫૪૧—ઇ. સ. ૧૫૯૯}}\ ?\right)$ વિશેનો વિસ્તાર અહેવાલ એન્સાઇક્લોપીડિયા ઑફ ઈસ્લામ ભા, ૧, પૃ. ૨૯૧માં

કે જેની ઉપર ઉત્તરનો વાયુ અનુપમ પુષ્પ વેરણી કરશે. ત્રણ વર્ષ પછી મને પાછા ફરવાનો મોકો મળ્યો. મારા દિલમાં ખ્યાલ આવ્યો કે કદી આવી લાયક વ્યક્તિની જબાનથી કોઈ અર્થહીન વાત મેં સાંભળી નથી. જ્યારે હું ઇસ્તિરાબાદ પહોંચ્યો અને તેમના વિશે લોકોમાં પૂછપરછ કરી ત્યારે જાણવા મળ્યું કે તેઓ આ દિવસોમાં ઇશ્વરની છાયામાં પહોંચી ગયા." (દારુલ-ઓસન્નોફિનની પ્રત)

'દહ ફસ્લ'નો કર્તા તબરેઝી કહે છે કે, "તેણે સબ્ઝવારમાં ખુદ ઉરૂઝી સમરકન્દીના હાથની લખેલી 'ચહાર મકાલહ'ની પ્રત જોઈ," તેના હાંસિયામાં એવું લખ્યું હતું કે, "હું હિ. સ. ૫૨૨માં ઉસ્તાદની સેવામાં હાજર થયો અને પુષ્પવૃષ્ટિ વિશેની ભવિષ્યવાણી સાંભળી. પછી હજ્જ માટે ચાલ્યો ગયો. ત્યાંથી ત્રણ વર્ષ પછી પાછો ફર્યો ત્યારે પૂછપરછ કરતા જણાયું કે "આ જ દિવસોમાં તેઓ મૃત્યુ પામ્યા." પછી તે નિશાપુર આવ્યો અને "ઝિયારાત" (કબરની મુલાકાત) કરી, 'દહ ફસ્લ'ની ઉપર્યુક્ત હવાલાવાળી પ્રત કરતાં વધુ પ્રમાણભૂત પ્રત અન્ય કઈ હોઈ શકે? આમાં સ્પષ્ટ લખ્યું છે કે હિ. સ. ૫૨૨માં મુલાકાત થઈ, ત્રણ વર્ષ પ્રવાસમાં રહ્યો ને ત્યાર પછી પાછો ફર્યો ત્યારે ઇસ્તરાબાદમાં આવી સાંભળ્યું કે, ઉસ્તાદ આ દિવસોમાં મૃત્યુ પામ્યા. નિશાપુર પહોંચ્યો ત્યારે "ઝિયારત" કરી. હિ. સ. ૫૨૨માં ત્રણ વર્ષ ઉમેરવાથી હિ. સ. ૫૨૫ થાય છે, ત્યારે હિ. સ ૫૨૬માં પાછો ફર્યો અને આ જ વર્ષમાં મૃત્યુના સમાચાર સાંભળ્યા, આ પછી નિશાપુર આવી "ઝિયારત" કરી જેનો સમય બધી જ પ્રતોમાં હિ. સ. ૫૩૦ આલિખિત છે અને ઉરૂઝીના 'ચહાર મકાલહ'ની સૌથી શુદ્ધ પ્રતનું બયાન કહે છે કે, આ (હિ. સ. ૫૩૦) નાં ચાર વર્ષ પૂર્વે ઉસ્તાદનું મૃત્યુ થઈ ચૂક્યું હતું, જેનો પણ અર્થ એ જ હિ. સ. ૫૨૬ થાય છે. વિગત ઉપરથી એમ માલૂમ પડે છે કે ખય્યામનો મૃત્યુકાલ ભરોસાપાત્ર જણાય છે. એવું લાગે

કે, ઉરૂઝીએ વિષયના ક્રમમાં બનાવને મૂળ લખાણમાં ટૂંકમાં લખી નાંખ્યો હતો, કારણ કે ગ્રંથના મૂળ લખાણમાં ખય્યામનો અહેવાલ આલેખવાનું ધ્યેય નહતું, બલ્કે તેની હેરત પમાડે એવી ભવિષ્યવાણીનું આલેખન હતું. અને મૂળ ઘટનાને તેણે હાંસિયામાં વિસ્તારથી આલેખી હતી. પાછળની નકલ પ્રતોમાં જે આ હાંસિયો એટલા કારણે ખરી પડ્યો કે તેને અસલ કિતાબ સાથે કોઇ સંબંધ નહતો.

આ લેખનની સાબિતી પછી ખય્યામના મૃત્યુકાલ (હિ. સ. ૫૨૬) વિશે કાંઈ શક રહી જતો નથી. હવે ખય્યામના આ મૃત્યુકાલને ધ્યાનમાં લેતાં તો ખય્યામ અને નિઝામુલ્-મુલ્કની સમવયસ્કતા તો શું પણ તેમની સહાધ્યાયિતાયે શક્ય નથી, નહિ તો તેનું વય એકસો અઢાર વર્ષ લગભગનું માનવું પડશે, જે કેવલ અસંભવિત છે. અલબત્ત, હસન બિન સબ્બાહ, જે નિસ દેહ હિ. સ. ૫૧૮માં મરણ પામ્યો, તે કદાચ ખેંચતાણ કરી નિઝામુલ્-મુલ્કનો સહાધ્યાસી કરી શકે તો કરી શકે.

## ખય્યામનો જન્મકાલ

ખય્યામનો જન્મકાળ કોઈ પ્રાચીન સનદથી પ્રમાણિત નથી. આજકાલના જે કલમકશો ને લેખકોએ પણ હિ. સ. ૪૧૦ના નજીકનો સમય અખત્યાર કર્યો છે, તેની બુન્યાદ, કેવળ નિઝામુલ્-મુલ્કની સમવયસ્કતાની મશહૂર કહાણી પર નિર્ભર છે. નિઝામુલ્-મુલ્કનો જન્મકાલ હિ. સ. ૪૦૮ કે ૪૧૦ છે, અને આ જ અનુમાન પર ખય્યામનો જન્મકાલ પણ તેની લગભગનો ઠરાવ્યો છે. કિંતુ આ દાસ્તાનનું બનાવટીપણું સિદ્ધ થઈ ચૂક્યું છે તેથી તો આ અનુમાનનો પાયો સ્વતઃ જ ધસી પડે છે.

પૂર્વોક્ત દલીલો દ્વારા એ વસ્તુ પ્રમાણપાયે પહોંચી ચૂકી છે કે ખય્યામનો મૃત્યુકાલ હિ. સ. ૫૧૫ પછી અને હિ. સ. ૫૩૦નાં થોડાંક વર્ષ પૂર્વેની વચ્ચેના કોઈક વર્ષમાં છે, અને તે ઘણું કરીને હિ. સ. ૫૨૬ છે ત્યારે તો ખય્યામનો જન્મકાલ હિજરીની પાંચમી

કે જેની ઉપર ઉત્તરનો વાયુ અનુપમ પુષ્પ વેરણી કરશે. ત્રણ વર્ષ પછી મને પાછા ફરવાનો મોકો મળ્યો. મારા દિલમાં ખ્યાલ આવ્યો કે કદી આવી લાયક વ્યક્તિની જબાનથી કોઈ અર્થહીન વાત મેં સાંભળી નથી. જ્યારે હું ઇસ્તરાબાદ પહોંચ્યો અને તેમના વિશે લોકોમાં પૂછપરછ કરી ત્યારે જાણવા મળ્યું કે તેઓ આ દિવસોમાં ઈશ્વરની છાયામાં પહોંચી ગયા." (ફાફૂલ-મોસન્-નેફ્રિનની પ્રત)

'દહ ફસ્લ'નો કર્તા તબરેઝી કહે છે કે, "તેણે સબ્ઝવારમાં ખુદ ઉરૂઝી સમરકન્દીના હાથની લખેલી 'ચહાર મકાલહ'ની પ્રત જોઈ," તેના હાસિયામાં એવું લખ્યું હતું કે, "હું હિ. સ. ૫૨૨માં ઉસ્તાદની સેવામાં હાજર થયો અને પુષ્પવૃષ્ટિ વિશેની ભવિષ્યવાણી સાંભળી. પછી હજ્જ માટે ચાલ્યો ગયો. ત્યાંથી ત્રણ વર્ષ પછી પાછો ફર્યો ત્યારે પૂછપરછ કરતા જણાયું કે "આ જ દિવસોમાં તેઓ મૃત્યુ પામ્યા." પછી તે નિશાપુર આવ્યો અને "ઝિયારાત" (કબરની મુલાકાત) કરી. 'દહ ફસ્લ'ની ઉપર્યુક્ત હવાલાવાળી પ્રત કરતાં વધુ પ્રમાણભૂત પ્રત અન્ય કઈ હોઈ શકે? આમાં સ્પષ્ટ લખ્યું છે કે હિ. સ. ૫૨૨માં મુલાકાત થઈ, ત્રણ વર્ષ પ્રવાસમાં રહ્યો ને ત્યાર પછી પાછો ફર્યો ત્યારે ઇસ્તરાબાદમાં આવી સાંભળ્યું કે, ઉસ્તાદ આ દિવસોમાં મૃત્યુ પામ્યા. નિશાપુર પહોંચ્યો ત્યારે "ઝિયારત" કરી. હિ. સ. ૫૨૨માં ત્રણ વર્ષ ઉમેરવાથી હિ. સ. ૫૨૫ થાય છે, ત્યારે હિ. સ ૫૨૬માં પાછો ફર્યો અને આ જ વર્ષમાં મૃત્યુના સમાચાર સાંભળ્યા, આ પછી નિશાપુર આવી "ઝિયારત" કરી જેનો સમય બધી જ પ્રતોમાં હિ. સ. ૫૩૦ આલિખિત છે અને ઉરૂઝીના 'ચહાર મકાલહ'ની સૌથી શુદ્ધ પ્રતનું બયાન કહે છે કે, આ (હિ. સ. ૫૩૦) ના ચાર વર્ષ પૂર્વે ઉસ્તાદનું મૃત્યુ થઈ ચૂક્યું હતું, જેનો પણ અર્થ એ જ હિ. સ. ૫૨૬ થાય છે. વિગત ઉપરથી એમ માલૂમ પડે છે કે ખય્યામનો મૃત્યુકાલ ભરોસાપાત્ર જણાય છે. એવુ લાગે

છે કે, ઉરૂઝીએ વિષયના ક્રમમાં બનાવને મૂળ લખાણમાં ટૂંકમાં લખી નાંખ્યો હતો, કારણ કે ગ્રંથના મૂળ લખાણમાં ખય્યામનો અહેવાલ આલેખવાનું ધ્યેય નહતું, બલ્કે તેની હેરત પમાડે એવી ભવિષ્યવાણીનું આલેખન હતું. અને મૂળ ઘટનાને તેણે હાસિયામાં વિસ્તારથી આલેખી હતી. પાછળની નકલ પ્રતોમાં જે આ હાંસિયો એટલા કારણે ખરી પડયો કે તેને અસલ કિતાબ સાથે કોઇ સંબંધ નહતો.

આ લેખનની સાબિતી પછી ખય્યામના મૃત્યુકાલ (હિ. સ. ૫૨૬) વિશે કાંઈ શક રહી જતો નથી. હવે ખય્યામના આ મૃત્યુકાલને ધ્યાનમાં લેતાં તો ખય્યામ અને નિઝામુલ-મુલ્કની સમવયસ્કતા તો શું પણ તેમની સહાધ્યાયિતાયે શક્ય નથી, નહિ તો તેનું વય એકસો અઢાર વર્ષ લગભગનું માનવુ પડશે, જે કેવલ અસંભવિત છે અલબત્ત, હસન બિન સબ્બાહ, જે નિસંદેહ હિ સ ૫૧૮માં મરણ પામ્યો, તે કદાચ ખેંચતાણ કરી નિઝામુલ-મુલ્કનો સહાધ્યાસી કરી શકે તો કરી શકે.

## ખય્યામનો જન્મકાલ

ખય્યામનો જન્મકાળ કોઈ પ્રાચીન સનદથી પ્રમાણિત નથી. આજકાલના જે કલમકશો ને લેખકોએ પણ હિ. સ. ૪૧૦ના નજીકનો સમય અખત્યાર કર્યો છે, તેની બુન્યાદ, કેવળ નિઝામુલ-મુલ્કની સમવયસ્કતાની મશહૂર કહાણી પર નિર્ભર છે. નિઝામુલ-મુલ્કનો જન્મકાલ હિ. સ. ૪૦૮ કે ૪૧૦ છે, અને આ જ અનુમાન પર ખય્યામનો જન્મકાલ પણ તેની લગભગનો ઠરાવ્યો છે. કિંતુ આ દાસ્તાનનું બનાવટીપણું સિદ્ધ થઈ ચૂક્યું છે તેથી તો આ અનુમાનનો પાયો સ્વતઃ જ ધસી પડે છે.

પૂર્વોક્ત દલીલો દ્વારા એ વસ્તુ પ્રમાણપાયે પહોંચી ચૂકી છે કે ખય્યામનો મૃત્યુકાલ હિ. સ. ૫૨૫ પછી અને હિ. સ. ૫૩૦નાં થોડાંક વર્ષ પૂર્વેની વચ્ચેના કોઈક વર્ષમાં છે, અને તે ઘણું કરીને હિ. સ. ૫૨૬ છે. ત્યારે તો ખય્યામનો જન્મકાલ હિજરીની પાંચમી

સદીના આરંભનો ત્યાંસુધી ન માની શકાય જ્યાંસુધી કે આપણે તેનું વય અસામાન્ય ને અકુદરતી ન સ્વીકારી લઈ એ, જેનો અંદાજ '૧૧૬' વર્ષ સુધીનો કરી શકાય છે. આ સ્થિતિમાં એ અનિવાર્ય થઈ પડશે કે તે નીચેનાં વર્ષોમાં નીચે જણાવેલી વયનો હશે:

(૧) હિ. સ. ૪૬૭માં વેધશાળાની રચના સમયે તે ૫૯ વર્ષનો હોય.

(૨) હિ. સ. ૫૦૬માં જ્યારે તે નિશાપુરથી બલ્ખ ગયો હતો અને નિઝામી ઉરૂઝી તેને મળ્યો હતો, તો તે ૯૮ વર્ષનો હોય.

(૩) હિ. સ. ૫૦૭માં જ્યારે અબુલહસન બૈહકી પોતાના બચપણમાં તેને મળ્યો હતો અને ખય્યામે તેની કસોટી કરી હતી, આ વખતે તેનું વય ૯૯નું હોય.

(૪) હિ. સ. ૫૦૮ના શિયાળામાં જ્યારે સુલતાન મર્વમાં શિકાર ખેલવા નીકળ્યો હતો અને ખય્યામ પોતે તેને સવાર કરાવવા ગયો હતો ત્યારે, તેનું વય ૧૦૦ વર્ષનું હોય.

આમાંનો વેધશાળાનો બાંધકામનો સમય તેની બહુ જ મોટી ઉમરનો ન જણાય; કિંતુ બાકીના પ્રસગો અને તેનું વય તો ખરે જ સામાન્ય છે. અને જો ખરેખર આમ જ હતું, તો, એ જરૂરી હતું કે બૈહકી અને નિઝામી ઉરૂઝી પ્રસ્તુત વર્ષોના ઉલ્લેખોમાં ખય્યામની આ આશ્ચર્યપ્રેરક, અસ્વાભાવિક શક્તિ અને વયનો વિસ્મયપૂર્વક ઉલ્લેખ કરત; જેમકે આવા પ્રકારના અપવાદરૂપ વૃદ્ધોના અહેવાલોમાં ઈતિહાસકારોએ તેવા ઉલ્લેખો કર્યા છે.

હવે આપણે આપણા અનુમાનિત એ બનાવો રજૂ કરવા જોઈએ, જે એ વસ્તુનું સ્ફોટન કરે છે કે ખય્યામનો જન્મકાલ પાંચમી સદી હિજરીના મધ્યમાંનો છે.'

(૧) સૌથી પહેલી વાત તો એ કે ખય્યામના જેટલા મશહૂર સમકાલીનો—અબુલ અબ્બાસ લોકરી, મૈમૂન ઈબ્ને નજીબ વાસતી, અબુહાતમ મુઝફ્ફર અસફેઝારી, અબુલ ફત્‌લ અબ્દુર્‌રહેમાન ખાઝેની,

અબુલ્ ફત્હ બિન કુશક[1] વગેરે થઈ ગયા છે તે બધાનો સંબંધ મલિકશાહ (હિ. સ. ૪૬૫–૪૮૪)થી માંડીને સન્જર (હિ. સ. ૫૧૧–૫૫૨) સુધી જણાય છે. તેઓમાંના ન તો ખુદ ખય્યામ, કે ન તેના સમકાલીનોનો કોઈ ઉલ્લેખ મલિકશાહની પૂર્વે સાંભળવામાં આવે છે. આથી મલિકશાહનો જ યુગ તેમની ચડતીનો આદિકાલ જણાય છે. આમ તેઓનો જન્મ, મલિકશાહની તખ્તનશીનીના વર્ષ હિ. સ. ૪૬૫ની નિ:શક વીસ પચ્ચીસ વર્ષ પૂર્વે તો હશે.

(૨) બૈહકી અને શહરઝૂરીમાં જણાવવામા આવ્યું છે કે, 'મલિકશાહે ખય્યામને પોતાનો 'નદીમ' બનાવ્યો હતો. હમનિવાલા અને હમપ્યાલા (એક ભાણે ખાનાર પીનાર) નદીમ અને દરબારી થવા માટે સામાન્ય રીતે અમુક હદ સુધી વયની સમાનતા આવશ્યક માનવામાં આવે છે. મલિકશાહનો જન્મ હિ સ ૪૪૭ માં છે અને હિ. સ. ૪૬૫માં અઢાર ઓગણીસ વર્ષની ઉમરે તે તખ્તનશીન થયો અને તખ્તનશીનીના ત્રીજા વર્ષે હિ. સ. ૪૬૭માં તેણે વેધશાળાનો પાયો નાખ્યો, જેમાં ખય્યામ વગેરે હકીમો ભેગા મળ્યા. આમ એક વ્યક્તિ માટે જ્ઞાનસંપાદનથી ફારેગ થઈ નિપુણતા પ્રાપ્ત કરવા અને એક બે કૃતિઓ તૈયાર કરી નામના મેળવવા માટે ઓછામાં ઓછું પચીસ છવીસ વર્ષનુ વય તો હોવુ આવશ્યક

૧. આમના અહેવાલો તારીખે હુકમા (History of the Philosophers)મા જોવા જોઈએ, યા મારા આ ગ્રંથમા આગળ 'ખય્યામના તેના સમકાલીન સાથેના સબંધો'નું વર્ણન વાચો. તેઓ વેધશાળાના બાધકામ અને તેના કાર્યમા ખય્યામના કાર્ય–મિત્રો હતા. અને ખાસ કરીને અબુલ-અબ્બાસ લોકરી, મૈમુન, ઇબ્ને કુશક અને ખય્યામ આ ચારે શહર્ રીના કથન પ્રમાણે સમવયસ્ક ને સમકાલીન હતા, અબુહાતિમ મુઝફ્ફરે સુલતાન સન્જરના ખઝાના માટે કાંટો બનાવ્યો હતો. સુલતાન સન્જર ઇબ્ને કુશકનો ખાસ કદરદાન અને આશ્રયદાતા હતો. અબુલ્–ફત્હ અબ્દુર્–રહેમાન ખાઝેનીએ સુલતાન સન્જરના નામ પર 'ઝીચે સન્જરી' (હેઠ્ઠ.)

છે. આ બિના પર હિ. સ. ૪૪૦ અથવા ૪૪૧ ખય્યામનો જન્મકાલ અનુમાનયુક્ત લાગે છે.

(૩) ખય્યામનો એક સમકાલીન ઇમામ મોહમ્મદ ગઝ્ઝાલી જો કે ખય્યામથી નાના હશે, તેમનો જન્મ હિ. સ. ૪૫૦માં થયો હતો; તો ખય્યામનો જન્મકાલ તેમની પૂર્વેનો જ હશે.

(૪) ખય્યામના એક શાગિર્દ હકીમ અલી બિન હિજાઝી કાયેનીનું નામ આપણી જાણમાં છે જે ખય્યામ અને ઇમામ અમ્‌ઝાલીના નાના ભાઈ ઇમામ એહમદ ગઝ્ઝાલી (સ્વ. હિ. સ. ૫૨૦)ના શાગિર્દ હતા અને તે હિ. સ. ૫૪૬માં નેવું[1] વર્ષનું જીવન જીવી મૃત્યુ પામ્યા હતા. આમ તેમનો જન્મકાળ હિ. સ. ૪૫૬નો હતો. ઉસ્તાદનો જન્મ શાગિર્દની દસ પંદર વર્ષની પૂર્વેનો હોવો જોઈએ.

(૫) જેમ કે આપણે આગળ ઉપર એ વસ્તુ સિદ્ધ કરવા ધારો છે, કે ખય્યામ મલિકશાહી વેધશાળામાં આવ્યા પૂર્વે, સમરકન્દ અને બુખારામાં ફરતો રહ્યો છે, અને ત્યાંના સુલતાનોમાં સંમાન પામી ચૂકયો હતો. વળી એક ગણિતપુસ્તિકા (અંકગણિત) લખી ચૂકયો હતો અને બીજગણિતનું પણ સર્જન કરી ચૂકેલો હતો; આમ તે મલિકશાહના મિલન અને વેધશાળાના રચનાકાલ હિ. સ. ૪૬૭ની છત્રીસ સત્તાવીસ વર્ષ પૂર્વે જન્મ્યો હોય, કે જેથી જ્ઞાન-વિજ્ઞાનના સંપાદનથી ફારેગ થઈ, એક પુસ્તિકા અને એક એવા જ મહત્ત્વપૂર્ણ ગ્રંથના સર્જનને લાયક થઈ શકે.

ઉપર્યુક્ત કારણને અંગે એ તુલનાત્મક અનુમાન છે કે, ખય્યામનો જન્મકાળ હિ. સ. ૪૪૦ની લગભગ હશે.

અબુલ્‌-હસન બેહકીએ જ્યોતિષશાસ્ત્ર પ્રમાણે તેનું જન્મનક્ષત્ર પોતાના 'તારીખુલ્ હુકમા' (History of Philosophers)માં નીચે મુજબ આલેખ્યું છે.:

[1] દુર્‌રતુલ્‌-અખબાર, બેહકીનો અનુવાદ, પૃષ્ઠ ૧૦૬

તેનું લગ્ન મિથુન હતું. આ લગ્ન એટલે મિથુનના ત્રણ અંશ ઉપર સૂર્ય અને બુધ હતા. સૂર્ય અને બુધ એકબીજાની એટલા નજીક હતા કે તેઓની વચ્ચેનું અંતર ૧૬ મિનિટ કરતાં ઓછું હતું અને આ બન્નેની સાથે ગુરુ ગ્રહની ત્રિકોણ-દૃષ્ટિ થતી હતી.

મેં મારા કેટલાક જૂના જ્યોતિષ-શિક્ષકોને પૂછયું કે આ પરથી જન્મકાલનો હિસાબ લાગી શકે છે કે નહિ. જવાબ મળ્યો કે ત્યારે જ લાગી શકે છે કે જ્યારે એ શહેરનું નામ માલૂમ હોય, જ્યાં એ તાલેઅ (જન્મનક્ષત્ર) લેવાયું હોય; વળી સમય અને માસની ખાત્રી હોય. છતાં 'ઝીચે મલેકશાહી' (મલેકશાહી કેલેન્ડર)નો આશ્રય લેવાય અને તેના વતન નિશાપુરને 'જન્મનક્ષત્ર-સ્થાન' ધારવામાં આવે તો કદાચ સફળતા મળે.

**રાજકીય વાતાવરણ :**

આ એ સમય હતો જ્યારે, સલજુકીઓએ ખુરાસાન પર કબજો કરી સૌથી પ્રથમ હિ. સ. ૪૨૯ માં પોતાનો હકૂમતી અમલ નિશાપુરમાં બિછાવ્યો, અને તુગરલ સલજુકી ત્યાં આ વખતે શાસક હતો, આ બાજૂ કાબુલ અને ગઝનામાં ગઝનવી શાસન હતું. ઉપરાંત તેઓના ખાનિય્યાહ ખાનદાનના નવમુસ્લિમ તુર્ક, કાશગરથી માંડી બુખારા સુધી અમલદારી કરી રહ્યા હતા. ગઝનવી ને સલજુકી બન્ને ખાનદાનોના સુલતાનો આ ખાનિય્યાહ શાહોની સાથે સુલેહ અને જંગના કાર્યમાં મશગૂલ રહેતા હતા. આ ખાનિય્યાહ શાહોને આકાનિય્યાહ, ઈલિકખાનિય્યાહ અને અફ્રાસિયાબ-વંશી પણ કહે છે.

## વતન

સઘળાં ચરિત્રનિરૂપણો એકમત છે કે, તેનો જન્મ નિશાપુરની પુણ્યભૂમિ પર થયો હતો, કિંતુ 'તારીખ અલફી'ના સર્જક અહમદ ઈબ્ને નસરુલ્લાહ ઠઠવી (હિ. સ. ૧૦૦૦) અન્યતું કથન બયાન કરે છે :

'કે કેટલાક તેને બલ્ખના તાબાના શમસાદ ગામનો માને છે; તેનો જન્મ ઇસ્તરાબાદના તાબાના બસંગ ગામમાં થયો છે." (મુઝફ્ફરીય્યાહ, પૃષ્ઠ ૩૪૭)

આ કથન કોનું છે અને તેના મૂળનો આધાર કયો છે,[1] તેની મને ખબર નથી; છતાં કંઇક ને કંઇક તેનો અન્વય આ સ્થળ જોડે જણાય છે. રબીઉલ મરહૂમ (આલી રૂમી) (હિ. સ. ૧૦૦૨)માં '૧૯ રૂલ' તબરેઝી પરથી તેણે નિઝામી ઉરૂઝીની સ્વહસ્તલિખિત પ્રત 'ચહાર મકાલહ'ના હાંસિયા પરથી નકલ છે, તેમાં લખ્યું છે કે "તેના મૃત્યુની ખબર મને ઇસ્તરાબાદ પહોંચ્યા પછી મળી." આમ જ તેણે બીજે સ્થળે લખ્યું છે: "અને તે હંમેશા ક્યારેક નિશાપુરમાં તો ક્યારેક બલ્ખમાં શરૂઆતથી તે અંતકાલ સુધી આરામની જિંદગી ગુજારતો રહ્યો."[2] તેના મૃત્યુની બાબતમાં રૂમીએ કોઈક ગ્રંથના હવાલાથી લખ્યું છે કે, ખય્યામે ઇસ્તરાબાદના દહક નામના ગામમાં મૃત્યુ-શૈયા બિછાવી. વસ્તુત: આ પ્રમાણભૂત હવાલો નથી, જેમાં તે ઇસ્તરાબાદ અને બલ્ખમાં નિર્દેશાયો છે. મારા ધારવા પ્રમાણે (જેમ કે આગળ આવશે) ખય્યામનો પૂર્વનિવાસ બલ્ખમાં રહ્યો છે અને

---

૧. જે. કે. એમ. શીરાઝી નામે કોઈ ઈરાની લેખક ઉમર ખય્યામના વૃત્તાંત વિશે જે ગ્રંથ અંગ્રેજીમાં લખ્યો છે અને જે લંડનમાં ઇ. સ. ૧૯૦૫માં પ્રકટ થયો છે તેમાં ઊલટે માર્ગે દોરી જનારાં સૂચો અને અનુમાનો છે. આમાં તેના બલ્ખી હોવાનો આધાર શહરઝુરીના 'તારીખે નુઝહતુલ-અરવાહ' બતાવ્યો છે. આ ભૂલ 'તારીખ એલ્ફી'ની ઈબારત ન સમજવાનું પરિણામ છે. ઠઠવીએ 'તારીખ અલ્ફી'માં ખય્યામને નિશાપુરનો વતની હોવાનું ટાંકીને પછી લખ્યું છે કે "અમુક તેને બલ્ખ તાબાના શમશાદ ગામનો સમજે છે.........કિંતુ આ ઇબારત ખુદ 'તારીખ અલ્ફી'ની છે, નહિ કે શહરઝુરીની. શીરાઝીએ ભૂલથી એવું સમજી લીધું છે કે આ પણ શહરઝુરીના કથનનો એક ભાગ છે, જો કે એમ નથી. બલ્કે "અમુક" થી ઠઠવીનું ધ્યેય શહરઝુરી સિવાય અન્ય વ્યક્તિ છે, જેનું નામ તેણે બતાવ્યું નથી.

૨. ચહાર મકાલહ, પૃષ્ઠ ૧૨, લિખ.

તેથી જ કોઈકે બલ્ખ અને ઇસ્તરાબાદને ગલતીથી તેનું જન્મ-સ્થાન ધારી લીધું છે. અને વિસ્મય નથી કે તેના જીવનકાળમાં જ આવો ભ્રમ કોઈકને થયો હોય, કારણ કે બૈહકીએ, જેની નકલ શહરઝુરીએ પણ કરી છે, તેનું ખાનદાન નિશાપુરી હોવાનું જણાવ્યું છે :

"ઉમર ખય્યામ તેના બાપદાદા અને વતનના હિસાબે નિશાપુરી જણાય છે."

આમાં જણાતો ભાર કંઇક ભ્રમ કરવા માટે જણાય છે.

હિ. સ. ૫૦૬ માં નિઝામી ઉરૂઝીને પણ તે બલ્ખમાં મળે છે[1] અને બુખારાના શહેનશાહ શમસુલ-મુલ્કના દરબારમાં પણ તે દેખાદે છે.[2] આથી એટલું તો સાબિત થાય છે કે તુર્કસ્તાનનાં એ શહેરોમાં પણ આવ જા હતી. 'તારીખ અલફી'ના કથન મુજબ–

"એટલે કે મોટે ભાગે તેનો નિવાસ નિશાપુરમાં રહ્યો.[3]"

ફેડ્રિક રોઝને 'રૂબાઇય્યાતે ખય્યામ' કાવીયાની પ્રકાશન બર્લિન (ઈ. સ. ૧૯૨૫)ના ફારસી પ્રસ્તાવ (પૃષ્ઠ ૫૨–૫૩)માં એક હોલેન્ડના વિદ્વાન ઝ્યુઝ (હિ. સ. ૧૦૭૮)નું સંશોધિત કથન નકલ કર્યું છે કે "ખય્યામનું જન્મસ્થાન લોકર હતું, જે મુરઆબ નદીના કિનારે મર્વરૂદ શહેરની નજીક હતું." આ કથનની સનદ એ છે કે, પ્રસ્તુત વિદ્વાનને કુત્બુદ્દીન શીરાઝી (સ્વ: હિ. સ. ૭૧૦)નો ગ્રંથ 'તોહફતુશ શાહીય્યાહ' (જેને સદર વિદ્વાને તથા ફેડ્રિક રોઝને નજરચૂકથી 'તોહફતુશ-શામીય્યાહ' વાંચ્યું છે) જડયો જેમાં નીચેની ઈબારત છે :

---

૧. 'અખ્બારૂલ્-હુકમા' બૈહકી અને શહરઝુરી તથા દુર'-રતુલ્-અખ્માર, ખય્યામનું ચરિત્ર. ૨. મુઝફ્ફરીય્યાહ પૃષ્ઠ ૩૩૭. ૩. આ ફકરો ખય્યામની એક રૂબાઈથી સૂચિત છે : "જ્યારે જીવન આમ જ વિલસતું હોય તો મધુરું અને કડું એકસરખું જ છે. પ્યાલો ભરાઈ જાય ત્યારે બગદાદ તેમજ બલ્ખ સરખાં જ છે. સાકી પી, કારણ કે મારા અને તારા પછી ઘણા ચન્દ્રો અમાસથી પડવા અને પડવાથી અમાસ થશે."

"તારીખુલ્-મસેકી ' જે સુલતાન જલાલુદ્દરલા મલિકશાહ બિન અલ્પ-અરસલાન સલજુકીનો હોવાનો નિર્દેશ થાય છે અને તેનું કારણ એવું છે કે તેના દરબારમાં હકીમો (Philosophers)-નો એક વર્ગ હાજર થયો જેમાં ઉમર ખય્યામ, હકીમ લોકરી વગેરે હતા."

આથી ઝ્યુકને એવો ખ્યાલ આવ્યો કે ખય્યામ લોકરનો વતની હતો. કિંતુ વાસ્તવમાં ઝ્યુકની 'તોહફએ શાહીબ્યાહ'ની પ્રત ખોટી ભૂલવાળી છે. 'તોહફએ- શાહીબ્યાહ'ના ઉપર્યુક્ત ફકરાના બીજા ટુકડાની મૂળ ઈબારત અન્ય 'શુદ્ધ' પ્રતોમાં આ પ્રમાણે છેઃ

"અને તેનું કારણ એવું છે કે તેના દરબારમાં ( Philos ophers )નો એક વર્ગ હાજર થયો જેમાં ઉમર ખય્યામ અને હકીમ લોકરી વગેરે હતા..."

ફ્રેડ્રિક રોઝને 'તેના રૂબાઈય્યાતે ખય્યામ'ના ફારસી પ્રસ્તાવના હાંસિયામાં 'ખરી' ઈબારત નકલ કરી છે, કિંતુ તેને હકીમ લોકરી વિશે શંકા છે કે એ નામ ખરું નથી, કારણ કે તેનો પત્તો લાગતો નથી[1] હકીમ લોકરી મશહૂર વ્યક્તિ છે અને અબુલ-

---

[1] ફ્રેડ્રિક રોઝનની મૂળ ફારસી ઈબારત આ છેઃ "એ વસ્તુ માન્ય છે કે પ્રતમાં કંઈ વધઘટ કરવામાં આવી હોય. પ્રાચીન ગ્રંથો જેવા કે 'કામિલુત્તવારીખ' ઈબ્નુલ્-અસીર જે હિ. સ. ૬૩૭ માં લખવામાં આવ્યો છે તેમાં આવું કોઈ નામ નથી, જ્યારે કે આ ગ્રંથમાં ઉમર ખય્યામના અન્ય સાથીઓથી અબુલ-મુઝફ્ફર અસ્ફ઼ઝારી અને મૈમૂન બિન નજીબ વાસ્તી વગેરેનો ઉલ્લેખ કરેલો છે." પૃષ્ઠ ૩૫.

એ ખરું છે કે ઇબ્ને અસીરે તેનો ઉલ્લેખ કર્યો નથી, કિંતુ 'તવારીખે ગુઝીદા'માં આ નામ છે. તેના યુગની ચાર પ્રસિદ્ધ વિભૂતિઓમાંનો એ એક છે. ઇબ્ને સીનાના શાગિર્દ બહમનયારનો તે શાગિર્દ હતો. નુઝહતુલ્-અરવાહ શહરઝુરી પૃષ્ઠ ૨૯, નદ્વા ગ્રંથાલય અને દુર્રેતુલ અખબાર વલ્મિઅએ સિવાનુલ્-હિકમતનો તરજૂમો લાહોર પ્રકાશન અને શહરઝુરીનો ફારસી તરજુમો અપૂર્ણ પ્રત. હાલનું દારૂલમુસન્નેફીન, પૃષ્ઠ ૧૦૦.

અબ્બાસ લોકરીના નામથી 'તવારીખે હુકમા'માં તેનો ઉલ્લેખ છે. વળી, મલિકશાહી વેધશાળાના ખગોળશાસ્ત્રીઓમાંનો એ એક હતો. (જુઓ, અમારા આ લેખનું પ્રકરણ; 'ખય્યામના સમકાલીનો')

મતલબ કે "લોકર શહેર" અને હકીમ ખય્યામ વચ્ચે કોઈ સંબંધ નથી. એ શહેર તેના સમકાલીન અને કાર્ય–મિત્ર અબુલ–અબ્બાસ લોકરીનું વતન હતું. 'તોહફીએ શાહીય્યાહ' ની ખોટી–ભૂલભરી પ્રતમાં એક "અને" સરી જતાં ખય્યામ નિશાપુરીને બદલે લોકરી હોવાનો ભ્રમ ઉદ્‌ભવ્યો.

ખય્યામની રૂબાઈઓમાં તેના રહેઠાણ કે વતન વિશેનો કોઈ નિર્દેશ મળતો નથી, કિંતુ તમામ પ્રતોમાં એક રૂબાઈ મળી આવે, જેની પહેલી કડી ઘણીખરી પ્રતોમાં આ પ્રમાણે છે:

"જ્યારે જીવન આમ જ વિલસતું હોય તો, બગદાદ શું ને બલ્ખ શું!"

"અને જામ ભરાઈ જાય તો, મધુરું શું ને કડવું શું!" ઓડલિન.

કિંતુ 'દેસનાહ' (પટના બિહાર પ્રાંત)ની હસ્તપ્રત[1] જે હિ સ. ૯૧૧માં લખાયેલી છે તેમાં એ આ પ્રમાણે છે:

'જ્યારે જીવન સરી જ રહ્યું છે તો શું મધુરું ને શું કડવું!' 'અને પ્રાણ જ્યારે તાળવે આવી જાય તો, શું નિશાપુર ને શું બલ્ખ!' જો આ મૂળ લખાણ ખરું છે તો તેની આ રૂબાઈમાં તેના એ બન્ને શહેરનો ઉલ્લેખ અસ્તિત્વ ધરાવે છે કે જ્યાં તેનો નિવાસ અનેકવાર સાબિત થાય છે.

## નામ ને અટક

બધા જ, ઈતિહાસકારો એકમત છે કે, તેનું નામ ઉમર અને તેના પિતાનું નામ 'ઈબ્રાહીમ' હતું. કિંતુ એથી ઊલટું આપણા

1. સદર પ્રતનો ઉલ્લેખ રૂબાઈઓના વર્ણનમાં આગળ આવશે.

"તારીખુલ્ મસેકી ' જે મુલતાન જલાલુદ્દૌલા મલિકશાહ બિન અલ્પ અરસલાન સલજુકીનો હોવાનો નિર્દેશ થાય છે અને તેનું કારણ એવું છે કે તેના દરબારમાં હકીમો (Philosophers)–નો એક વર્ગ હાજર થયો જેમાં ઉમર ખય્યામ, હકીમ લોકરી વગેરે હતા "

આથી ઝ્યુકને એવો ખ્યાલ આવ્યો કે ખય્યામ લોકરનો વતની હતો કિંતુ વાસ્તવમાં ઝ્યુકની 'તોહફએ શાહીયાહ'ની પ્રત ખોટી ભૂલવાળી છે ' તોહફએ શાહીયાહ 'ના ઉપર્યુક્ત ફકરાના બીજા ટુકડાની મૂળ ઈબારત અન્ય શુદ્ધ ' પ્રતોમાં આ પ્રમાણે છેઃ

" અને તેનું કારણ એવું છે કે તેના દરબારમાં ( Philosophers )નો એક વર્ગ હાજર થયો જેમાં ઉમર ખય્યામ અને હકીમ લોકરી વગેરે હતા "

ફ્રેડ્રિક રોઝને 'તેના રૂબાઈયાતે ખય્યામ'ના ફારસી પ્રસ્તાવના હાંસિયામાં ' ખરી ' ઈબારત નકલ કરી છે, કિંતુ તેને હકીમ લોકરી વિષે શંકા છે કે એ નામ ખરું નથી, કારણ કે તેનો પત્તો લાગતો નથી[1] હકીમ લોકરી મશહૂર વ્યક્તિ છે અને અબુલ

---

[1] ફ્રેડ્રિક રોઝનની મૂળ ફારસી ઈબારત આ છે " એ વસ્તુ માન્ય છે કે પ્રતમાં કંઈ વધઘટ કરવામાં આવી હોય. પ્રાચીન ગ્રંથો જેવા કે ' કામિલુત્તવારીખ ' ઈબ્નુલ્-અસીર જે હિ સ ૬૩૭ માં લખવામાં આવ્યો છે તેમાં આવું કોઈ નામ નથી, જ્યારે કે આ ગ્રંથમાં ઉમર ખય્યામના અન્ય સાથીઓથી અબુલ-મુઝફ્ફર અસ્ફઝારી અને મૈમૂન બિન નજીબ વાસ્તી વગેરેનો ઉલ્લેખ કરેલો છે ' પૃષ્ઠ ૩૫

એ ખરું છે કે ઇબ્ને અસીરે તેનો ઉલ્લેખ કર્યો નથી, કિંતુ 'તવારીખે હુકમા 'માં આ નામ છે તેના યુગની ચાર પ્રસિદ્ધ વિભૂતિઓમાંનો એ એક છે ઇબ્ને સીનાના શાગિર્દ બહ્મનયારનો તે શાગિર્દ હતો જુઓ મુલ્લા અરવાહ શહરઝુરી પૃષ્ઠ ૨૯, નવા ગ્રંથાલય અને દફ્તરુલ અખબાર વલિઅહે સિવાનુલ્-હિકમતનો તરજૂમો લાહોર પ્રકાશન અને શહરઝુરીનો ફારસી તરજૂમો અપૂર્ણ પ્રત હાલનું દારુલમુસન્નેફીન, પૃષ્ઠ ૧૦૦.

અબ્બાસ લોકરીના નામથી 'તવારીખે હુકમા'માં તેનો ઉલ્લેખ છે. વળી, મલિકશાહી વેધશાળાના ખગોળશાસ્ત્રીઓમાંનો એ એક હતો. (જુઓ, અમારા આ લેખનું પ્રકરણ: 'ખય્યામના સમકાલીનો')

મતલબ કે "લોકર શહેર" અને હકીમ ખય્યામ વચ્ચે કોઇ સંબંધ નથી. એ શહેર તેના સમકાલીન અને કાર્ય-મિત્ર અબુલ-અબ્બાસ લોકરીનું વતન હતું. 'તોહફીએ શાહીય્યાહ'ની ખોટી-ભૂલભરી પ્રતમાં એક "અને" સરી જતાં ખય્યામ નિશાપુરીને બદલે લોકરી હોવાને ભ્રમ ઉદ્ભવ્યો.

ખય્યામની રૂબાઈઓમાં તેના રહેઠાણ કે વતન વિશેનો કોઈ નિર્દેશ મળતો નથી, કિંતુ તમામ પ્રતોમાં એક રૂબાઈ મળી આવે, જેની પહેલી કડી ઘણીખરી પ્રતોમાં આ પ્રમાણે છેઃ

"જ્યારે જીવન આમ જ વિલસતું હોય તો, બગદાદ શું ને બલ્ખ શું!"

"અને જામ ભરાઈ જાય તો, મધુરું શું ને કડવું શું!" ઓડલિન.

કિંતુ 'દેસનાહ' (પટના બિહાર પ્રાંત)ની હસ્તપ્રત[1] જે હિ સ. ૯૧૧માં લખાયેલી છે તેમાં એ આ પ્રમાણે છેઃ

'જ્યારે જીવન સરી જ રહ્યું છે તો શું મધુરું ને શું કડવું!' 'અને પ્રાણ જ્યારે તાળવે આવી જાય તો, શું નિશાપુર ને શું બલ્ખ!' જો આ મૂળ લખાણ ખરું છે તો તેની આ રૂબાઈમાં તેના એ બન્ને શહેરનો ઉલ્લેખ અસ્તિત્વ ધરાવે છે કે જ્યાં તેનો નિવાસ અનેકવાર સાબિત થાય છે.

## નામ ને અટક

બધા જ ઈતિહાસકારો એકમત છે કે, તેનું નામ ઉમર અને તેના પિતાનું નામ 'ઇબ્રાહીમ' હતું. કિંતુ એથી ઊલટું આપણા

૧. સદર પ્રતનો ઉલ્લેખ રૂબાઇઓના વર્ણનમાં આગળ આવશે.

યુગના એક સુપાત્ર લેખકે પોતાના એક મશહૂર અને સંગીન ગ્રંથ (નિઆમુલ્ મુલ્ક તૂસી[1])માં એવો દાવો કર્યો છે કે, ઉમરના પિતાનું નામ ઉસમાન હતું, વળી એ કે ઉમર ખય્યામ ફારસીના મશહૂર શાએર ખાકાની શિરવાની (સ્વ. હિ. સ. ૫૯૫)નો કાકો હતો. લેખકે પોતાના આ દાવાના સમર્થનમાં ખાકાનીની મસ્નવી 'તોહફતુલ્-ઈરાકીન'નું છેવટનું પ્રકરણ રજૂ કર્યું છે આમાં ખાકાની-એ તેનો અને તેના ખાનદાનનો અહેવાલ લખ્યો છે અને વિશેષતા-પૂર્વક તેમાં પોતાના કાકાની મહેરબાનીઓનું ઋણ અદા કર્યું છે, અને તેની વિદ્વત્તા અને નૈપુણ્ય તથા તેના ગણિતપ્રાવીણ્ય, ભૂમિતિ ખગોળશાસ્ત્ર અને વૈદક જ્ઞાનની તારીફ કરી છે, અને તેનાં ફિલસૂફી ભક્તિ અને બ્રહ્મચર્યનો ઉલ્લેખ કર્યો છે. આ બધા ગુણો અને નામ ઉમર ખય્યામ પર સાચાં ઠરે છે. વળી, એથી પણ વધુ રસિક બિના તો એ છે કે, સદર લેખકની સમક્ષ 'તોહફતુલ્-ઈરાકીન' આગ્રા પ્રકાશન (ઈ. સ. ૧૨૫૫)ની જે પ્રત હતી તેનું મથાળું આ પ્રમાણે હતું: 'આગ કાકા ઉમર ખય્યામની તારીફમાં કે જેનાં સંસ્કાર, શિક્ષણ અને દેખરેખમાં હું હતો.' આથી આપણા એ લેખકનો સંશય પૂર્ણપણે દૂર થઈ ગયો. મસ્નવી ( કથાકાવ્ય)ની એ પંક્તિ આ પ્રમાણે છે:

'તિરસ્કૃત રાક્ષસો કનેથી ભાગીને હું ઉમર બિન ઉસમાનની છત્રછાયામાં આવ્યો. અને તે મારા બુઝુર્ગ, મારા ઈમામ અને મારા કાકા છે. બસ બુઝુર્ગ અને ઈજ્જતવાળા કાકા.' તેનાં કથન તર્કશુદ્ધ અને રેખાશાસ્ત્ર જેવાં ચોક્કસ છે. અફલાતુન અને અરસ્તુ (પ્લેટો અને એરિસ્ટોટલ) તેની કને બાળકો છે.

તેના જ્ઞાનનો એક ભાગ વર્તમાન યુગને અને તૃતીયાંશ ભાગ ફુરમસ (ત્રણ ફિલસૂફનાં નામ) ને આપ્યો.

આ બધી વસ્તુ ખય્યામ વિશે કેટલી એકરૂપ છે! ખય્યામનાં

[1]. હકીમ ઉમર ખય્યામના વિષયમાં

અંતિમ વર્ષો અને ખાકાનીનાં આદિ વર્ષોનું જોડાણ પણ છે. આ ખાત્રી પછી, જો ખય્યામના પિતાનું નામ ચરિત્રનિરૂપકો ઈબ્રાહીમ લખે છે, તો, ખાકાનીનું કથન, જે તેનું નામ ઉસમાન બતાવે છે તે સૌથી વિશેષ સ્વીકૃત નીવડશે.

પણ, આશ્ચર્યની બિના તો એ કે, આપણા આ લેખકે 'તોહફતુલ્ ઈરાકીન' વાંચવાનો શ્રમ તો લીધો, કિંતુ "કુલ્લિયાતે ખાકાની"ની ઉપેક્ષા કરી, જેમાં ખાકાનીએ ભાવિમાં આ જ નામ-ગુણનો ગૂંચવાડો ન થાય તે માટે નીચેની અમુક કડીઓ પોતાના કાકા ઉમર બિન ઉસમાનના 'મરસીયએ બાઈય્યાહ'માં અકસ્માત્ આલેખી દીધેલી છે.

"કોણ એ છે જે બુલંદ દરજ્જાની ફિલસૂફીનો તજજ્ઞ છે અને કોણ છે એ જે હુન્નર આપનાર અને સરસ સંસ્કાર શીખવનાર છે!"

"કોણ એ વિદ્વાનોમાં અગ્રણી આદમની ઈજ્જત છે અને કોણ કાફીયુદ્દીન છે જે તેના વંશનો રત્નમણિ છે.

"કોણ એ છે જે મારું પોષણ કરનાર અને કાકો છે, કાકો શું પિતા છે અને દરેક કાર્યમાં મારી ઈચ્છા પૂરનાર છે."

"તેનાથી રાક્ષસ ભાગે છે અને તે પોતે મુન્સિફ્ છે. તેના લીધે હિકમત મશહૂર છે અને તે પોતાની વિદ્યાનો વિશારદ છે."

"તેને બુદ્ધિએ કહ્યું:[1] એ ઉમર ઉસ્માન! તું ઉમર ખય્યામ છે અને ઉમર ખત્તાબ પણ."

આ પંક્તિઓએ ગૂંચ ઉકેલી નાખી છે. એના કાકાનું નામ ઉમર હતું, તેનો લકબ કાફીયુદ્દીન હતો અને આ ઉમરના બાપ એટલે ખાકાનીના દાદાનું નામ ઉસમાન હતું. અને તે પોતાના કાકાને વિદ્વત્તા અને ફિલસૂફી (હિકમત)માં ઉમર ખય્યામની

1. કુલ્લિયાતે ખાકાની, પૃષ્ઠ ૬૭૧, હિ. સ. ૧૨૯૩, નવલકિશોર, કુલ્લિયાતે ખાકાની અવ્યવસ્થિત છપાઈ છે.

કોરાણનો અને ભક્તિ તથા દીનદારીમાં ઢ. ઉમર બિન ખત્તાબનો નમૂનો બતાવે છે. આથી સ્પષ્ટ થઈ ગયું કે ખાકાનીનો કાઝી કાફી-યુદ્દીન ઉમર બિન ઉસમાન અને ગિયાસુદ્દીન ઉમર બિન ઇબ્રાહીમ ખય્યામ બે ભિન્ન વ્યક્તિઓ છે. ઉમર બિન ઉસમાન શિરવાની હતો અને ઉમર બિન ઇબ્રાહીમ ખય્યામ નિશાપુરી. તોહફતુલ ઇરા-કીનની જે હસ્ત-પ્રત દારૂલમોસન્નેફીનમાં છે તેમાં પણ "મારા કાકા ઉમર ખય્યામની તારીફમાં" ને બદલે "મારા કાકા ઇમામે આલમ કાફીયુદ્દીનની તારીફમાં" આલિખિત છે. આથી જણાય છે કે, ઈ. સ. ૧૮૫૫ ના આગ્રા પ્રેસની પ્રતના સંપાદકની એ ધૃષ્ટતા હતી, જેણે આપણા એક લાયક લેખકને નિશાપુરથી શિરવાન રવાના કરી દીધો.

## અવટંક

સામાન્ય રીતે એ 'ખય્યામ'ના ઉપનામથી મશહૂર છે. ફારસી ગ્રંથોમાં તેને વિશેષે ખય્યામ અને કયારેક ખય્યામી,[1] જ્યારે અરબી ગ્રંથોમાં બહુધા તેને ખય્યામી લખે છે. અને ખાસ તેની પોતાની જ કૃતિમાં તે પોતે યા અન્ય સમકાલીન તેને ખય્યામી લખે છે.[2] અલબત્ત રૂબાઈઓમાં તે તેનું ઉપનામ જ્યારે પણ ઉલ્લેખે છે ત્યારે 'ખય્યામ' કહે છે.

ખય્યામનો અર્થ "તંબૂ સીવનાર"નો છે. આથી જણાય છે કે, તેના ખાનદાનમાં તંબૂ સીવવાનો ધંધો ચાલતો હતો. ખુદ ખય્યામ ઉપર તેના એક સમકાલીન અને ઇબ્ને સીનાના શિષ્ય રૂકાઈ કાઝી મોહમ્મદ બિન અબ્દુર રહીમ નસી નામનાએ જે પત્ર લખ્યો છે, અને જેના ઉત્તરમાં તેની પુસ્તિકા 'કૌનન્વ તકલીફ'

---

૧. હરૂઝી 'ચહાર મકાલહ'માં કહે છે,—"ત્યાં સુધી ખ્વાજ ઉમર ખય્યામ કહે છે"—પૃષ્ઠ ૬૫ ગિબ.

૨. જુઓ 'જામ-ન-મુકાબેલા' (બીજગણિત) અને રિસાલએ કૌન-વ-તકલીફ (અરબી)નો દીબાચો.

( Creation or Chastening )નું સર્જન છે તે પત્રના આરંભમાં નસ્રીએ ખય્યામની તારીફ ગદ્યની સાથે અમુક અરબી કાવ્યપંક્તિ આલેખી છે. ગદ્યમાં તો "અબિલ-ફત્હ ઉમર બિન ઇબ્રાહીમુલ્-ખય્યમી" છે, કિંતુ પદ્યમાં 'અલ્ ખય્યમી' લખ્યું છે :

"અહો ઉષાના મધુરા અનિલ ! જો તને વચન-પાલનનો ખ્યાલ હોય તો મારા તરફથી અલ્લામા ખય્યામીને સલામ પાઠવ"

આ ખય્યમી 'ખય્યમ'નો નિર્દેશ કરે છે જે 'ખય્યમા : (તંબૂ)નું બહુવચન છે, અને તેનો અર્થ "ખય્યમાવાલા" (તંબૂવાળા)નો છે. અરબી કાયદા (વ્યાકરણ નિયમ) પ્રમાણે 'ખય્યમી' 'ખય્યામી' કરતાં વધુ યોગ્ય શબ્દ છે અલ્લામા સમ્આ'નીએ 'કિતાબુલ્-અન્સાબ' (અટક સંગ્રહ)માં 'ખય્યામ'ની અટક નકલ કરી છે, અને એનો અર્થ 'તંબૂ સીવનાર' જ બતાવ્યો છે. અને પ્રસ્તુત અટકથી જે મોહદ્દેસીન (Traditionalist) મશહૂર છે તેમનાં નામ આલેખ્યાં છે. કિંતુ આ દરબારમાં આપણા ફિલસૂફ ખય્યામનું નામ તો ક્યાંથી જ સ્થાન પામે !

શીરાઝીએ[1] અને કદાચ તેના જ પગલે ફ્રેડ્રિક[2] ખય્યમાદોઝી (તંબૂ સીવનાર)ના સંબંધને હકીમ (ફિલસૂફ) ઉમર ખય્યામના દરજ્જાની વિરુદ્ધ જાણી 'ખય્યામ'નો અર્થ 'તંબૂ સીવનાર'ને બદલે 'તંબૂનિવાસી' કર્યો છે. અને તંબૂઘરમાં રહેવું એ આરબ પ્રજાનું વિશિષ્ટ ચિહ્ન છે. ખય્યામનો સંબંધ કોઈ શિબિર-નિવાસી આરબ કુટુંબ પ્રતિ સાદર કર્યો છે કિંતુ આ અર્થ-ભેદ અંશતઃ ભિન્નપાયા છે. અરબીરૂપ 'ફ'અ્આલ' 'ધંધાથી' સંબંધ બતાવવા માટે ખાસ છે, જેમ કે, કફ્ફાલ, (તાળાં બનાવનાર), તબ્બાખ (રસોઈ બનાવનાર), હજ્જામ ( નાઈ), નસ્સાજ (વણકર), નદ્દાફ (પીંજારો), નજ્જાર

---

૧. લાઈફ ઑફ ખય્યામ (અંગ્રેજી) શીરાઝીકૃત, ઈ. સ. ૧૯૦૫, લંડન

૨. ખય્યામની રુબાઈઓના દીબાચામાં, કાવીયાની પ્રકાશન, બર્લિન;

(સુથાર), કસ્સાર (ધોબી) અત્તાર (ગાંધી), ફખ્ખાર (કુંભાર), ગઝ્ઝાલ (કાંતનાર) વગેરે.

આપણા વિદ્વાન પ્રાચ્ય વિદ્યાવિશારદ ફ્રેડ્રિક રોઝને પણ હીરાઝીનું સમર્થન કર્યું છે ઇબ્ને અસીરે 'તારીખે કામિલ'માં અને 'રિસાલએ જશ્ન-વ મુકાબેલા' (બીજગણિત)ના પ્રસ્તાવમા ખુદ ખય્યામે પોતાને 'ખય્યામી' લખ્યો છે તેથી તેમને એવો ભ્રમ થયો કે આ ખય્યામ નામ ગોઇ આરબ કુટુંબ સાથે સંબંધ ધરાવે છે,[3] કિંતુ આ નામનું કોઈ આરબ કુટુંબ સાબિત થતું નથી. વસ્તુતઃ 'ખય્યામી'નું અર્થ-રૂપ એ જ છે જે, ગઝ્ઝાલી (સૂતર કાંતનાર)નું છે ખ્વારેઝમ, જુર્જાન અને ખુરાસાનમાં પ્રસ્તુત યુગમાં આવી જ રીતે 'યે' (-ી) વધારી અટક બનાવી લેતા હતા [2]દાખલા તરીકે 'ગઝ્ઝાલ' પરથી

1. રૂબાઈય્યાતે ખય્યામનો ફારસી દીબાચો, ફ્રેડ્રિક રોઝન, કાવીયાની પ્રકાશન, બર્લિન.

૨ ઇબ્ને ખલ્લેકાન જે અટકો વિશેનું પુષ્કળ જ્ઞાન ધરાવે છે તે, અહમદ ગઝ્ઝાલીનો વૃત્તાંત લખે છે કે, "આ અટક ખ્વારેઝમ અને જુર્જાનના લોકોની રૂઢિ પ્રમાણે ગઝ્ઝાલ પરથી છે, જેમ કસ્સાર પરથી કસ્સારી અને અત્તાર પરથી અત્તારી અટકો છે" ઇબ્ને ખલ્લેકાન તેના આ સંશોધનનો આધાર સમઆની બતાવે છે કિંતુ સમઆનીના એ 'કિતાબુલ અન્સાબ' લોયડન પ્રકાશનની પ્રતમા ગઝ્ઝાલી શબ્દ જ અસ્તિત્વ ધરાવતો નથી, તેમ ન તો આ સિલસિલામા ક્યા ક્યાંયે ઉલ્લેખ છે. ઇબ્ને વગરી ખતીબે 'અલ-મુઅજ્જમ'માં હિ સ. ૫૦૫ના વર્ણનમા લખ્યું છે કે, સમઆનીએ એ ગૈબ' (પુરવણી)મા એ અર્થ લખ્યું છે. ઘણુ કરીને "ગૈબ"થી અ ષ 'તારીખે બગદાદુલ્-ખતીબ' છે. મુરતઝા ઝુબૈદી (બિલગિરામી)એ 'કામૂસ'ના વિવરણ 'તાજુલ્ ઉરૂસ'મા નીચેના શબ્દથી 'ગઝ્ઝલ' લખી છે: "અને તે નિસ્બત ધરાવે છે ગઝ્ઝાલ પ્રતિ ભાએએ ગઝલ અથવા ગઝ્ઝાલ (સૂતર વેચનાર અગર કાંતનાર) પ્રતિ અને તે ખ્વારેઝમી જુર્જાનના લોકોની ટેવ પ્રમાણે, જેમ કે, અસ્સાર પરથી અસ્સારી. પ્રસ્તુત શબ્દ અસ્સારીનો ઉલ્લેખ સમઆનીએ 'કિતાબુલ અન્સાબ' મા પૃષ્ઠ ૭૯૨ ઉપરેલ પ્રકાશન ઇ. સ. ૧૯૧૨ લોયડન, 'અલ્-અસ્સારી જેના મધ્ય વર્ણ પર ઝબર (-ા)

'ગઝઝાલી' 'અત્તાર' પરથી અત્તારી વગેરે. આમ જ 'ખય્યામ' પરથી ખય્યામી છે. ખય્યામની પૂર્વે એક સદી પર સામાની દરબારનો એક મશહૂર શાએર (સ્વ. હિ. સ. ૩૪૨) અને નિશાપુરનો જ વતની ખબ્બાઝી[1] છે. ખબ્બાઝનો અર્થ રોટી બનાવનાર, તોપણ અટકના અન્વયે પ્રસ્તુત કાનૂન પ્રમાણે તે ખબ્બાઝી કહેવાયો. પછીના એક બીજા શાએર અબુશરીફ અહમદઅલી જુરજાનની 'મુજલ્લિદી' છે. 'મુજલ્લિદ'નો અર્થ બુક-બાઈન્ડર છે, છતાં અટકમાં 'મુજલ્લિદ' ને બદલે તેણે પોતે પોતાને 'મુજલ્લિદી' ઉચ્ચાર્યો. ગઝઝાલી, ખય્યામી, ખબ્બાઝી એ તમામ ખુરાસાની છે. આથી જણાય છે કે અટકનો પ્રસ્તુત નિયમ, ખ્વારેઝમ અને જુરજાનની જેમ, જેમકે, ઈબ્ને ખલ્લેકાને લખ્યું છે તેમ ખુરાસાનમાં પણ પ્રસરેલ હતો. આમ ખુરાસાનમાં આવેલ તૂસના રહીસ એક મોહદ્દિસ અબુમોહમ્મદ અબ્બાસ બિન મોહમ્મદ તૂસી જેઓ તેલી હતા, તે અસ્સારી કહેવાતા હતા. (મોઅજેમુલ્-બુલદાન યાકુત, 'તાબસન' શબ્દના મથાળા નીચે) અને આ જ નિયમની બિના પર સેવતીએ 'લુબ્બુલ્-લબાબ'-માં બત્તાની (પરાળ વેચનાર), હદ્દાદી (લુહાર), હજાતી (કાપણી કરનાર), ખફ્ફાફી (મોચી), ખય્યાતી (દરજી), વગેરે અટકો નકલ કરી છે.

ખુદ ખય્યામના કાળમાં કાઝી મોહમ્મદ બિન અબ્દુર રહીમે ખય્યામની તારીફમાં જે કાવ્યપંક્તિઓ આલેખી છે અને જે હમણાં આગળ ઉપર આલેખાઈ ચૂકી છે તેમાં 'ખય્યામી'ને બદલે 'ખય્યમી' કહીને એ સાબિત કરી આપ્યું છે કે 'ખય્યામી' 'ખય્યામ'ની જોડે જ સંબંધ ધરાવે છે, નહિ કે કોઈ આરબ કુટુંબ સાથે. જો

---

છે...એનો અસ્સારથી અન્વય કરાયો છે, જેનો અમે પૂર્વે ઉલ્લેખ કરી ચૂક્યા છીએ. શહેરોમાંના ઘણા લોકો આનો અન્વય ધંધાર્થી અટકમાં કરે છે, જેવા કે ખ્વારેઝમ, જજુરજાન, આમિલ અને તિબરિસ્તાનવાળાઓ વ.

[1]. શેઅ'રૂલ્ અજમ શિબ્લી, ખંડ ૧લો પૃષ્ઠ, ૫૩. લુબ્બુલ્-લબાબ ઔફી, ખંડ ૧લો, પૃષ્ઠ ૧૩; બિબ.

'ખય્યામી'નો આરભ કુટુબથી સબધ હોત તો ફારસીમાં પણ નિયમ પ્રમાણે તેને 'ખય્યામી' જ કહેત, 'ખય્યામ' ક્યારેય નહિ. 'હાશિમી'ને ફારસીમાં પણ હમેશા 'હાશિમી' જ કહેશે, 'હાશિમ' નહિ

એવો તરંગ કે તંબૂ સીવવાના ખાનદાની ધધાથી આપણા એક ઉત્તમ કોટીના ફિલસૂફ અને બુનદદરજાના શાએરનું અપમાન થાય છે, તે ભૂલ છે સમાનતાપ્રિય ઇસ્લામના ઇતિહાસમાં એવી અનેક વ્યક્તિઓ છે જે સામાન્ય ખાનદાની ધધા સાથે નિસ્બત ધરાવતી હોવા છતાં મશહૂર કલાવિદો અને મહાવિદ્વાનોની પંક્તિમાં વિરાજમાન છે, અને તેઓનુ નામ આપણે આદરપૂર્વક રટીએ છીએ. ઇમામ મોહમ્મદ ગઝ્ઝાલીને, જુઓ કે, સૂતર કાંતનાર તરીકે નિર્દેશ્યા છે. ફિકુહે હનફીના વિખ્યાત ઇમામ શમ્સુલ્ અઇમ્મા 'હલવાઈ' હતા વેહદતુલ્ વુજૂદના મશહૂર પ્રચારક અને શહીદ હુસેન બિન મનસૂર હલ્લાજ એટલે પીંજારા હતા. મશહૂર શાયર ખાકાની નજ્જારી એટલે સુથાર હતા. બુઝુર્ગ સૂફી શાએર અત્તાર દવા વેચનાર ગાંધી હતા નસ્સાજ (વણકર) મશહૂર સૂફી હતા. આ અનુમાન પર, તબૂ સીવનાર હોવુ અમારા તત્ત્વજ્ઞ શાએર અને ખગોળશાસ્ત્રી ગણિતીને માટે અપમાનનુ સૂચક કે તુચ્છતાનુ ચિહ્ન નથી, બલ્કે દેશના સામાજિક વિકાસ અને સમાનતા તથા આમ શિક્ષણનુ પ્રમાણ છે

## કુટુબ પરિવાર

સામાન્ય રીતે મનાય છે અને ઉર્દૂના એક લાયક લેખકે પોતાની શ્રેષ્ઠ કૃતિ 'નિઝામુલ્ મુલ્ક તૂસી'ની 'ખય્યામની પૂર્તિ'માં ખાકાનીના કાકા કાફીયુદ્દીન ઉમર બિન ઉસમાન શિરવાનીની અપ્રશસાત્મક બિના પર 'તોહફતુલ્ ઇરાકૈન'ની પંક્તિઓના હવાલા દ્વારા એમ બતાવ્યુ છે કે, ઉમર બિન ઇબ્રાહીમ ખય્યામ નિશાપુરીએ

ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કર્યો નહિ અને જિંદગીભર બ્રહ્મચર્ય પાળ્યું. કિંતુ આ બિના ખોટી છે. એ તો જાણી ચૂકયા છીએ કે, ઉમર બિન ઉસમાન એ ઉમર બિન ઇબ્રાહીમ ખય્યામ નથી એટલે એ દલીલ જ ખોટી છે. આ ઉપરાંત અબુલ્ હસન બૈહકી ખય્યામના આદિ ચરિત્રનિરૂપકે ખય્યામના મૃત્યુની ઘટના ખય્યામના જમાઈ 'ઇમામ મોહમ્મદ બગદાદી'ના માધ્યમથી બયાન કરી છે,[१] અને આજ બિના 'શહરઝુરી'માં પણ અક્ષરશઃ છે. આથી સ્પષ્ટ થાય છે કે તેણે લગ્નજીવન ગાળ્યું હતું. અને કંઈ નહિ તો એક પુત્રી તો હતી, જેનું લગ્ન તેની હયાતીમાં જ બગદાદના મોહમ્મદ નામના કોઈ વિદ્વાન જોડે થઇ ચૂકયું હતું.

દોલતશાહ સમરકન્દી (હિ. સ. ૮૯૨)એ ખય્યામના પરિવાર-ના સિલસિલામાં એક શાએરે 'મલેકુલ્ કલામ શાહપૂર અશહરી નિશાપુરી'ના નામનો ઉલ્લેખ કર્યો છે[२] અને પ્રસ્તુત પ્રકરણમાં જ ઉમર ખય્યામનો વૃત્તાંત આલેખ્યો છે. શાહપુર, ઝહીરુદ્દીન ફાર-યાબીનો શાગિર્દ અને સુલતાન મોહમ્મદ બિન તક્ષ ખ્વારેઝમશાહના મંત્રી-મંડળનો ઓધ્ધેદાર હતો.

દોલતશાહે એક તરફ તેનો મૃત્યુકાલ હિ સ. ૬૦૬ બતાવ્યો છે અને બીજી તરફ સુલતાન જમાલુદ્દીનના વઝીર નુરુદ્દીનની બેઠકમાં તેની આવજાનો ઉલ્લેખ કર્યો છે. ઉલ્ઘા ખ્વારેઝમ શાહ સુલતાન જલાલુદ્દીનનો રાજ્યકાલ હિ. સ ૬૧૭થી શરૂ થાય છે અને હિ. સ. ૬૨૮માં ખતમ થાય છે. આથી કદાચ આ આવજા જલાલી વિઝારત પૂર્વેની ઉલ્લેખાઈ હશે.

દોલતશાહે તેની એક ગઝલને અનોખા પ્રકારની કળામાં સ્થાન

---

૧. ચુલેટીન ઑફ ઓરિયેન્ટલ સ્ટડીઝ, ફેબ્રુઆરી ૧૯૨૯ માં બૈહકીનાં અવતરણો જુઓ.

૨. તઝકેરએ-દોલતશાહ સમરકન્દી, પૃષ્ઠ ૧૩૮, લિબ, અને આતશકદએ-આઝર, પૃષ્ઠ ૧૩૯, મુંબઇ.

આપ્યું છે જેની કેટલીક પંક્તિઓ નીચે મુજબ છે :

'કાળ વિશેષ વ્યાકુળ છે કે તારી લટ યા મારી સ્થિતિ!'
'રજ વધુ બારીક છે કે તારું મોં યા મારું ખિન્ન દિલ!'
'રાત્રિ વધુ અંધારી છે કે તારું દિલ યા મારી દશા કે તારું તિલ!'
'મધ વિશેષ મધુરું છે કે તારા હોઠ યા મોતી વેરતા મારા શબ્દો (કાવ્ય)!'
'તારું મિલન હૃદયને વધુ ઠંડક આપનાર છે કે મારી સુંદર શેરો!'
'તારો વિયોગ હૃદયને વધુ ઝગાવનાર છે કે મારો ઉગ્ર વિલાપ!'

## સંસ્કાર-સાધન અને વિદ્યા-સંપાદન

પૂર્વ કે પશ્ચિમના કોઈ અર્વાચીન ચરિત્રનિરૂપકે એ વસ્તુ આલેખી નથી કે તેની વિદ્વત્તા ને કુશળતા કયા વડીલોના શિક્ષણ-સંસ્કારની ઋણી હતી. ખય્યામના એક ઉસ્તાદનું નામ બૈહકી અને અને શહરઝૂરીમાં પણ આલિખિત છે, છતાં તેઓએ ઝાકુવરકીના લેખને અંતિમ ખોજનું ધોરણ ગણી વિશેષ સંશોધનની ઉપેક્ષા કરી છે.

ખય્યામનું વતન નિશાપુર પરાપૂર્વથી જ્ઞાનવિજ્ઞાનનું ધામ રહ્યું અને ઈસ્લામ જગતમાં ઘણું કરીને અભ્યાસગૃહની પહેલી જાહેર ઈમારતનો પાયો આ જ ધરતી પર નખાયો. નિશાપુર ચોથી સદીના મધ્યમાં સામાનીઓ અને અંતમાં દેલમીઓ અને આ પછી ગઝનવીઓની હકૂમતમાં આવ્યું. વળી, હિ. સ. ૪૨૯માં સલજુકીઓના હાથમાં પડ્યું. અને આ ચારે સત્તાએ તેની એ ઈલ્મી કેન્દ્રતાની શુલહી જાળવી રાખી.

(૧) અહીં પ્રથમ સામાની વિદ્યાલય, નિશાપુરના હાકિમ નાસિરુદ્દૌલા અબુલહસન સીમજુરી (સ્વ. હિ. સ. ૩૭૮[1])એ પ્રમાણ

૧. મૈદ્દુલ-અખબાર, બર્લિન પ્રકાશન, પૃષ્ઠ 'પર'

અબુબકર મોહમ્મદ બિન હસન બિન ફોરક (સ્વ. હિ. સ. ૪૦૬)ને માટે બંધાવ્યું હતું[૧] પ્રગુન ઈમામની પૂર્વે ખુરાસાનમાં કરરામીયાહ ફિરકો (જ્ઞાતિ) જેને મુજસ્સેમા પણ કહે છે, તે ઉન્નતિના શિખરે હતો. ઈબ્ને ફોરક પ્રથમ વ્યક્તિ છે કે જેમણે નિશાપુરના લોકોની વિનંતિથી અહીં આવી અશઅરી ફિલસૂફીનો પ્રચાર કર્યો. છેવટે કરરામીયાહના પક્ષકાર બાદશાહ સુલતાન મોહમ્મદ ગઝનવીના દરબારમાં, કરરામીયાહની ફરિયાદ પર તેમને તેડવામાં આવ્યા અને વિદાયમાં ઝેર આપી યમદૂતને હવાલે કર્યા. નિશાપુરમાં કલામ (ધાર્મિક ફિલસૂફી) અને અકલીય્યાત (દર્શનશાસ્ત્ર)નું પ્રકાશન[૨] તેમના જ દ્વારા થયું.

(૨) બીજું, બૈહકી વિદ્યાલય અત્રે સ્થપાયું, જેના વિશે સુબકીએ લખ્યું છે કે એની સ્થાપના નિઝામુલ્-મુલ્કના જન્મ (હિ. સ. ૪૦૮ યા ૪૧૦) પૂર્વે થઈ ચૂકી હતી. ઈમામુલ્-હરમૈને આ જ વિદ્યાલયમાં તાલીમ લીધી હતી અને તેઓ હિ. સ. ૪૩૮ માં ત્યાં શિક્ષણ લેવા જતા હતા.[૩]

(૩) ત્રીજું વિદ્યાલય તે સઈદીયાહ હતું, જેને સુલતાન મેહમૂદ ગઝનવી (સ્વ. હિ. સ. ૪૨૧)ના ભાઈ અમીર નસર ઈબ્ને સુબુકતગીને તેની નિશાપુર પરની હકૂમત દરમ્યાન બંધાવ્યું[૪] અમીર નસરે ચોથી સદીના છેવટમાં નિશાપુર જીત્યું હતું[૫], એ હનફી હતો અને

૧. તબકાતે સુબકી, ગ્રંથ ૩, પૃષ્ઠ '૫૨' મિસર.

૨. ઈબ્ને ખલ્લેકાન, ઇમામના જીવનચરિત્રમાં અને તબકાતે સુબકી. ગ્રંથ ૩, પૃષ્ઠ '૫૨' મિસર

૩. તબકાતે સુબકી, ગ્રં. ૩, પૃષ્ઠ '૧૩૭', મિસર.

૪. પૃષ્ઠ '૨૫૨, જુઓ તારીખે ઝૈનુલ-અખબાર ગરદેઝી, પૃ. '૬૩', બર્લિન પ્રકાશન.

૫. તારીખે યમીની, અતબી પૃ. ૩૩૪. અહમદી પ્રેસલાહોર હિ. સ. ૧૩૦૦, અફસોસ કે, અતબીએ આ વિદ્યાલયના બાંધકામનું વર્ષ લખ્યું

પ્રસ્તુત વિદ્યાલય પણ હનફી ઉલેમાઓ (પંડિતો) માટે બંધાવ્યું હતું અને તે હિ. સ. ૪૧૨માં મૃત્યુ પામ્યો.

(૪) ચોથું વિદ્યાલય નિશાપુરમાં ઈમામ અબુ-ઈસ્હાક ઈબ્રાહીમ અસ્ફ્રાએની (સ્વ. હિ. સ. ૪૧૮)ને માટે બંધાયું હતું. આ ઈમામ પણ એ વખતના કલામ (ફિલસૂફી) ને અકલીયાત (દર્શનશાસ્ત્ર)ના વિશારદોમાંના એક હતા. ઇલ્મે કલામ (ઈસ્લામી ફિલસૂફી)માં 'જામેઉલ્ હેલા' નામનો એક દળદાર ગ્રંથ 'શ્રદ્ધા, અને નાસ્તિકતાના ખંડન' વિશે એમણે રચ્યો હતો.[1]

હાકિમે 'તારીખે નિશાપુર' (History of Nishapur)માં લખ્યું છે અને સુબકીએ નકલ કર્યું છે કે, આની પૂર્વે નિશાપુરમાં આના જેવું એક વિદ્યાલય બંધાયું ન હતું.

નથી. કિંતુ તેમ છતાં આ વિદ્યાલય કાઝી અબુલ્ હલા સાઅદ બિન મોહમ્મદ માટે બંધાયું હતું. (અતબી પૃ ૩૩૪) અને કાઝી અબુલ હલા-સાઅદ બિન મોહમ્મદ જેની સાથે અમીર નસરને ગાઢ સંપર્ક હતો, (અતબી પૃ. ૩૨૬), તેઓ હિ. સ. ૪૦૨માં હિજરત કરીને અત્રે આવ્યા હતા. (અતબી પૃષ્ઠ. ૩૨૫) અને એમની પાડોશમાં જ આ વિદ્યાલય બંધાયું હતું. (અ. પૃ. ૩૩૪) તેમને બે પુત્રો હતા: અબુલ્ હસન ને અબુ સઈદ (અ. પૃ. ૩૨૯). ઘણું કરીને આ જ અબુ સઈદના નામ પર એ વિદ્યાલયનું નામ સઈદીયાહ પડ્યું, અને આ વિદ્યાલયને કોઈકે સંઅદીયાહ લખ્યું છે, જ્યારે બીજાઓએ સઈદીયાહ. કિંતુ નામના અન્વયથી સ્પષ્ટ છે કે ખરું નામ સઈદીયાહ હતું. અમીર નસરનું, ખીલતી જુવાનીમાં જ સુલતાન મેહમૂદની હયાતી દરમિયાન હિ. સ. ૪૧૨માં જીવનપાત ખરી પડ્યું. (જૈનુલ્ અખબાર પૃ. ૭૯ કાવિયાની પ્રકાશન બર્લિન) આમ પ્રસ્તુત વિદ્યાલયના બાંધકામનો સમય હિ. સ. ૪૦૨ પછીનો અને હિ. સ. ૪૧૨ પૂર્વેનો સાબિત થાય છે.

1. ઈબ્ને ખલ્લેકાન ગ્રં. ૧લો પૃષ્ઠ ૪, 'પ્રસ્તુત ઈમામનું જીવનચરિત્ર.'

(૫) પાંચમું વિદ્યાલય અત્રે અબુસઈદ ? (અબુસઅદ ?) ઇસ્માઇલ બિન અલી બિન મુસના ઇસ્તરાબાદી, એક ઉપદેશક અને સૂફી પંક્તિ બંધાવ્યું હતું. આ અબુસઈદ યા અબુસઅદ ખતીબ બગદાદી (હિ. સ. ૩૯૨–૪૬૩)ના ઉસ્તાદ હતા.[1]

(૬) છઠ્ઠું વિદ્યાલય તે તગરલ બેગ સલજુકીએ હિ. સ. ૪૩૭માં અત્રે બંધાવ્યું.[2]

(૭) સાતમું 'મદ્રસએ નિઝામીયાહ' વિદ્યાલય નિઝામુલ-મુલ્ક તૂસીએ તેની વિઝારત પછી (હિ. સ ૪૫૬માં તે વઝીર થયો) અત્રે ઈમામુલ-હરમૈન (હિ. સ ૪૧૯–૪૭૮)ને માટે બંધાવ્યું.

હાફિઝ ઝેહબીએ 'તારીખે ઇસ્લામ' (History of Islam)માં લખ્યું હતું કે, નિઝામુલ-મુલ્ક પ્રથમ વ્યક્તિ છે કે જેણે વિદ્યાલયો સ્થાપ્યાં. કિંતુ સુબકીએ 'તબકાત'માં[4] ઉપર્યુક્ત વિદ્યાલયોમાંથી અમુકનો ઉલ્લેખ કરી એનું ખંડન કર્યું છે અને બતાવ્યું છે કે, નિઝામુલ મુલ્કની પૂર્વે ઘણું કરીને વિદ્યાલયોમાં વઝીફા (સ્કૉલરશિપ) અપાતા ન હતા. આ પ્રકારની પ્રથાવાળાં વિદ્યાલયોનો સંસ્થાપક નિઝામુલ મુલ્ક પ્રથમ છે.

આ વિદ્યાલયો ઉપરાંત અબુસહલ બિન ઇમામ મુવફ્ફક અને અને અબ્દુલ કરીમ અબુલ-કાસિમ કુશૈરી વિખ્યાત સૂફી મોહદ્દીસ (Traditionalist)ની ઇલ્મી બેઠકો કાયમ હતી.

ચોથી સદી હિજરીના આરંભ પર 'દિયાલેમા' (દૈલમી કુળ)ની અસરથી મોઅ'તઝેલાનું જોર વધી રહ્યું હતું. બરાબર આ જ વખતે

1. તબકાતે સુબકી ગ્ર. ૩જો, પૃષ્ઠ ૧૩૭ ને તારીખે ઇબ્ને ખલ્લેકાન ગ્ર. ૧ લો, ખતીબ ચરિત્ર.
2. સફરનામએ નાસિર ખુસરૂ, પૃષ્ઠ ૪, કાવિયાની બર્લિન.
3. સુબકી ગ્રંથ ૩ જો, પૃષ્ઠ ૧૩૭ ને ૨૫૨.
4. તબકાતે સુબકી, ગ્રંથ ૩ જો, પૃષ્ઠ ૧૩૭, હસન નિઝામુલ-મુલ્કનું

ઇમામ અબુલ્ હસન અશઅરી (સ્વ. હિ. સ. ૩૦૪)એ પોતાની ફિલસૂફી રજૂ કરી અને આ, હદીસ અને સુન્નતનું જ્ઞાન ધરાવનારાઓ તરફથી દર્શનશાસ્ત્રીઓને પડકારનો પ્રથમ દિન હતો. ગઝનવીઓએ ચોથા સદીના અંતે ને પાંચમીના પ્રારંભે ટગ્રાલીબાદ મુજસ્સમાને ટેકો[1] આપ્યો અને નિશાપુરના અશ્અરી ઇમામ ઇબ્ને-ફૌરકે આ ઝગડામાં પ્રાણ આપ્યો.[2] પાંચમી સદીની મધ્યમાં સલજુકીઓના પગરણ મંડાયા તો, તમરલના જમાનામાં અમીદુલ્ મુલ્ક કુન્દરીની વિઝારતમાં અશઅરીઓનો વિરોધ થવા લાગ્યો અને જાહેર વ્યાસપીઠ પરથી અશાએરાહ પર ધિક્કારના તણખા ઝર્યા પરિણામે હિ સ. ૪૩૬ માં તે પછી તમામ અશાએરાહ પંડિતો, ઇમામ બૈહકી, ઇમામુલ્ હરમૈન, ઇમામ અબુલ્ કાસિમ કુશૈરી[3] વગેરે ઝળુસો અશઅરી વિદ્વાનો સલજુકી પ્રદેશ છોડી હિઝરત કરી ગયા. વળી, થોડાંક વર્ષો પછી અમીદુલ્-મુલ્કની કતલ અને નિઝામુલ્ મુલ્કની વિઝારત આવતાં અશાએરાહનો નવો દોર શરૂ થયો, અને છેવટે તેની અસર આખા દેશ પર છવાઇ ગઇ. બીજી દિશાએ ઇબ્ને ફૌરક, બાકિલ્લાની, ઇમામુલ્ હરમૈન અને ઇમામ ગઝ્ઝાલી જેવા વકીલોના

---

ચરિત્ર. હાફિઝ સુયુતીએ 'હુસ્નુલ મુહાઝેરા ફી અખબારે મિસ્ર વલ કાહેરા ભા. ૨ જો 'ઉમ્માહાતુલ મદારિસ'ના પ્રકરણમાં સુબકીના કથનને સમજવામાં ભૂલ કરી છે.

1. અતબીની, 'તારીખે યમીની' પૃષ્ઠ ૩૨૪.
2. 'તબકાતે સુબકીમાં' ઇમામનું જીવન ચરિત્ર વાંચો. –
3. જુઓ 'તારીખે કામિલ', ઇબ્ને અસીર, હિ. સ. ૪૫૬ના બનાવો ભાગ ૧૦ મો પૃ૦ ૨૧ બરેન, અને 'તારીખે ગુઝીદા' સેવતી હિ. સ. ૪૫૫ના પ્રસંગો તથા 'તબકાતે શાફેઇયાહ' સુબકી, ઇમામ અબુલ્-હસન અલ અશઅરીનું જીવનચરિત્ર ભાગ ૨ જો પૃષ્ઠ ૨૭૦–૭૧ તારીખ કુશૈરીના કથન પર આધાર રાખે છે, જુઓ તબકાતે સુબકી ભાગ ૨ જો, પૃષ્ઠ ૨૫૯.

કથન અને કલમે અશઅરીયતને આ યુગનો સૌથી સંગીન અને સ્થિર ફિરકો બનાવી દીધો.

દયાલેમાની જડ ઉખેડી સલજુકીઓ આવ્યા હતા. દયાલેમા શીઆહ (શીયા) અને મોઅત ઝલુલ્ અકીદાહ (નાસ્તિક) હતા. અકલ (દર્શનશાસ્ત્ર) અને નકલ (ધર્મશાસ્ત્ર) નો એવા પ્રકારે સમન્વય ઇચ્છતા હતા કે અકલી ઓલુમ (દર્શનશાસ્ત્ર) ની પ્રતીતિઓ મૂળ ઠરાવવામાં આવે અને નકલીયાત (શાસ્ત્રો) નો અર્થભેદ (તાવીલ) કરી તેનો મૂળની જોડે સમન્વય કરવામાં આવે. ફારાબીથી શરૂ કરી બુઅલી સીના સુધી ઇસ્લામી તત્ત્વજ્ઞોનો આજ દોર છે. અને બાતેની ફિરકા (ગૂઢવાદમાં માનનારા વર્ગ)નું મધ્યબિંદુ આ જ છે. એટલે કે, યુનાની તત્ત્વજ્ઞાનનું ઇશ્વરજ્ઞાન (ઇલાહીયાત) અસલ ઠરાવી, કુરાન ને શરઅને કોઈ ને કોઈ અર્થભેદ દ્વારા તેને અનુરૂપ બનાવી લેવામાં આવે. તેઓના મત પ્રમાણે યુનાની તત્ત્વજ્ઞો અને નબીઓ (Prophets) બન્ને સમાન દરજ્જે હતા. આ વસ્તુ રિસાલએ 'ઇખ્વાનુસ્સફા'ના વાચનથી (જે બાતેનીયા હતો) શ્રેષ્ઠ ગ્રંથ સ્પષ્ટ થઈ શકે છે, અને અત્યારે નાસિર ખુસરૂના 'ઝાદુલ્-મુસાફેરીન' અને 'વજ્હે દીન' (કાવયાનીની બર્લિન પ્રકાશન)થી આ રહસ્ય ભેદાઈ ચૂકયુ છે.

ગમે તેમ પણ દયાલેમાહના જમાનામાં વિચારોનું બાતેનીપણું (ગૂઢવાદ નીતિ) જાહેર રીતે વહેતું અને તરતુ હતું. અને તેમનું કેન્દ્રસ્થાન મિસરનું પાટનગર કેરો હતુ. અને તેઓએ આ વસ્તુને રાજકારણની આડમા ધર્મનુ રૂપ આપ્યુ હતું. અબુઅલી-સીનાએ પોતે જ આ બાતેની ગર્ભમા પોષણ મેળવ્યુ હતું. જેવો કે, તેણે તેનાઆત્મચરિત્રમાં તેનો ઇકિરાર પણ કર્યો છે.[૧] તે ફિલસૂફીમાં હકીમ અબુઅબ્દુલ્લાહ નાતલી નામે એક બાતેનીનો શિષ્ય હતો અને

૧. આ પુસ્તિકાને ઇબ્ને અબીઉસયબેઆહે ઇબ્ને સીનાના વૃત્તાંતમાં પૂરેપૂરી દાખલ કરી દીધી છે. જુઓ 'તબકાતુલ્-અતિબ્બા' ગ્રંથ ૩ જો, પૃષ્ઠ ૧ મિસર. અને 'તારીખુલ્ હુકમા' કાઝી અકરમ કિફ્તી, પૃષ્ઠ ૨૬૯, મિસર.

પોતાના ખાનદાન વિશે નીચેનું કથન ઉચ્ચારે છે : “અને મારો પિતા એ વર્ગમાં હતો, જેણે મિસરીઓના દાઈ (પ્રચારક) ની દાઅ્વત (નિમંત્રણ) નો સ્વીકાર કર્યો હતો અને તે ઈસ્માઈલી ગણાતો હતો. અને તેઓની પાસેથી નફ્સ (Mind) અને અક્લ (Intellect) ની ચર્ચા જેવી રીતે કે તેઓ કરે છે અને માને છે, તેવી સાંભળી હતી, અને મારા ભાઈનું પણ એમ જ હતું. આ બધા પરસ્પર આ વિષય પર ચર્ચા કરતા હતા અને હું એ બધું સાંભળતો હતો, અને જે તેઓ કહેતા હતા તે સમજતો હતો. પણ મારું દિલ આ બધું સ્વીકારવા તૈયાર ન હતું. તેઓ મને પણ તેમાં દાખલ થવા નિમંત્રણ આપતા અને તેઓ તેમની ભાષામાં તત્ત્વજ્ઞાન આંકડાશાસ્ત્ર અને હિન્દુસ્તાની હિસાબની ચર્ચા કરતા હતા.”

તેનો પિતા ‘રિસાલએ ઈખ્વાનુસ્સફા’ નું નિશદિન અધ્યયન કરતો હતો અને તે પોતે પણ તેનું વાચન કરતો હતો.[1]

આ બાતેનીયત (ગૂઢવાદ) યુનાની ફિલસૂફીની સ્વસ્થતા પર ભારે વિશ્વાસ આવી જવાનુ પરિણામ હતું, જેની પ્રબળતા આ યુગમાં પરાકાષ્ઠાએ પહોંચી ચૂકી હતી. અબુઅલી સીના જો કે આચારમાં બાતેની અને ઈસ્માઈલી ન હતો, કિંતુ એક અર્થમાં એ શ્રદ્ધા અવશ્ય ધરાવતો હતો. પરિણામે, હકીમ અબુ નસર ફારાબી (સ્વઃ હિ સ ૩૩૯) એ યુનાની ફિલસૂફી અને ધાર્મિક માન્યતાઓમાં જે સમન્વયનું કાર્ય ‘ફુસુસ’ અને તેની અન્ય ફિલોસોફિકલ પુસ્તિકાઓ દ્વારા (પ્રસ્તુત પુસ્તિકાઓ યુરોપ ને મિસરમાં છપાઈ ચૂકી છે.) શરૂ કર્યું હતુ તેને અબુઅલી સીનાએ તેના ‘શફા’ અને ‘ઈશારત’-માં પૂર્ણતાએ પહોંચાડ્યું, આ માઅ્કુલ (ફિલસૂફ શાસ્ત્ર) ને મનકુલ (ધર્મશાસ્ત્ર) ના સમન્વયથી જે ફલિત પરિણામો હતાં તે આ જ ઈસ્માઈલી બાતેની માન્યતાઓ હતી. પરિણામે ઈબ્ને સીનાએ તેના ગ્રંથોમાં ‘બદએ તકવીન’ (સૃષ્ટિ આરંભ), ‘ઓકુલે અશરા’

---

1. ‘દુરરતુલ અખબાર’ એટલે ‘તરજુમએ અખ્બારુલ હુકમા, બૈહકી, પૃષ્ઠ ૩૮, લાહોર

( Ten Intellect ), વેહદત (એકેશ્વરતા), ' વોજૂબ ' (આવશ્યક અસ્તિત્વ), ' ઇલ્લતુલ-ઉલા ' ( મહાકારણ ) અને વહી વ ઇલ્હામ વ નુબુવ્વત ( આકાશવાણી; પ્રેરણા ને પયગંબરી ) તથા જઝા વ સઝા ( કર્મફળ ) વિશે જે ફિલસૂફી ઘડી કાઢી છે તેને અરસ્તુ (એરિસ્ટોટલ)ના ' ફલસફએ મશ્શાઇયાહ ' નો અંશ માત્ર પણ સબંધ નથી અને તે અંશતઃ બાતેનીયાહ વિચારોનો પ્રતિધ્વનિ છે.

અલ્લામા ઇબ્ને તૈમીયાએ તેના સર્જનોમા પ્રસ્તુત બિનાનો વારંવાર ઉલ્લેખ કર્યો છે.

મતલબ કે જ્યારે દયાલેમા સલ્તનત ઝૂંટવાઇ ગઇ અને સુન્ની સલજુકી ઇરાન, ઇરાક અને ખુરાસાન પર છવાઇ ગયા અને અશાએરાએ જોર પકડ્યુ ત્યારે દૈલમી સિયાસત અને સત્તા કેવળ ધર્મ-પ્રચાર પ્રવૃત્તિમા લપાઈને રહી અને ઠેકઠેકાણે દૈલમી હિત બન્ધુઓ દોઆત ( પ્રચારક ) ના રૂપમા નવેસરથી એક સલ્તનત મેળવવાના પ્રયાસોમા ગૂંથાઈ ગયા આ આખી પ્રવૃત્તિએ કાહેરા (કેરો) થી માંડી ખુરાસાન અને કોહિસ્તાન સુધી ઘેરો ઘાલ્યો હતો. હકીમ નાસિર ખુસરૂ અને તેના પછી ઇબ્ને અત્તાશ દૈલમી તથા એનો શિષ્ય હસન બિન સબ્બાહ સૌ આ જ સાંકળની કડીઓ છે. પ્રસ્તુત યુગના બાતેની દોઆતો ( પ્રચારકો ) ના અહેવાલો વાંચો તો ઘણુંખરુ દૈલમી મૂળથી જ તેમની સાથે જોડાયેલા જણાશે[1]

---

૧. અબ્દુલ્-કાહિર બગદાદી (સ્વ. હિ. સ. ૪૨૯), જે લગભગ પ્રસ્તુત યુગની જ વ્યક્તિ છે, તેમણે 'અલ-ફરકો બયનલ ફિરક ' મા આ બાબતના નિર્દેશો કર્યા છે. જુઓ આ ગ્રંથના પાને ૨૭૭, ૬૮ આરિફ મુદ્રણાલય, મિસર અને રાહતુસ સુદૂર રાવિન્દી, પૃષ્ઠ ૧૫૧ ગિબ. અસ્ફહાનનો કિલ્લો દૈલમીઓ દ્વારા જ બાતેનીઓને હસ્તગત થયો. ( જુઓ ઇબ્ને અસીર ને રાહતુસ્ સુદૂર પૃષ્ઠ ૧૫૬, ) મજદુદ્દૌલા દૈલમીને જ્યારે હિ સ. ૪૨૦ મા સુલતાન મેહમૂદે ગિરફતાર કર્યો ત્યારે તેના ખાસ સાથીઓમા બાતેનીઓનો એક મોટો વર્ગ પણ પકડી લવાયો: અને તેઓને સૂળીએ ચડાવવામા આવ્યા. (ઇબ્ને અસીર હિ. સ. ૪૨૦ના બનાવો) વળી ' સિયાસત્ નામએ નિઝામુલ્-મુલ્ક ' પ્રકરણ ૪૭ 'દરખુરૂજે બાતેનીયાન ' (બાતેનીઓના બળવા વિશે).

ઉત્તરે ઈબ્ને અત્તાશે અસ્ફહાનમાં અને હસન બિન સબ્બાહે ઈરા
કૈનમા તેમની બાતેની હુકૂમત સ્થાપી લીધી

આમ બીજી તરફ ઉલેમાઓ (પંડિતો)ની એવી દશા હતી કે હનફી ને શાફેઈ, અશ્અરી ને મોઅ'તઝલી વચ્ચે જંગ જામેલો હતો સલ્જુકી સુલતાન હનફી હતા, કિંતુ નિઝામુલ્ મુલ્ક શાફેઈ હતો જો કે અન્ય ફિરકાઓ (વર્ગો)ની સરખામણીએ આ બન્ને એક હતા છતાં અંદર અંદર પરસ્પરના વિરોધીઓ હતા. (આની વિસ્તૃતિ અર્થે નિઝામુલ્ મુલ્ક, અમીદુલ્ મલિક કુન્દરી અને પ્રસ્તુત યુગના વિખ્યાત બળવાનો અહેવાલ, ઈમામ અબુલ્ હસન અશ્અરી, ઈમામુલ્ હરમૈન, અબુસહલ બિન મુવફ્ફક અબુલ્ કાસિમ કુશૈરી, અબુઈસ્હાક શીરાઝી, અબુ ઈસ્હાક અસ્ફેરાએની અને મોહદ્દિસ બૈહકીના વૃત્તાંતો સુબકીના 'તબકાત'મા વાંચો)

પછી જ્યારે ઉલેમાઓ (પંડિતો), ફુકહાઓ (વિધિનિષેધ શાસ્ત્રી)નુ સુલતાની દરબારોમા માનસમાન હતું ત્યારે તેમની ઓધ્ધાપરસ્તી, લોભ ને મોહ, અદેખાઈ ને દ્વેષ તેમ તેમના કમકાઓની કથની, ઈમામ ગઝ્ઝાલીના 'અહ્યાઉલ્ ઉલુમ'ના બાબુલ્ મુનાઝિરા (કમકા પ્રકરણ) મા જુઓ ઈમામ ગઝ્ઝાલી પ્રસ્તુત યુગના જીવતા જાગતા સાક્ષી છે અને આ જ બિના પર તેમણે દરબાર અને દરબારીઓથી હંમેશને માટે અલગ થઈ, એકાકી જીવન સ્વીકારી લીધુ હતુ

આ પ્રસ્તુત યુગનુ એ દેશ અને એ નગરનુ વાતાવરણ હતું, જ્યાં ઉમર ખય્યામે જીવનચક્ષુ ઉઘાડયાં નિશાપુરમાં, જેવુ કે પૂર્વે બતાવવામા આવ્યુ છે તેમ, આ વખતે અનેક વિધિસરની શાળાઓ અને ઉલેમાઓ (પંડિતો)ની બેઠકો કાયમ હતી. એની જ ગોદમાં પોષણ પામી ખય્યામનુ યૌવનપુષ્પ ખીલ્યું. ખાસ કરીને જો વસાયાના પ્રસ્તાવનો વિશ્વાસ કરવામાં આવે અને કાળનિર્ણય છૂટ આપે તો જમાનુલ્ ઈસ્લામ ઈમામ મુવફ્ફક (સ્વ હિ સ. ૪૪૦)

શાફેઈની બેઠકમાં ખય્યામે ધાર્મિક શિક્ષણ સંપાદન કર્યું, અને નહિ તો તેમના પુત્ર ઇમામ અબુસહલની બેઠકમાં શિક્ષણ મેળવ્યું હશે, જેની કીર્તિ ઈમામ મુવફ્ફકની બેઠક જેટલી જ ઉજળી હતી. ખાસ કરીને ઈમામુલ-હરમૈન આ યુગના સૌથી શ્રેષ્ઠ ગુરુ હતા. તેમનું વિદ્યાલય આ જ શહેરમાં કાયમ હતું અને તેમના સંસ્કાર-ઝરણમાં પોષણ મેળવી ઈમામ ગઝ્ઝાલી જેવા શિષ્યો પેદા થયા.

આલી કુમીએ 'રબીઉલ્-મરૂમ'માં (ઘણું કરીને તારીખે ઇસ્તિ-ઝહારી ઉપરથી) એ વસ્તુનો ઉતારો કર્યો છે કે, ખય્યામે હકીમ સનાઈના ઉસ્તાદ મૌલાના શેખ મોહમ્મદ (બિન) મનસૂરની કને અભ્યાસ કર્યો અને સત્તર વર્ષની વયે તેના સમકાલીન વિદ્વાનોની સરસાઈએ કુશળતા પ્રાપ્ત કરી.

"યૌવન ખીલ્યા પછી 'નાસિરૂલ્ મિલ્લત,' મૌલાના શેખ મોહમ્મદ મનસૂરની પાસે આવ્યા. તેઓ હકીમ સનાઈના ઉસ્તાદ હતા અને આ બુઝુર્ગ હમેશા મૌલાના મનસૂરની જ્યોતનો પ્રકાશ મેળવતા હતા, તે ત્યાંસુધી કે સત્તર વર્ષની ઉમરમાં ફિલસૂફીમાં એમણે બુલંદ દરજ્જો પ્રાપ્ત કરી લીધો.[1]

હકીમ સનાઈ (સ્વઃ હિ. સ ૫૨૫ યા ૫૪૫) અને ઉમર ખય્યામ બન્નેના એક ઉસ્તાદનું હોવું તો કોઈક રીતે શક્ય છે;[2] કિંતુ મોહમ્મદ મનસૂરના શિષ્ય હોવું અતિ સંશયાત્મક બિના છે. મોહમ્મદ મનસૂર એ ઘણું કરીને અબુલ્-મુફાખિર મોહમ્મદ બિન મનસૂર સરખસી ખુરાસાનના વડાન્યાયાધીશ હતા, જેમની તારીફ-માં સનાઈએ નવ પંક્તિનું એક પ્રશંસા-કાવ્ય કર્યું અને જેમના નામથી એક મસનવી 'સૈયરૂલ ઈબાદ' લખી કિંતુ આ બધાં જ પ્રશંસાકાવ્યોમાં, સિવાય કે, બક્ષિશની અપેક્ષાના શિક્ષકી કે શિષ્યતાના સબંધનો ક્યાંય ઉલ્લેખ નથી. રાવિન્દીએ

૧. 'રબીઉલ-મરૂમ,' આલી, દારૂલ-સુસન્નેરીનની પ્રત, પૃષ્ઠ ૧૨.

૨. અફસોસ કે, સનાઇના જન્મ-મરણના કાળ વિશે ભારે મતભેદ છે.

એમનો નામનિર્દેશ સલજુકી દરબારના સંસ્કૃત ( Civilized ) સમકાલીન વિદ્વાનોમાં કર્યો છે ( પૃષ્ઠ ૩૦ )

ખય્યામના ખગોળશાસ્ત્રના શિક્ષકોમાં એક નામ તરતું દેખાય છે અને તે અબુલ્‌હસન અલ્ અન્આરી ( યા અલ-અન્મૈરી ) છે અને અબુલ્ હસન બૈહકી, શહરઝુરી અને મોહમ્મદ બિન યુસુફ તબીબ હરવીએ આનું સ્પષ્ટીકરણ કર્યું છેઃ—

શહર્‌ઝુરીમાં છે કેઃ—

"અબુલ્‌હસન અન્આરી ફિલસૂફ હતો અને તેના પર ભૂમિતિએ ( ખગોળશાસ્ત્રે ) પ્રભાવ જમાવ્યો હતો અને ખય્યામ તેનો ફાયદો ઉઠાવતો હતો. અને તે ખય્યામને 'મજસ્તી' ( યુનાની ખગોળના સર્વોત્તમ ગ્રંથ )નું શિક્ષણ આપતો હતો. ( નદ્દા લાયબ્રેરીની હસ્તપ્રત )

અને અબુલ્ હસન બૈહકીના ગ્રંથના ફારસી તરજૂમા 'દુર્રતુલ-અખબાર'માં છે —

"ફિલસૂફીમાં પારંગત હોવા ઉપરાંત ભૂમિતિમાં તેનો પ્રભાવ હતો અને હકીમ ફિલસૂફ ઉમર ખય્યામ તેનો શાગિર્દ હતો અને 'મજસ્તી'નો તેની પાસે અભ્યાસ કરતો હતો[1]"

ટુચકો —

એક દિવસ અબુલ્ હસન અન્આરી ખય્યામને મજસ્તીનું અધ્યાપન કરાવતો હતો એવામાં એક મોલવી સાહેબે ત્યાંથી પસાર થતાં પૂછ્યુઃ શું પઢાવો છો? ઉત્તર આપ્યો કે, કુરાને પાકની એક આયતની તફસીર ( વિવરણ ) પઢાવી રહ્યો છું પ્રશ્નઃ કઈ આયતની? ઉત્તર.

"અફલમ યનઝોરૂ એલસ્ સમાએ ફવકહુમ કયફા બનયનાહા"

---

[1] 'દુર'રતુલ-અખબાર વલ મોઅ'તુલ-અન્વાર,' ઓરિયેન્ટલ કોલેજ મેગેઝીન, લાહોર, પૃષ્ઠ ૫૫.

" શું એ લોકો પોતાની ઉપર આકાશની તરફ નથી જોતા કે અમોએ તેની રચના કઈ રીતે કરી ? "

–ની ટીકા ( તફસીર ) કરી રહ્યો છું.[1]

ન જાણે ખય્યામે ફિલસૂફીનો અભ્યાસ કોની પાસે કર્યો. શરૂઆતમાં બતાવાઈ ચૂક્યું છે કે, ખય્યામે તેની પુસ્તિકા "કોન વ તકલીફ" (Creation and chastening)માં અબુઅલી સીનાને તેનો ઉસ્તાદ (મોઅલ્લેમીઃ મારા ઉસ્તાદ) કહેલ છે. અને જો સાચે જ તે તેનો ઉસ્તાદ ન હોય તોપણ તે ઘણું કરીને તેના ગ્રંથો વિશે અતિભાવનાશીલ હતો. 'કૌન વ તકલીફ'માં તે અબુઅલી સીનાને પાછલા ફિલસૂફોમાં સર્વોચ્ચપદે ગણે છે તેના સર્જેશ-'ઉકુલે અશરા' (Ten Intellect)ના પ્રશ્નનો કાયદો તે માનનારો હતો. ૨ અને છેવટમાં એ કે તે તેની જિંદગીની અંતિમ પળે પણ અબુઅલી સીનાના 'શફા'ના વાચનમાં લીન હતો.[3]

---

૧ કિફ્તી 'તારીખુલ્ હુકમા'માં આ ગ્રંથ વિશે લખે છે કે,

"તે છઠ્ઠી સદીની મધ્યમાં હતો...અને તેણે આ સમયમાં એક ગ્રંથ રચ્યો જેનું નામ 'મોઅતબર' રાખ્યું, જેમાં 'રિયાઝી' (ગણિતશાસ્ત્ર)ની ચર્ચા નથી, ફક્ત તર્કશાસ્ત્ર, પ્રકૃતિ–જ્ઞાન અને ઇશ્વરવિદ્યા (ઇલાહિય્યાત) છે. આની શૈલી કાવ્યમય છે અને તેનાં દૃષ્ટિબિંદુ આ દિશાએ સ્વસ્થ છે અને તે આ વિષયમાં પ્રસ્તુત યુગનો સર્વોત્તમ ગ્રંથ છે. (પૃષ્ઠ ૪૯૩, લીપઝિગ અને પૃષ્ઠ ૨૨૪, મિસર ).

૨. શહરઝુરી, અબુલહસન અલ-બન્આરીનો અનુવાદ, હસ્તપ્રત નદ્વતુલ-ઉલેમા ગ્રંથાલય, લખનવ અને દુર'રતુલ-અખબાર પૃષ્ઠ ૭૫. અને બહરુલ-જવાહિર (લુગતે તિબ્બઃ વૈદક–કોશ ) લેખકઃ મોહમ્મદ બિન યુસુફ તબીબ હરવી ( ફસલ 'અલેફ' ).

૩. 'કૌન વ તકલીફ' (જમિઉલ બદાએ સંપાદિત ) મિસર ૧૭૦ ને 'રિસાલએ વુજૂદ' ખય્યામ લિખિત, હાલની બ્રિટિશ મ્યુઝિયમ લાઇબ્રેરી.

અબુઅલી સીનાના ઘણાખરા વિદ્યાર્થીઓ અને શિષ્યો ખય્યામના વખતમાં હયાત હતા. શક્ય છે કે તેણે તેઓની પાસે તત્ત્વજ્ઞાન (ફિલસૂફી)નો અભ્યાસ કર્યો હોય અને તેથી અબુઅલી સીનાને તે પોતાનો ઉસ્તાદ અને શિક્ષક ગણતો હોય. અબુઅલી સીનાના શાગિર્દ મોહમ્મદ બિન અબ્દુર રહીમ નસ્રીએ હિ. સ. ૪૭૩માં 'ખલ્ક કાયનાત' (વિશ્વોત્પત્તિ) અને 'તકલીફ ખલ્ક' (તેના કર્તવ્યો) વિશે ખય્યામને પ્રશ્નો પૂછ્યા હતા, અને આ પ્રશ્નોએ ચર્ચાસ્પદ રૂપ ધારણ કરી લીધું હતું[1]

અબુલ્ બરકાત બિન મલેકા બગદાદી (સ્વ હિ. સ. ૫૪૭) પોતાના જમાનાનો સૌથી મહાન તત્ત્વજ્ઞાની (ફિલસૂફ) હતો. મોહમ્મદ બિન મલેકશાહ સલજુકી અને ખલીફા મુસ્તરશીદબિલ્લાહના દરબારોમાં તે રહ્યો હતો અને તેણે 'કિતાબુલ મોઅ્'તબર' નામે એક ગ્રંથ અરસ્તુ (એરિસ્ટોટલ)ની ફિલસૂફીના ખંડનમાં લખ્યો હતો, અને તેમાં અબુઅલી સીનાના વિચારો પર તેણે ટીકાઓ કરી હતી. આ એક મહત્ત્વનો ગ્રંથ મનાય છે. અલ્લામા ઇબ્ને તૈમીયાહે (સ્વ હિ. સ. ૭૨૮,) પોતાની આદરીણય કૃતિ 'અર રદ્દો અલલ મુન્તકીયીન'માં પ્રસ્તુત ગ્રંથની ખૂબ જ પ્રશંસા કરી છે[2] (અર રદ્દો અલલ મુન્તકીયીન'ની મૂળ પ્રત હૈદરાબાદમાં છે અને તેની પ્રતિકૃતિઓ પીરઝંડા (લાયબ્રેરીનું નામ) સિન્ધ, નદ્વા અને દારુલ મુસન્નેફીન 'આઝમગઢ યુ. પી.'માં છે).

દૈલમના શાહી વંશના બાકી વંશચિહ્નોમાં એક અમીર

---

૧. બૈહકી ને દુર'રતુલ અખબારમાં પૃષ્ઠ ૬૦ અને શહરઝુરી

૨. 'ફૌન વ તકલીફ' નો દીબાચો, મિસર.

અઝદુદ્દીન[૧] અલાઉદ્દવલા-ફરામુર્ઝ બિન અલી, 'યઝ્દ' શહેરનો

---

૧. શહરઝુરીમાં આ નામ "અઝદુદ્દીન મલિકે યઝદ" છે. અને 'દુર્રતુલ-અખબાર' બૈહકીના તરજૂમામા પ્રસ્તુત નામ આમ છે. "અલ-મલિકુલ આલિમુલ આદિલ અઝદુદ્દુન્યાવદ્દીન અલાઉદ્દવલા ફરામુર્ઝ (બિન) અલી બિન ફરામુર્ઝ મલિકે યઝદ." આ બન્ને ગ્રંથમાં અઝદુદ્દીન અલાઉદ્દવ્લા ફરામુર્ઝ સાની (બીજા) ની પ્રશંસા કરેલી છે. ઈબ્ને અસીરે હિ. સ. ૫૧૦ના પ્રસંગોમા તેનુ નામ ઉલ્લેખી લખ્યુ છે કે તેણે હિ. સ. ૫૧૫મા મશહદમા એક કિલ્લો બંધાવ્યો હતો. (ઇબ્ને અસીર ગ્રંથ ૧૦ મો, પૃષ્ઠ ૩૬૬, બરેલી) અહી ઈબ્ને અસીરે તેનુ નામ "અઝદુદ્દીન ફરામુર્ઝ બિન અલી" લખ્યુ છે.

સલજાુકી વંશના ઇતિહાસ 'ઝુબ્દતુન્નુસરહ' મા સુલતાન મહમૂદ બિન મોહમ્મદ બિન મલેકશાહ સલજાુકી (૫૧૧–૫૨૫ હિ. સ.) ના મિત્રોમાં બાકીમા દૈલમી ઉમરાવોમાથી અઝદુદ્દીન અલાઉદ્દવલા અબુકાલિજાર ગુરશાસ્પ બિન મોઅય્યુદ્દવલા અલી બિન શમ્સુલ્ મુલ્ક ફરામુર્ઝ બિન અલાઉદ્દવલાનો ઉલ્લેખ કર્યો છે. પ્રસ્તુત સુલતાનને આની જોડે મૈત્રી સંબંધ હતો. (પૃષ્ઠ ૧૨૧, મિસર)

આથી એવું જણાય છે કે અબુકાલિજાર ગુરશાસ્પ અને અઝદુદ્દીન ફરામુર્ઝ બીજો, આ બન્ને ભાઇઓ હતા, અને બન્નેએ એક જ વારસા લકબ એક પછી બીજાએ મેળવ્યો હતો યા તો પછી નકલકારે એક જ કરી નાખેલ છે. આ લોકો અસલ અસ્ફહાનના ઉમરાવો હતો અને આલે કાકવૈહ (કાકવૈહ વંશના) કહેવાતા હતા. અને દયાલમાના બાદશાહોમાં નજીકનુ સગપણ ધરાવતા હતા. ઈબ્ને અસીરે એક જગ્યાએ તેઓની વંશાવળી આ પ્રમાણે લખી છે. "અલાઉદ્દવલા અબુકાલિજાર ગુરશાસ્પ બિન અલી બિન અબુ'જાફર ફરામુર્ઝ બિન કાકવૈહ, અને લખ્યુ છે કે તેમના બાપદાદા અસ્ફહાનના ઉમરાવ હતા. અને એ આ જ ફરામુર્ઝ (પ્રથમ) છે જેણે અસ્ફહાન, તગરલ બેક સલજાુકીને સુપ્રત કર્યું હતુ.

આ લોકો જ્ઞાનપ્રેમી અને જ્ઞાનીઓના કદરદાનો હતા. અબુજાફર ફરામુર્ઝ પ્રથમ અસ્ફહાનના હાકેમ, અબુઅલી બિન સીના (સ્વ: હિ. સ. ૪૨૦)ના આશ્રયદાતા હતા, તેના પુત્ર "અલાઉદ્દવલા અમીરઅલી બિન ફરામુર્ઝ પ્રથમ મોઈઝ્ઝી શાએરને મલિકશાહ સુધી લઈ ગયો હતો જેનો

બાદશાહ હતો, વિદ્વાન, પંડિત અને ફિલસૂફ હતો, અને અબુલ બરકાતનો તરફદાર[1] હતો, અને પોતે પણ લેખક હતો. 'એહજાજુ-તવહીદ' તેનો એક ગ્રંથ છે. હિ. સ. ૫૧૫માં તે હયાત હતો.

એક દિવસ અલાઉદ્દવલા ફરામુર્ઝે ખય્યામને પૂછ્યું કે, અબુલ બરકાતે અબુઅલી સીના પર જે ટીકાઓ કરી છે તે સંબંધી તમારો શો મત છે? ખય્યામે ચિડાઈને કહ્યું: અબુલ બરકાત ઇબ્ને સીનાને સમજ્યો જ નથી અને તેને સમજવાને તેનો એ દરજ્જો પણ નથી. પછી એ શું ટીકા કરી શકે છે? અલાઉદ્દવલાએ ગુસ્સામાં આવીને કહ્યું: શું અબુઅલી સીનાથી કોઈનું જ્ઞાન અને સમજશક્તિમ વધીને હોવું બિલકુલ અશક્ય છે? ખય્યામે કહ્યું: અવશ્ય. અલાઉદ્દવલાએ કહ્યું: કિંતુ અન્યનો આવો મત નથી. તમે કહો છો કે અબુલ-બરકાતનો એ દરજ્જો નથી કે તે અબુઅલી સીનાની ક્રિ-

---

ઉલ્લેખ 'ચહાર મકાલહ' (પૃષ્ઠ ૪૬ ના ચિત્ર)માં મોઈઝ્ઝીના શબ્દોમાં ઉરૂઝીએ નકલ કર્યો છે. આ અલાઉદ્દવલા અલી હિ. સ. ૪૮૮મા યુદ્ધમાં માર્યો ગયો હતો. (ઇબ્ને અસીર હિ. સ. ૫૦૧ ગ્રંથ ૧૦ પૃષ્ઠ ૩૩૨) આ જ અલાઉદ્દવલા અલીનો પુત્ર અઝદુદ્દીન અલાઉદ્દવલા ફરામુર્ઝ બીજો છે અને તે ખય્યામ જોડે ચર્ચા કરનારને ઉદ્દેશીને છે અને જે ઇબ્ને અસીરના લખવા મુજબ હિ. સ ૫૧૫મા હયાત હતો, અને ઘણું કરીને તે હિ. સ. ૪૮૮ પછી તેના પિતાનો વારસ થયો હશે. આનો જ ભાઈ અબુકાલિં-જાર ગુર્શાસ્પ બિન અલી છે જે મહમૂદ સલજુકી (હિ. સ. ૫૧૧-૨૫)નો સમકાલીન છે.

આ ઉમરાવોના સંસ્કાર અને અટકો બાબતમાં આપણા આધાર ગ્રંથોમાં મતભેદ છે

૧. ફુર'શુલ અખબારમાં આ સ્થળે તરજૂમો ઊલટો થઈ ગયો છે; જેમકે તેની ભાષા આ થઈ ગઈ છે: "પરંતુ તે અબુલ્બરકાતની તરફ જે તેની સાથે હતો અને જેની માન્યતામાં કંઈપણ ભેદ નથી" (પૃ. ૮૬, લાહોર) આ છપાયેલી પ્રતના હાંસિયા લખનારે બેહકીનું અસલ લખાણ સુધાર્યું છે જે અસલ છે કે "હકીમના અભિપ્રાય ઉપરની ટીકાનો જવાબ આપતો હતો" અને ચહરઝુરી પારસી કલમી પ્રતમાં છે કે "અબુલ બરકાતના અભિપ્રાયનો વિરોધ કરતો હતો."

સૂફીને સમજે અને તેના વિશે ટીકા કરે, કિંતુ મારો આ ગુલામ કહે છે કે, અબુલ-બરકાતને ઇબ્ને સીનાની ફિલસૂફી સમજવા અને તેના વિશે ટીકા કરવા તેમ તેનાં સંશોધનોમાં વધારો કરવા જેટલી બુલંદી પ્રાપ્ત છે. આથી એવી વાત કહો કે જેથી તમારો પ્રસ્તુત દાવો એક ગુલામના દાવાથી તો ચડિયાતો હોય. હકીમ (તત્ત્વજ્ઞ)ની ફરજ છે કે તે જે વસ્તુ કહે તે દલીલ ને તર્કસિદ્ધ હોવી જોઈએ; કેવળ શબ્દોનો શણગાર ન હોય. ખય્યામે તેનાં આ મેણાં ને કટાક્ષનો કંઈ ઉત્તર વાળ્યો નહિ· (બૈહકી, શહરઝુરી, દુર્રે-રતુલ-અખબાર, લાહોર પ્રકાશન, પૃષ્ઠ ૮૭)

ઉપર્યુક્ત દંતકથા ઉપરથી અંદાજ થશે, કે ખય્યામ અબુઅલી સીનાના કેટલા પ્રભાવમાં હતો. તેણે તેના ફિલસૂફીના ગ્રંથમાં 'ફાઝિતુલ્ મોતાખેરીન' (આધુનિક ફિલસૂફોમાં પ્રથમ કક્ષાના ફિલસૂફ)નો ઉલ્લેખ કર્યો છે; તેનો કહેવાનો ભાવાર્થ અબુઅલી સીના છે. કિંતુ આથી એમ નથી સમજી લેવાનું કે તેણે તેના વિશે શકય-વાજબી ટીકાઓ નથી કરી. પરિણામે, જેમ કે આગળ આવશે, તેણે કયાંક કયાંક જુદા મત પણ દર્શાવ્યા છે અને વિરોધ પણ કર્યો છે; છતાં એકંદરે, ખય્યામ અબુઅલી સીનાના વિચાર-પ્રભાવથી મુક્ત ન હતો અને આમ અનુમાન થઈ શકે છે કે તેણે ફિલસૂફીનું સંપાદન અબુઅલી સીનાના શિષ્યો દ્વારા કર્યું હતું.

અત્યારે ગઝનૈનમાં ગઝનવી રાજાઓ તથા બલ્ખ અને બુખારામાં ઈલકખાની બાદશાહો હતા. આ બન્ને વિદ્યાવિજ્ઞાનના કદરદાનો હતા. અબુઅલી સીનાએ સામાની વંશના સમયમાં, જેની રાજધાની બુખારા હતી, પોતાની ફિલસૂફી ફેલાવી હતી આથી હેરાત, બલ્ખ અને બુખારામાં અબુઅલી સીનાના શિષ્યો મોજુદ હતા. અબુરેહાન બૈરુની (સ્વઃ હિ. સ. ૪૪૦)નો અંતિમકાળ ગઝનૈનમાં વ્યતીત થયો. આ બાજૂ અસ્ફહાન, હમદાન અને 'રે'માં પણ અબુઅલી સીનાની અસર પ્રતીત હતી, જ્યાં તેણે વિઝારત અને અમીરી ભોગવ્યાં હતાં, અને જુદાજુદા સમયે ત્યાં વસવાટ કર્યો હતો.

બાદશાહ હતો, વિદ્વાન, પંડિત અને ફિલસૂફ હતો, અને અબુલ-બરકાતનો તરફદાર[1] હતો, અને પોતે પણ લેખક હતો. 'રોઝતુત-તવહીદ' તેનો એક ગ્રંથ છે. હિ. સ. ૫૧૫માં તે હયાત હતો.

એક દિવસ અલાઉદ્દવલા ફરામુર્ઝે ખય્યામને પૂછ્યું કે, અબુલ-બરકાતે અબુઅલી સીના પર જે ટીકાઓ કરી છે તે સંબંધી તમારો શો મત છે? ખય્યામે ચિડાઈને કહ્યું: અબુલ બરકાત ઇબ્ને સીનાને સમજ્યો જ નથી અને તેને સમજવાને તેનો એ દરજ્જો પણ નથી પછી એ શું ટીકા કરી શકે છે! અલાઉદ્દવલાએ ગુસ્સામાં આવીને કહ્યું: શું અબુઅલી સીનાથી કોઈનું જ્ઞાન અને સમજશક્તિમાં વધીને હોવું બિલકુલ અશક્ય છે? ખય્યામે કહ્યું: અવશ્ય. અલાઉદ્દવલાએ કહ્યું: કિંતુ અન્યનો આવો મત નથી. તમે કહો છો કે અબુલ-બરકાતનો એ દરજ્જો નથી કે તે અબુઅલી સીનાની ફિલ-

---

સ્લેખ 'ચહાર મકાલહ' (પૃષ્ઠ ૪૧ માં મિર્ઝા)માં મોઈનુદ્દીનના શબ્દોમાં કરૂઝીએ નકલ કર્યો છે. આ અલાઉદ્દવલા અલી હિ. સ. ૪૮૮મા યુદ્ધમાં માર્યો ગયો હતો. (ઇબ્ને અસીર હિ. સ. ૫૦૧ ગ્રંથ ૧૦ પૃષ્ઠ ૩૧૨) આ જ અલાઉદ્દવલા અલીનો પુત્ર અઝદુદ્દીન અલાઉદ્દવલા ફરામુર્ઝ બીજો છે અને તે ખય્યામ જોડે ચર્ચા કરનારને ઉદ્દેશીને છે. અને જે ઇબ્ને અસીરના કહેવા મુજબ હિ. સ. ૫૨૫માં હયાત હતો, અને ઘણું કરીને તે હિ. સ. ૪૮૮ પછી તેના પિતાનો વારસ થયો હશે. આનો જ ભાઈ અબુકાલિજાર ગુર્શાસ્પ બિન અલી છે જે મહમૂદ સલજુકી (હિ. સ. ૫૧૧-૨૫)નો સમકાલીન છે.

આ ઉમરાવોના સંસ્કાર અને અટકો બાબતમાં આપણા આધારગ્રંથોમાં મતભેદ છે.

૧. દુર્રેતુલ અખબારમાં આ સ્થળે તરજુમો ઊલટો થઈ ગયો છે; જેમકે તેની ભાષા આ થઈ ગઈ છેઃ "પરંતુ તે અબુલબરકાતની તરફે જે તેની સાથે હતો અને જેની માન્યતામાં કંઈપણ ભેદ નથી" (પૃ. ૮૬, લાહોર) આ છપાયેલી પ્રતના હાંસિયા લખનારે બૈહકીનું અસલ લખાણ સુધાર્યું છે જે અસલ છે કે "હકીમના અભિપ્રાય ઉપરની ટીકાનો જવાબ આપતો હતો" અને સદરુદ્દીની પાસેની હસ્તપ્રતમાં છે કે "અબુલ બરકાતના અભિપ્રાયનો વિરોધ કરતો હતો."

સરીને સમજે અને તેના વિશે ટીકા કરે, કિંતુ મારો આ ગુલામ કહે છે કે, અબુલ-બરકાતને ઇબ્ને સીનાની ફિલસૂફી સમજવા અને તેના વિશે ટીકા કરવા તેમ તેનાં સંશોધનોમાં વધારો કરવા જેટલી બુલંદી પ્રાપ્ત છે. આથી એવી વાત કહો કે જેથી તમારો પ્રસ્તુત દાવો એક ગુલામના દાવાથી તો ચડિયાતો હોય. હકીમ (તત્ત્વજ્ઞ)ની ફરજ છે કે તે જે વસ્તુ કહે તે દલીલ ને તર્કસિદ્ધ હોવી જોઇએ; કેવળ શબ્દોનો શણગાર ન હોય. ખય્યામે તેનાં આ મેણાં ને કટાક્ષનો કંઇ ઉત્તર વાળ્યો નહિ (બૈહકી, શહરઝુરી, દુર્ર-રતુલ-અખબાર, લાહોર પ્રકાશન, પૃષ્ઠ ૮૭)

ઉપર્યુક્ત દંતકથા ઉપરથી અંદાજ થશે, કે ખય્યામ અબુઅલી સીનાના કેટલા પ્રભાવમાં હતો. તેણે તેના ફિલસૂફીના ગ્રંથમાં 'ફાઝેલુલ્ મોતાખેરીન' (આધુનિક ફિલસૂફોમાં પ્રથમ કક્ષાના ફિલસૂફ)નો ઉલ્લેખ કર્યો છે; તેનો કહેવાનો ભાવાર્થ અબુઅલી સીના છે. કિંતુ આથી એમ નથી સમજી લેવાનું કે તેણે તેના વિશે શક્ય-વાજબી ટીકાઓ નથી કરી. પરિણામે, જેમ કે આગળ આવશે, તેણે ક્યાંક ક્યાંક જુદા મત પણ દર્શાવ્યા છે અને વિરોધ પણ કર્યો છે; છતાં એકંદરે, ખય્યામ અબુઅલી સીનાના વિચાર-પ્રભાવથી મુક્ત ન હતો અને આમ અનુમાન થઈ શકે છે કે તેણે ફિલસૂફીનું સંપાદન અબુઅલી સીનાના શિષ્યો દ્વારા કર્યું હતું.

અત્યારે ગઝનૈનમાં ગઝનવી રાજાઓ તથા બલ્ખ અને બુખારામાં ઇલિકખાની બાદશાહો હતા. આ બન્ને વિદ્યાવિજ્ઞાનના કદરદાનો હતા. અબુઅલી સીનાએ સામાની વંશના સમયમાં, જેની રાજધાની બુખારા હતી, પોતાની ફિલસૂફી ફેલાવી હતી આથી હેરાત, બલ્ખ અને બુખારામાં અબુઅલી સીનાના શિષ્યો મોજુદ હતા. અબુરૈહાન બૈરુની (સ્વઃ હિ. સ. ૪૪૦)નો અંતિમકાળ ગઝનૈનમાં વ્યતીત થયો. આ બાજુ અસ્ફહાન, હમદાન અને 'રૈ'માં પણ અબુઅલી સીનાની અસર પ્રતિત હતી, જ્યાં તેણે વિઝારત અને અમીરી મેળવ્યાં હતાં, અને જુદાજુદા સમયે ત્યાં વસવાટ કર્યો હતો.

## વિદ્વત્તા ને નૈપુણ્ય

તમામ ચિત્રાવલીઓ એ વિશે એકમત છે કે ફિલસૂફી ને હિકમતમાં અબુઅલી સીના પછીનું સ્થાન તેનું જ હતું. ઐહકી અને શહરઝુરીમાં જણાવવામાં આવ્યું છે કે:

"શાસ્ત્રોની જુદી જુદી શાખાઓમાં અબુઅલી સીના પછી એ જ હતો......કિંતુ દર્શનશાસ્ત્ર, રિયાઝિયાત (ગણિત) અને માઅકુલાત (ફિલસૂફી)માં તો તે એક્કો હતો."

ફ્રિફતીએ (જેની ઇબારત મારા ધારવા પ્રમાણે હુબહૂ ઇમાદ કાતિબની નકલ છે, જે ખય્યામની બહુ જ સમીપનો હતો) ખય્યામ વિશે બહુમાન હોવા છતાં પણ છેવટે લખ્યું છે:

"ખુરાસાનનો પેશવા અને સ્વકાલીન અલ્લામા......જ્યોતિષ-શાસ્ત્ર અને ફિલસૂફીમાં ખય્યામની કોઈ જોડ ન હતી, આ શાસ્ત્રોમાં તેના દાખલા અપાય છે; અહા! માત્ર એણે સંયમ પણ જાળવ્યો હોત તો."

શહરઝુરીમાં છે કે:

"અગર ખુરાસાનના હકીમો (ફિલસૂફો)નો સુમાર કરવામાં આવે તો તેઓમાં ખય્યામ મોજાં ઉભરાવતો સમુદ્ર, સર્વથી બુલંદ દરજ્જાવાળો, રિયાઝિયાત (ગણિત)માં મહાનમાં મહાન અને ગણિતમાં સૌથી વધીને છે."[1] (પૃષ્ઠ ૨૬, નદવા–પ્રત)

'ફિરદૌસુત્-તવારીખ'માં મૌલાના અબરકોહી (હિ. સ. ૮૦૮) કહે છે:

"ખય્યામ જે ઉમર બિન ઇબ્રાહીમ ખય્યામ ×××× ઘણાં શાસ્ત્રોમાં અને ખાસ કરીને જ્યોતિષશાસ્ત્રમાં સ્વકાલીન એક્કો હતો." (અલ્-મુઝફ્ફરીયાહ, પૃષ્ઠ ૩૩૫)

---

૧. એ વિસ્મયજનક છે કે, 'નુઝહતુલ્-અરવાહ' (તારીખુલ્-હુકમા) શહરઝુરીના આ ફકરા ઝોકોવસ્કીનાં અવતરણોમાં નથી.

મશહૂર શાયર, હકીમ, ફિલસૂફ ખાકાની શિરવાની (૨૮ હિ. સ ૫૯૫) તેના હકીમ, ભૂમિતિજ્ઞ ફિલસૂફ અને ગણિતજ્ઞ (Mathematician) ગગ્ગ અલીયુદ્દીન ઉમર બિન ઉસ્માનની તારીફમાં તેને વિદ્યા ને વિદ્વત્તામાં ઉમર ખય્યામનો નમૂનો બતાવે છે.[1]

"તેને તેની બુદ્ધિએ કહ્યું: એ ઉમર ઉસ્માન!"

"તું ઉમર ખય્યામ છે અને ઉમર ખત્તાબ પણ"

આ ઉપરથી અંદાજ થશે કે ખય્યામનાં ૫૦-૬૦ વર્ષ પછી પણ તેની વિદ્વત્તા ને નૈપુણ્યની ખ્યાતિ જીવંત અને નમૂનારૂપ ગણાવતી હતી.

ખય્યામનું આ કેવું દુર્ભાગ્ય છે, કે તે પૂર્વમાં તમામ શાસ્ત્રોમાં સવિશેષ જ્યોતિશાસ્ત્રનો વિશારદ મનાયો અને પશ્ચિમમાં તે ફક્ત એક મદિરા-મસ્ત શાયર કવિ તરીકે ઓળખાઈને રહી ગયો! આ બન્ને વસ્તુ તેના મૂળ સ્વભાવથી ઊતરતી કક્ષાની છે. અધૂરામાં પૂરું વળી, ઉરૂઝી-સમરકન્દી જે તેને પોતાનો ગુરુ પણ કહે છે, તેના પોતાના ગ્રંથ 'ચહાર મકાલા',માં ત્રણ જગ્યાએ યાદ કરે છે અને તે દરેક જગ્યાએ જ્યોતિષી તરીકે જ. વળી પોતે જ પાછો લખે છે કે, ઇમામ ખય્યામને જ્યોતિષશાસ્ત્રમાં જરાએ વિશ્વાસ ન હતો અને તે તેને અંશતઃ અર્થહીન-વિદ્યા સમજતો હતો. જેમ કે કહે છે:

"જો કે હું હુજ્જતુલ હક્ક ઉમરનું આધિપત્ય જ્યોતિષવિદ્યામાં જોતો હતો, કિંતુ જ્યોતિષના નિયમો પર તેને જરાએ વિશ્વાસ ન હતો. (ચહાર મકાલા, પૃ૰ ૬૩, ગિબ)

આમ છતાંએ તેણે તેની જ્યોતિષીની પારંગતતાના બે ત્રણ દાખલા આપ્યા છે. લખ્યું છે કે: હિ. સ. ૫૦૮ ના શિયાળામાં સુલતાને (મોહમ્મદ બિન મલિકશાહે) ઉમર ખય્યામને કહેવરાવ્યું કે અમારા શિકાર માટે એવો દિવસ નક્કી કરો કે જ્યારે બે ત્રણ

1. કુલીયાતે ખાકાની, નવલકિશોર

દિવસ સુધી બરફ કે વર્ષા ન હોય. ખય્યામે તપાસ કરી એવો દિવસ નક્કી કર્યો અને જાતેજ ચોઘડિયું જોઈ સુલતાનને સવાર કર્યો. હજુ તો તે સવાર જ થયો હતો કે ગડાગડાટ થયો અને વાદળો છવાઈ ગયાં, બરફ અને વર્ષાનાં સાધનો આવી ઊભાં. લોકો કટાક્ષમય સ્મિત કરવા લાગ્યા. કિંતુ ખય્યામે બાદશાહને કહ્યું: હુઝૂર, ધીરજ ધરો, ક્ષિતિજ હમણાં સ્વચ્છ થવા લાગે છે. અને બન્યું પણ એવું જ અને ચાર પાંચ દિવસ સુધી બિલકુલ વર્ષા કે 'વાવાઝોડું' ન થયું. (ચહાર મકાલા, પૃષ્ઠ ૬૩, ગિબ)

ખય્યામના જ્યોતિષી અધિકારની એટલી ખ્યાતિ હતી કે, લોકો તેના દાખલાઓ આપતા હતા: સુલતાન મોહમ્મદ બિન મલિકશાહ જ્યારે સૈફુદ્દૌલા સદકા અમીરે અરબ (ઈરાક, હિ. સ. ૫૦૧) સામે યુદ્ધે ઊતરવા ચાહતો ત્યારે,[1] દરબારી જ્યોતિષીઓ આ સમયને ધ્યેયપ્રાપ્ત અર્થે પ્રતિકૂળ ધારતા અને ચોઘડિયું નક્કી કરવાની હિંમત કરી શકતા ન હતા, કિંતુ એક બની બેઠેલા અજાણ્યા મઝનવી જ્યોતિષીએ ચોઘડિયું નક્કી કર્યું. સુલતાને નિયુક્ત સમયે ચડાઈ કરી ને વિજયી નીવડ્યો. પરિણામે પેલા જ્યોતિષીને ઈનામ અને સન્માનથી નવાજવામાં આવ્યો, સાથોસાથ દરબારી જ્યોતિષીઓ બાદશાહના ક્રોધનું કારણ બન્યા. બાદશાહે કહ્યું: શું આની જેમ એક સામાન્ય કોયડો પણ ન ઉકેલી શક્યા? સૌએ મળીને સવિનય કહ્યું કે, આ મઝનવીએ જ્યોતિષશાસ્ત્રના તમામ નિયમોની વિરુદ્ધનું ચોઘડિયું ઠરાવ્યું હતું. અને જો તેની સુલતાનને ખાત્રી ન થતી હોય તો:—

"આપ લખો અને ખુરાસાન મોકલી વાકેફ થાઓ કે ખ્વાજા ઈમામ ઉમર ખય્યામનો શો અભિપ્રાય છે."[2]

તિબ્બ (યુનાની વૈદક)માં પણ તેનું સ્થાન બુલંદ હતું.

1. ચહાર મકાલા પૃષ્ઠ ૬૫, મિળ.
2. દુરરુલ-અખબાર, લાહોર પૃષ્ઠ ૬૦

' તે એક મહાન વૈદ્યવિદ્યાનિપુણ હતો. તેની જિંદગીનો મોટો ભાગ તેણે એના અભ્યાસમાં ગાળ્યો હતો."[1]

બૈહકી દ્વારા જાણવા મળે છે કે, મલિકશાહના દરબારનો એ તબીબ પણ હતો. જેમ કે મલિકશાહના પુત્ર સન્જર (જન્મ હિ. સ. ૪૭૧)ને બાલપણમાં શીતળાની બીમારી ફૂટી નીકળી હતી, ત્યારે તે તેનો ઉપચારક હતો. જો કે ખુદ ખય્યામને તેના બચવાની કોઈ આશા ન હતી, કિંતુ તે સાજો થઈ ગયો અને તેના બધા ભાઈઓમાં તેણે લાંબે સુધી શાસન ચલાવ્યું.

ઉમરાવો અને સુલતાનોની સાથેના તેના પ્રાથમિક સબંધનું સાધન આ જ વૈદક-જ્ઞાન હોય તેવું લાગે છે, કારણ કે તે તેના આરંભના સર્જન 'જબ્ર વ-મુકાબેલા' (બીજ-ગણિત)ના દીબાચામાં વિલાપ કરે છે કે, હલકા ભૌતિક સ્વાર્થો સિવાય લોકો વિદ્યાવિજ્ઞાનના કદરદાન નથી[2] આ "ભૌતિક સ્વાર્થ"ના અર્થમાં વૈદકજ્ઞાન સિવાય અન્ય કઈ વસ્તુ લક્ષ્ય હોઈ શકે!

અકલીયાત (ફિલસૂફી) ઉપરાંત નકલીયાત (શાસ્ત્રોક્ત ફિલસૂફી)માં પણ તેનો દરજ્જો બુલંદ હતો. બૈહકી અને શહરઝુરીમાં જણાવવામાં આવ્યું છે કે:

"તે શબ્દવિદ્યા, ફિકહે (ઇસ્લામી વિધિનિષેધ શાસ્ત્ર) અને ઇતિહાસનો તજ્જ્ઞ હતો." વાચન (કુરાને શરીફની વાંચવાની પદ્ધતિ) એક એવી વિદ્યા છે કે જે વિશે અમુકમાં અમુક જ વ્યક્તિઓને રસ હોઈ શકે છે. અને એ અનુમાનાતીત છે કે, એક શુષ્ક ગણિતજ્ઞ (Mathematician) અને ફિલસૂફને આ વિષયમાં[3] ક્યાંથી રસ હોય. કિંતુ તે આ હુન્નરમાં પણ નિષ્ણાત હતો.

૧. બૈહકી ને શહરઝુરી

૨. પ્રસ્તાવના 'જબ્ર-વ-મુકાબેલા' ખય્યામ, પૃષ્ઠ ૨, પેરિસ.

૩. ઇબ્ને અસીર, ગ્રંથ ૧૦મો. હિ. સ. ૫૦૧ના પ્રસંગે.

ખ્વાજા નિઝામુલ્ મુલ્કનો ભત્રીજો અબ્દુર્ રઝ્ઝાક એક સીધો-સાદો ફકીર હતો. જો કે વિઝારત પ્રાપ્તિ પછી કહે છે કે તે વિલાસમાં રહેતો હતો, છતાંએ તેની મજલિસ ધાર્મિક ફિલસૂફો (ઓલમાએ નક્લ) અને કથનિકોથી શોભતી હતી. શહાબુલ્-ઈસ્લામ તેની અટક હતી. હિ. સ. ૫૧૧થી ૫૨૫ સુધી તે સુલતાન સન્જર સલજુકીનો વઝીર રહ્યો અને હિ. સ. ૫૨૫માં અવસાન પામ્યો.[1] તેની મજલિસમાં એક દિવસ અમુક આયાત (કુરાની વાક્ય)ના વાચન-ભેદની ચર્ચા છેડાયેલી હતી. તે અને ઈમામુલ્ કુર્રાઅ અબુલ્હસન ગઝ્ઝાલ[2] બન્ને ચર્ચા કરી રહ્યા હતા, ત્યાં ખય્યામ આવી ચડ્યો. બન્ને બોલી ઊઠ્યા: " જાણકાર આવી ગયો " અને ચર્ચાનો પ્રશ્ન તેની સમક્ષ રજૂ થયો. ખય્યામે કારીઓ (=વાચનશાસ્ત્રી)ના મતભેદો અને તે દરેકનાં કારણો બયાન કરી, 'કિરાઅતે શવાઝ' એટલે કુરાને પાકની આયતોની અપ્રસિદ્ધ વાચનરીતિ અને તેનાં કારણો વર્ણવ્યાં અને પછી, આ અનેકવિધ પાસાઓમાંથી એકને પસંદગી આપી કારી અબુલ્-હસન ગઝ્ઝાલ તેની આ વાચનશાસ્ત્ર સબંધી બારીકી સાંભળી દંગ બની ગયો, અને કહ્યું: " ઈશ્વર વિદ્વાનોમાં

---

૧. અબ્દુર્ રઝ્ઝાકનો ટૂંક વૃત્તાંત, બન્દારીના મુખ્તસરુન્નુસરા પૃષ્ઠ ૨૪૪ મિસર, ઇબ્ને અસીર હિ. સ. ૫૨૫ના પ્રસંગો ગ્રંથ ૧૦માં પૃષ્ઠ ૪૧૯, વળી, સિયાસત નામાની પૂર્તિ, મુસીયુ શીફર, પૃષ્ઠ ૪૭માં હબીબુસ્સૈયરના હવાલાથી આલિખિત છે.

૨. અબુલ્હસન (અલી બિન અહમદ બિન મોહમ્મદ) ગઝ્ઝાલ નિશાપુરીનો ટૂંક અહેવાલ, તેના સમકાલીન અબ્દુલ્-ગાફિરે સયાકમાં લખ્યો છે. જેને યાકૂતે તેના મોઅ્જમુલ્-ઉદબા (ગ્રંથ ૫ માં પૃષ્ઠ ૧૦૪)માં અક્ષરશઃ ઉતારેલ છે. તે સ્વકાલીન વિખ્યાત વૈયાકરણ અને વાચનશાસ્ત્રી હતો. લોકો અને પ્રજ્ઞાનમાં પણ કીર્તિવંત સ્થાન ધરાવતો હતો, ઉમરાઓના દરબારોમાં ઓછું આવતો. વ્યાકરણ અને વાચનવિદ્યા વિશે તેના ફળપ્રદ ગ્રંથો છે. હિ. સ. ૫૧૬માં શાબાન મહિનામાં મૃત્યુ પામ્યો.

"તે એક મહાન વૈદવિદ્યાનિપુણ હતો. તેની જિંદગીનો મોટો ભાગ તેણે એના અભ્યાસમાં આપ્યો હતો."[1]

બૈહકી દ્વારા જાણવા મળે છે કે, મલિકશાહના દરબારનો એ તબીબ પણ હતો. જેમ કે મલિકશાહના પુત્ર સન્જર (જન્મ હિ. સ. ૪૭૧)ને બાલપણમાં શીતળાની બીમારી ફૂટી નીકળી હતી, ત્યારે તે તેનો ઉપચારક હતો. જો કે ખુદ ખય્યામને તેના બચવાની કોઈ આશા ન હતી, કિંતુ તે સાજો થઈ ગયો[2] અને તેના બધા ભાઈઓમાં તેણે લાંબે સુધી શાસન ચલાવ્યું.

ઉમરાવો અને સુલતાનોની સાથેના તેના પ્રાથમિક સબંધનું સાધન આ જ વૈદક-જ્ઞાન હોય તેવું લાગે છે, કારણ કે તે તેના આરંભના સર્જન 'જષ્ણ વ-મુકાબેલા' (બીજ-ગણિત)ના દીબાચામાં વિલાપ કરે છે કે, હલકા ભૌતિક સ્વાર્થો સિવાય લોકો વિદ્યાવિજ્ઞાનના કદરદાન નથી " આ "ભૌતિક સ્વાર્થ"ના અર્થમાં વૈદકજ્ઞાન સિવાય અન્ય કઈ વસ્તુ લક્ષ્ય હોઈ શકે!

અકલીયાત (ફિલસૂફી) ઉપરાંત નકલીયાત (શાસ્ત્રોક્ત ફિલસૂફી)માં પણ તેનો દરજ્જો બુલંદ હતો. બૈહકી અને શહરઝુરીમાં જણાવવામાં આવ્યું છે કે:

"તે શબ્દવિદ્યા, ફિકહે (ઇસ્લામી વિધિનિષેધ શાસ્ત્ર) અને ઇતિહાસનો તજ્જ્ઞ હતો." વાચન (કુરાને શરીફની વાંચવાની પદ્ધતિ) એક એવી વિદ્યા છે કે જે વિશે અમુકમાં અમુક જ વ્યક્તિઓને રસ હોઈ શકે છે. અને એ અનુમાનાતીત છે કે, એક શુષ્ક ગણિતજ્ઞ (Mathematician) અને ફિલસૂફને આ વિષયમાં કયાંથી રસ હોય કિંતુ તે આ ઢુનરમાં પણ નિષ્ણાત હતો

૧. બૈહકી ને શહરઝુરી

૨. પ્રસ્તાવના 'જબ્રન્વ-મુકાબેલા' ખય્યામ, પૃષ્ઠ ૨, પેરિસ.

૩. ઈબ્ને અસીર, ગ્રંથ ૧૦મો, હિ. સ. ૫૦૧ના પ્રસંગો.

ખ્વાજા નિઝામુલ્ મુલ્કનો ભત્રીજો અબ્દુર્ રઝ્ઝાક એક સીધો-સાદો ફકીર હતો. જો કે વિઝારત પ્રાપ્તિ પછી કહે છે કે તે વિલાસમાં રહેતો હતો, છતાંયે તેની મજલિસ ધાર્મિક ફિલસૂફો (ઓલમાએ નક્લ) અને કથનિકોથી શોભતી હતી. શહાબુલ્-ઈસ્લામ તેની અટક હતી. હિ. સ. ૫૧૧થી ૫૧૫ સુધી તે સુલતાન સન્જર સલજુકીનો વઝીર રહ્યો અને હિ. સ. ૫૧૫માં અવસાન પામ્યો.[1] તેની મજલિસમાં એક દિવસ અમુક આયાત (કુરાની વાક્ય)ના વાચન-ભેદની ચર્ચા છેડાયેલી હતી. તે અને ઈમામુલ્ કુર્રાઅ અબુલ્હસન ગઝ્ઝાલ[2] બન્ને ચર્ચા કરી રહ્યા હતા, ત્યાં ખય્યામ આવી ચડ્યો. બન્ને બોલી ઊઠ્યા : "જાણકાર આવી ગયો" અને ચર્ચાનો પ્રશ્ન તેની સમક્ષ રજૂ થયો. ખય્યામે કારીઓ (=વાચનશાસ્ત્રી)ના મતભેદો અને તે દરેકનાં કારણો બયાન કરી, 'કિરાઅતે શવાઝ' એટલે કુરાને પાકની આયતોની અપ્રસિદ્ધ વાચનરીતિ અને તેનાં કારણો વર્ણવ્યાં અને પછી, આ અનેકવિધ પાસોઆમાંથી એકને પસંદગી આપી કારી અબુલ્-હસન ગઝ્ઝાલ તેની આ વાચનશાસ્ત્ર સબંધી બારીકી સાંભળી દંગ બની ગયો, અને કહ્યું: "ઈશ્વર વિદ્વાનોમાં

---

૧. અબ્દુર્-રઝ્ઝાકનો ટૂંક વૃત્તાન્ત, બન્દારીના ઝુબ્દતુન્નુસરા પૃષ્ઠ ૨૪૪ મિસર, ઇબ્ને અસીર હિ. સ. ૫૧૫ના પ્રસંગો ગ્રંથ ૧૦માં પૃષ્ઠ ૪૧૯, વળી, સિયાસત નામાની પૂર્તિ, મુસીયુ શીફર, પૃષ્ઠ ૪૭માં હબીબુસ્સેયરના હવાલાથી આલિખિત છે.

૨. અબુલ્હસન (અલી બિન અહમદ બિન મોહમ્મદ) ગઝ્ઝાલ નિશાપુરીનો ટૂંક અહેવાલ, તેના સમકાલીન અબ્દુલ્-આફિરે સય્યાકમાં લખ્યો છે. જેને યાકૂતે તેના મોઅ'જમુલ્-ઉદબા (ગ્રંથ ૫ માં પૃષ્ઠ ૧૦૪)માં અક્ષરશ: ઉતારેલ છે. તે સ્વકાલીન વિખ્યાત વૈયાકરણ અને વાચનશાસ્ત્રી હતો. ભક્તિ અને બ્રહ્મજ્ઞાનમાં પણ કીર્તિવંતુ સ્થાન ધરાવતો હતો, ઉમરાઓના દરબારોમાં ઓછું આવતો. વ્યાકરણ અને વાચનવિદ્યા વિશે તેના ફળપ્રદ ગ્રંથો છે. હિ. સ. ૫૧૬માં શાબાન મહિનામાં મૃત્યુ પામ્યો.

તમારા જેવા અન્ય પેદા કરે." મને કારીઓ વિશે પણ એ ખ્યાલ ન હતો કે તેઓમાં કોઈ આટલી બારીકી ધરાવતું હશે, ત્યાં લોકમાઓ વિશે તો એ આશા જ ક્યાંથી ?[1]

તફસીર (કુરાને શરીફનું વિવરણ) એ તેના વિષયમાં ન હતી, કિંતુ શહરઝુરીએ કાઝી અબ્દુર-રશીદ બિન નસરના હવાલાથી લખ્યું છે કે મર્વના હમ્મામ ( Turkish Bath House)માં અકસ્માત એક વખત તેમને ખય્યામની સાથે મુલાકાત થઈ, તો, તેમણે તેને 'મઊઝતેન' (સુરએ નાસ અને સુરએ ફલક, કુરાને પાકના બે પ્રકરણ)નો ઉદ્દેશ પૂછયો, અને સુરએ નાસમાં અમુક શબ્દોની પુનરુક્તિના કારણની પૂછપરછ કરી; તો ત્યાં જ તેણે તેના જ્ઞાનની સરિતા વહેતી મૂકી. કાઝી સાહેબનું કથન છે કે તેણે એટલું વિસ્તારથી પ્રસ્તુત સુરતોનું વિવરણ કર્યું કે તેનું આ વક્તવ્ય જો કલમબંધ કરી લેવામાં આવ્યુ હોત તો, એક ગ્રંથ રચાત. પછી કહે છે કે:

"જ્યારે કે, આ વિદ્યા-અશ્વ પર ખય્યામ સવાર નથી થયો ત્યારે એ જ્ઞાન વિશે વિચાર કરો કે જેના પરિશીલન અને સિદ્ધિમાં તેણે તેની જાતને શ્રમપૂર્વક ચલવી નાખી હોય."[2] (શહરઝુરી, પૃષ્ઠ ૨૬)

યુનાની (ગ્રીક) ભાષાનું જ્ઞાન હોવું પાયા વિનાનું છે

ઉર્દૂના એક લાયક લેખકે[3] 'અખબારુલ-ઉલમા બે અખબારિલ-હુકમા,' કિફ્તીના હવાલાથી લખ્યું છે કે: ખય્યામ ગ્રીક ભાષા જાણતો હતો. આ ખુલ્લી ગેરસમજ છે. કિફ્તીની ઈબારત આ પ્રમાણે છે: "તે યુનાની ઈલ્મ શીખવતો હતો" યા તો બીજી

---

૧. બૈહકી ને શહરઝુરી.

૨. આશ્ચર્ય કે, ઝોકુવસ્કીના અવતરણોમાં આ પ્રસંગને પણ છાડી દેવામાં આવ્યો છે. કદાચ તેની પ્રત અપૂર્ણ હશે !

૩. નિઝામુલ મુલ્ક તુસી, પૃષ્ઠ ૪૯૮, નામી પ્રેસ, કાનપુર.

રીતે વાંચવામાં આવે તો "તે યુનાની ઇલ્મ જાણે છે." ગમે તે હો પણ, યુનાની ઇલ્મથી મતલબ "યુનાની ફિલસૂફી" છે, નહિ કે "યુનાની ભાષા."

### હિન્દી ગણિતનું જ્ઞાન

જો કે કોઈ ચરિત્રનિરૂપકે નથી લખ્યું, કિંતુ તેના જબ્ર-વ-મુકાબેલા (બીજ ગણિત)ના એક ફકરાથી સ્પષ્ટ જણાય છે કે, તે હિન્દી ગણિતનું પણ જ્ઞાન ધરાવતો હતો. તે કહે છે કે: "હિન્દીઓને કેટલીક એવી રીતો સામાન્ય-સંશોધનાતે હસ્તગત થઈ ગઈ છે, કે જેના વડે તેઓ વર્ગમૂળ અને ઘનમૂળની બાજૂ (Side) સરળતાથી કાઢી લે છે." પછી કહે છે કે: મેં આ પદ્ધતિઓની સ્વસ્થતા પર એક ગ્રંથ લખ્યો છે.[1]

### સાહિત્ય અને લેખન

છેલ્લી વસ્તુ તેનું સાહિત્ય અને શાએરી છે. તેના બધા ગ્રંથો અરબીમાં છે. અત્યાર સુધી અર્વાચીનોની જેમ ફિલસૂફી સર્જકોએ રહસ્યનવેશી (Riddle)ને તેમની સિદ્ધિનું સાધન નહોતું માન્યું. તેના ગદ્યમાં એક હદ સુધી જુસ્સો છે. 'રિસાલએ જબ્ર-વ-મુકાબિલા' (બીજગણિત)ના દીબાચામાં પણ તેની એ જુસ્સાદાર લેખનશક્તિનું દર્શન થાય છે.

તેના અરબી સાહિત્યના રસનું સ્પષ્ટીકરણ આ પ્રસંગ પરથી થાય છે, કે: અબુલ્-હસન બૈહકી તેના પિતાની જોડે હિ સ. ૫૦૭ (યા હિ. સ. ૫૦૫)માં ઉમર ખય્યામને મળ્યો હતો, ત્યારે, તેણે પરીક્ષારૂપી ગણિતશાસ્ત્ર (Mathematics)ના કેટલાક પ્રશ્નો પૂછ્યા પછી "હિમાસા"ના એક કાવ્યના ભાવાર્થ વિશે પૂછ્યું હતું. બરાબર ઉત્તર સાંભળીને તેણે કહ્યું:[2]

"ચિનશૈનતુન આ'રેફોહા મીન અખ્ઝમેઃ"

---

૧. જબ્ર-વ-મુકાબેલા, ખય્યામ પેરિસ પ્રકાશન, પૃષ્ઠ ૯.

૨. બૈહકી ને શહરઝુરી અને ફિરદૌસુત્તવારીખ.

આ એક અરબી કહેવત છે, જેનો ભાવાર્થ: પિતાની જ વિદ્વત્તા અને પારંગતતા જાણી પુત્રની લાયકાત પ્રકટ થાય છે. "પુત્ર પિતાનો ભેદ હોય છે."

## શાએરી

અરબી અને ફારસી બન્ને ભાષામાં તે શાએરી કરતો હતો. તેના ફારસીનું તો પૂછવું જ શું! કિંતુ તેના અરબી કવનની ભાષા તેના દરજ્જાની કક્ષાથી ઊતરતી છે. જાણે કોઈ ઈરાનીને અરબી વસ્ત્રો પહેરાવી આરબ બનાવવાની કોશિશ કરવામાં આવી હોય.

ઈમાદ અસ્ફહાનીએ તેના 'ખરીદતુલ્ કસ્ર'માં સાહિત્યકાર અને શાએર જ હોવાના અધિકાર પર તેને સ્થાન આપ્યું છે. આ ગ્રંથમાં ઈમાદે હિ. સ. ૫૦૦થી હિ. સ. ૫૯૫ સુધીમાં સ્વર્ગે સિધાવેલા સાહિત્યકાર અને કાવ્યકારનાં વર્ણનો કર્યાં છે. આમાં એક ખય્યામ પણ છે. પરિણામે ઇમાદે જેમ કે કિફ્તીમાં છે, તેના વિશે લખ્યું છે: "વતહુ શઅરુન તાઈર" એટલે તેની શેરોને પાંખો હતી.

## સ્મરણશક્તિ

તેની સ્મરણશક્તિ એટલી સબળ હતી કે, તેણે અસ્ફહાનમાં એક વખત એક ગ્રંથનું સાત વખત ધ્યાનપૂર્વક વાચન કરી નાખ્યું અને તે યાદ કરી લીધો, પછી નિશાપુર આવી લખાવી નાખ્યો. જ્યારે મૂળની સાથે તેની સરખામણી કરવામાં આવી તો જણાયું કે તેમાં કઈ ખાસ ફેરફાર ન હતો.[1]

---

[1] ચહરમકાલી(?), પૃષ્ઠ ૨૬ અને બૈહકી.

## અબુતાહિરની દેખરેખમાં ખય્યામ

ખય્યામે નૈપુણ્યપ્રાપ્તિ પછી 'પઠનપાઠન'ને બદલે ઘણું કરીને લેખન-સર્જનનું કાર્ય પસંદ કર્યું. તેનું ભેજું મોટે ભાગે ગણિતશાસ્ત્રને માટે અનુકૂળ હતું, અને તેમાં પણ બીજગણિત, અને ભૂમિતિ (યુક્લિડ) તરફનું તેનું ઢળણ ખાસ હતું, પરિણામે તેણે આમાંના દરેક વિષય પર એક એક સંક્ષિપ્ત પુસ્તિકા લખી કે જેમાં પ્રસ્તુત વિદ્યાની મુશ્કેલીઓ ઉકેલી અને કોયડા (Problems) નાં નવાં નવાં રૂપો ઉત્પન્ન કર્યાં અને તેને સાબિત પણ કર્યાં છે.

તેનો ગ્રંથ 'જબ્ર વ મુકાબેલા' (બીજગણિત) મારા સંશોધન મુજબ તેનાં આરંભિક સર્જનોમાં છે. આમાં ખય્યામે એની પૂર્વેના તેના એક ગ્રંથ "અલ-બુરહાનો અલા-ઇસ્તિખરાજે અજ્ઞાઇલ-મુરબ્બઆતે 'વલ-મુકબ' અબાત" (વર્ગમૂળ ને ઘનમૂળની બાજૂ (Sides) કાઢવામાં દલીલ)નો હવાલો આપ્યો છે. (પૃષ્ઠ ૯, પેરિસ) આથી જણાય છે કે 'જબ્ર વ મુકાબેલા (બીજગણિત)ની પણ પૂર્વે તેણે પ્રસ્તુત ગ્રંથ લખ્યો હતો અને જેના વિશે એવો દાવો કરે છે કે, આમાં એવા નિયમો શોધી કાઢવામાં આવ્યા છે જે આજ પૂર્વે શોધાયા ન હતા. એવું લાગે છે કે તેના આ ગ્રંથની કંઈ કદર થઈ નહિ, કેમ કે તે તેના બીજા સર્જન 'જબ્ર-વ-મુકાબેલા'ના દીબાચામાં, ઝમાનાની નાકદરદાની અને ઉપેક્ષાવૃત્તિની ફરિયાદ કરે છે અને લખે છે કે નજૂમ (જ્યોતિષ) અને તિબ્બ (વૈદક) સિવાય બૌદ્ધિક વિદ્યાવિજ્ઞાનની આ યુગમાં કાંઈ કદર નથી.

ખય્યામ પ્રસ્તુત ગ્રંથની પ્રસ્તાવનામાં લખે છે:

"અને હું આ વિદ્યાના સંશોધન અને એમાં સિલસિલાબદ્ધ મનન, અને ચિંતનનો સમય એક મુદ્દત સુધી એટલા માટે ન મેળવી શક્યો કે મને એ કાર્યથી કાળચક્રે રોકી રાખ્યો હતો અને

વિદ્વાન-વર્ગના મટી જવાની આફતમાં અમે ઘેરાયેલા હતા. અમુક થોડાક વિદ્વાનો, જે બાકી છે તેઓ અનેક તકલીફોમાં ગિરફતાર છે. આમ ઝમાનાની ગફલતોના કારણે તેઓ સંશોધનાર્થે સમય મેળવી શક્યા નહિ અને, આજકાલ ફિલસૂફના જે ઢોંગીઓ મોજૂદ છે તેઓ સત્યને અસત્યમાં ભેળવી દે છે અને પ્રપંચ તથા જ્ઞાનના ઢોંગથી આગળ વધ્યા નથી, અને જે કાંઈ તેઓ ખરે જ જાણે છે તેનીયે મઝા નથી, સિવાય કે, અમુક ભૌતિક તુચ્છ હેતુઓની." (પૃષ્ઠ ૨ ને ૩)

આ ઉપરથી એમ માલૂમ પડે છે, કે આ ગ્રંથ એવા વખતમાં લખાયેલો હતો કે જ્યારે તેને કોઈ આશ્રયદાતા કે ઉત્તેજન આપનાર મળ્યો ન હતો. અને સલજુકીઓએ ઉલૂમે અફલીયાહ (ફિલસૂફી)ના વિદ્વાનોને આશ્રય આપવાની શરૂઆત કરી ન હતી.

શું આ શબ્દો એની કલમમાંથી સરવા શક્ય હતા, જ્યારે કે વસાયા અને સરગુઝિશ્તની વાત મુજબ ભૂમિતિશાસ્ત્રના અભ્યાસ અને તાલીમ પૂર્વે જ મારમો અથ રી (સોનાસહોર)નું વર્ષાસન નિઝામુલમુલ્ક તરફથી નિશાપુરમાં મેળવતો હોય?

ભૌતિક ગરજને લગતા વિધાનોનો નિર્દેશ કરતા તેણે કહ્યું છે કે તેની કાઈક કદર છે તે વૈદકશાસ્ત્ર અને જ્યોતિષશાસ્ત્રની છે શાસકો મોંઘીમાં તંદુરસ્તી અર્થે તબીબ અને સુલતાન કે મુસાફરીમાં આવજાની શુભ ઘડીઓ ઠરાવવા જ્યોતિષશાસ્ત્રીઓને તેમના દરબારોમાં ગખતા હતા

આ પછી ખય્યામ કોઈ 'કાઝીઉલ્ કુઝાત' (વડા ન્યાયાધીશ) અબુતાહિરનો ઉલ્લેખ કરે છે :

"અને જ્યારે ઈશ્વરે, મારા પર કૃપાવંત થઈ અને મારા વડીલ અને અજોડ કાઝીઉલ્ કુઝાત ઈમામ અબુતાહિર (ઈશ્વર એમની બુલંદીને કાયમ રાખે અને એમના વિદ્વેષીને શત્રુઓના મસ્તક નમાવે)ના સતત સહવાસનો અવકાશ પૂરો પાડ્યો, અને એ પણ એવા

વખતે, જ્યારે કે, એમની કક્ષાના કોઈ, જે ઈલમી ને અમલી વિપુલ-તામાં સિદ્ધ શાસ્ત્રોમાં પ્રવીણ, આચારમાં શ્રેષ્ઠ અને જનતાના કલ્યાણ માટે કટીબદ્ધ હોય એવાની શોધમાં મને નિરાશા સાંપડી ચૂકી હતી ત્યારે તેઓના મિલનથી મારુ હૃદયપુષ્પ ઊઘડી ગયુ અને એમના સંગથી મારી ખ્યાતિ બુલંદ થઈ ગઈ અને તેઓના પ્રકાશમાં— ઝળકતાં મારુ સ્થાન વધી ગયુ તેમનાં ઉપકારો અને ઈનામોથી મારી પીઠ સંગીન થઈ ગઈ; તો, ફરી મને ફિલસૂફી અને શાસ્ત્ર-વિદ્યાના સંશોધનમાં પરોવાયા વિના છૂટકો ન હતો કે જે કાર્ય કરતાં સમયની આંધીએ મને રોકયો હતો અને કે જેથી તે દ્વારા તેમની બુલંદ મજલિસમાં મને નજીકનો સબંધ સાંપડે" (પૃષ્ઠ ૩)

શું આ ઈમારત અલપઅરસલાન, મલિકશાહ અને નિઝામુલ્-મુલ્કના વર્ષાસન ખાનારની કલમમાથી ટપકી શકે છે? અને અબુ-તાહિર નામે કોઈ અપ્રસિદ્ધ વ્યક્તિનુ નામ એ શાસકો અને મશહૂર સલજુકી વઝીરોના સ્થાને, સ્થાન મેળવી શકતું હતું? આમ એ વસ્તુ સ્પષ્ટ છે કે તેનો આ ગ્રંથ સલજુકી દરબારના પ્રવેશ પૂર્વેનું સર્જન છે અને તે આ સમયે અબુતાહિર નામે કોઈ કાઝીઉલ્-કુઝાત (વડા ન્યાયાધીશ)ની દેખરેખ નીચે હતો.

### અબુતાહિર કોણ છે?

આ ભાગ્યશાળી કાઝીઉલ્-કુઝાત અબુતાહિરની તલાશ અને સંશોધનમાં અમોએ ઈતિહાસ ને વ્યક્તિઓના તમામ હસ્તગત ગ્રંથો ઢણી નાખ્યા, કિંતુ પ્રસ્તુત યુગમાં એવો અબુતાહિર, કે જે હિ. સ. ૪૪૦ (ખય્યામ-જન્મકાલ) અને હિ. સ. ૪૬૭ (સલજુકી વેધશાળામાં તેના આગમન)ની વચ્ચે જાહેરમાં હોય અને વિદ્યા અને વિદ્વત્તાની સાથે ભેટ અને સન્માન તથા ઉદારતાનો પણ ગુણ ધરાવતો હોય, એવો નથી મળ્યો. વફયાતે ઇબ્ને ખલ્લેકાન, ફવાતુલ-વફયાતે ઇબ્ને શાકિર કતબી, અન્સાબે સમઆની, મોઅજમુલ-ઉદબાએ યાકૂત, તબકાતુશ્શા-ફેઈયાહ સુબ્કી, તબકાતુલ્હનફીયા ઇબ્ને કતુબગા, તારીખે ગુઝ્દહ-

ન્તુસરાહ, રાહતુસ્સુદૂર, તારીખે ઇબ્ને આસીર, આ બધું જ તપાસી નાખ્યું અને વાંચી જોયું, પણ ધ્યેયની વસ્તુ હસ્તગત થવા ન પામી; કિંતુ અકસ્માત્ 'ઇબ્ને અસીર'ના એક ખૂણામાં એક મશહૂર સમરકન્દી અબુતાહિરનો પત્તો લાગે છે. સુબકીમાં પણ આ નામ મળે છે. અને એ દોલતશાહ કીર્તિરૂદ્દ તથા વિદ્યાધર પણ જણાવે છે, અને તેમને ઇલકખાની શમસુલ્ મુલ્ક ખાકાને સમરકંદ તથા બુખારાના શાહના દરબાર જોડે સબંધ હોવાનું જણાય છે. અને પાછળથી સલજુકી શાસકો જોડે પણ તેમનો સંબંધ બંધાય છે.

આ પછી પ્રતીત્યાભાસ થાય છે કે ખય્યામની એ સદ્ભાગી પ્રવરત વિભૂતિ તે આ જ અબુતાહિર હશે. ખય્યામના મશ્હૂર કથનથી માલૂમ પડે છે કે તે અત્યાર સુધી સુલતાનોના દરબાર સુધી પહોંચ્યો ન હતો અને આ જ કાઝી અબુતાહિર દ્વારા તેનું નામ ઝળક્યું, અને તેની પ્રતિભાનું પરોઢ થયું. આ ખ્યાલ મારા એ દષ્ટિબિંદુને બિલકુલ અનુરૂપ થઈ જાય છે કે હિ. સ. ૪૬૭ એટલે મલિકશાહી વેધશાળામાં તેના પ્રવેશ પૂર્વે તે તુર્કસ્તાનમાં હતો અને ત્યાં રહીને જ તેની કીર્તિનો સૂરજ ઊગ્યો. આ જ કારણે ઘણાએ એવો ભ્રમ સેવ્યો છે કે તે તુર્કસ્તાની શહેરોનો વતની છે, અને બલ્ખ વગેરેનો નિવાસી જણાવે છે. ગમે તેમ પણ તુર્કસ્તાનમાં પ્રથમ તેને અબુતાહિર જોડે ઓળખાણ થઈ અને કદાચ અબુતાહિર દ્વારા જ બુખારાના શાહ શમસુલ્ મુલ્કની કને પહોંચ્યો અને આ જ એ સમય છે કે જ્યારે શમસુલ્ મુલ્ક તેની કદરદાનીથી ખય્યામને તેના તખ્ત પર બેસાડતો હતો : જેમ કે, આગળ આવશે.

આ યુગમાં અબુતાહિર ખાતૂની (મલેકશાહ સલજુકીની બેગમ તુર્કાનેખાતૂનનો કારભારી) અને અબુતાહિર કુમ્મી (૨૨. હિ. સ ૫૧૬) સુલતાન સન્જરનો વઝીર, એમ બે નામો મળે છે. કિંતુ આમાંનું કોઈ કાઝીઉલ્ કુઝ્ઝાત (વડા ન્યાયાધીશ) નો અધિકાર કે ઓધ્ધો ધરાવતું ન હતું. વળી વધુમાં પહેલા નામ વિશે એ કે,

જ્યારે ખય્યામ પોતે જ મલિકશાહના દરબારના સબંધમાં હતો, તો પછી, તુર્કાને ખાતૂનના એક કારભારીને આમ શાને સન્માનતો ? અને પછીનું નામ ઘણું મોડુ પડે છે. ઉપરાંત એ સુલતાન સન્જરનો વઝીર હતો અને જાહેર છે કે સન્જર વિશે ખય્યામને રસ ન હતો. વળી, આ અબુતાહિર કુમ્મી અમુક માસથી વધુ વિઝારત પર રહ્યો પણ નથી. અને મુદ્દાની વાત તો એ કે આ ખય્યામની વૃદ્ધાવસ્થા અને ઓસરતી તેજસ્વિતા તથા અચેતતાના આખરી દિવસો હતા જે રિસાલએ જબ્ર (એલજિબ્રા) ના થનગનાટની તદ્દન ખિલાફ છેઃ જેમાં ડગલે ને પગલે તેનું યૌવન, તેજ, સંશોધન ઝંખના અને નવયૌવનની ઉમંગો ઊભરાતી જણાય છે[1] વળી, આ બન્ને અબુતાહિર એવા લાયક, ઉત્તમ કે કદરદાન પણ ન હતા કે આવો ગહન ગ્રંથ, તેમને આવી બુલંદ વિદ્વત્તાની તારીફ સાથે અર્પણ કરવામાં આવે. આથી ન છૂટકે એ સ્વીકારવું પડશે કે ખય્યામનો આ ગ્રંથ તેના સલજુકી સુલતાનો અને વઝીરોના સંબંધમાં આવ્યા તે પૂર્વેનું સર્જન છે

## અબુતાહિર સારી સમરકન્દી

એવી અટકળ છે કે, કાઝીઉલ્ કુઝાત અબુતાહિર એ ખય્યામની

---

૧. જર્મન પ્રાચ્યવિદ્યાવિશારદ રોઝને તેના રુબાઇયાતે ખય્યામ (બર્લિન પ્રકાશન પૃ. ૬૬) ની પ્રસ્તાવનામાં એક અનુમાન કર્યું છે કે ખય્યામે આ ગ્રંથ મલિકશાહના મૃત્યુ અને 'ઝીચ'ના નાશ (?) પછી લખ્યો છે,– "જાણે કે, તેના જબ્ર-વ-મુકાબેલાનુ સર્જન તેણે આ જ પરેશાની હાલતમા કર્યું છે." કિંતુ આ અનુમાને અનેકવિધ ગૂંચવણો ઊભી કરી છેઃ જેમાંની સૌથી મુખ્ય વસ્તુ એ છે, કે આ સમયે એ કાઝી અબુતાહિર કોણ હોઈ શકે કે જેના નામ પર આવો અગત્યનો ગ્રંથ સુલતાન સલજુકી અને સમકાલીન વઝીરોની હાજરી અને તેમની સાથેના સબંધ હોવા છતાં અર્પણ કરવામાં આવે. આમ આ ગ્રંથ તેના એ ચીમળાયેલા પૌરુષ કાળમા નહિ કે જે તેનો અંતિમ કાળ છે, બલ્કે એ ચીમળાયેલા પૌરુષ કાળમાં કે જ્યારે તે આધાર-વિહોણો છે.

ધ્યેયસ્થ વ્યક્તિ ઈમામ અબુતાહિર સારી સમરકન્દી શાફેઈ છે તેઓ અસલ માઝન્દરાનના એક સ્થળ સારિયા (જુઓ, અન્સામે સમઆલી)ના રહીશ હતા, કિંતુ જન્મ અરફહાનમાં થયો અને પાલનપોષણ અને શિક્ષણસંસ્કાર સમરકંદમાં મેળવ્યા, અને ત્યાંના શાફેઈ આગેવાન થઈ ગયા હતા. ફિકહ (ઇસ્લામ વિધિનિષેધ શાસ્ત્ર) અને હદીસ ના વિદ્વાન હતા (સુબકી) અને શ્રીમંત પણ હતા, (ઇબ્ને અસીર) અબ્દુર્-રેહમાન બિન અહમદ નામ હતું. જન્મ હિ સ ૪૩૦ પછી અને મૃત્યુ હિ. સ. ૪૮૪ છે. સુબકીમાં છેઃ—

"અબ્દુર્-રેહમાન બિન અહમદ બિન અલક અબુતાહિર સારી, ઈમામોના એક અરફહાનમાં હિ. સ ૪૩૦ પછી જન્મ્યા, સમરકન્દ લઈ જવામાં આવ્યા અને અહીં જ તાલીમ લીધી. હિ. સ. ૪૮૪માં બગદાદ મુકામે મૃત્યુ પામ્યા." (તબકાતુશ શાફેઈબાહ, ગ્રંથ ૩ જો, પૃષ્ઠ ૨૨૧)

વિદ્વાન હોવા ઉપરાંત તેઓ સમરકન્દના મોટા ધનપતિઓમાં હતા. શમ્સુલ્ મુલ્કના તખ્ત પર હવે અહમદખાન[1] હતો અને જનતા તેની ચાલચલગત અને વર્તનથી નાખુશ હતી. પરિણામે હિ. સ. ૪૮૨માં આ જ અબુતાહિર સમરકન્દી સમરકન્દથી વેપાર અને હજના બહાને ત્યાંથી નીકળ્યા અને મલિકશાહની પાસે આવી દેશજનો વતી ફરિયાદ કરી અને સમરકન્દનો કબજો કરી લેવા પ્રેર્યા ઇબ્ને અસીરમાં જણાવવામાં આવ્યું છે કે:

"ફકીહ અબુતાહિર બિન અલક શાફેઈ ફરીયાદ લઈને આવ્યા. તેઓની પાસે પુષ્કળ ધન હોવાથી અહમદખાનનો તેમને ડર હતો. તે સુલતાનને મળ્યા અને તેને (તુર્કસ્તાન) જીતવાની લાલચ આપી."

આ ઉપરથી અંદાજ આવી શકે છે કે: તુર્કસ્તાનમાં પ્રસ્તુત કાઝીનું સન્માન કેટલું હતું.

સલજુકી શાહો, સુલતાનો,[1] ઉમરાવો અને વઝીરોમાં તેનું

1. આ સુલતાનોનુ વર્ણન આગળ આવે છે

સ્થાન એટલું ઉચ્ચ હતું કે જ્યારે હિ. સ. ૪૮૪માં તેઓ નશ્વર જગત છોડી ગયા ત્યારે, તમામ ઉમરાવો અને વઝીરો પગપાળે જનાઝાહની સાથે હતા અને નિઝામુલ્‌મુલ્ક જો કે તેની વૃદ્ધાવસ્થાને લીધે સવાર હતા, કિંતુ દિલગીરીની ઘેરી છાયામાં ડુબેલા હતા. ઇબ્ને અસીરમાં છે કે :

"અને આ વર્ષે (હિ. સ. ૪૮૪) ના શવ્વાલ માસમાં અબુતાહિર અબ્દુર્‌-રેહમાન બિન મોહમ્મદ બિન અલક ફકીહ શાફેઈ ગુજરી ગયા. તેઓ શાફેઈ વિદ્વાનોના સરદારોમાં હતા. આ એઓ જ છે જેમનો ઉલ્લેખ સમરકન્દની ફતેહના સિલસિલામાં આવ્યો છે. સલ્તનતના તમામ સભ્યો તેના જનાઝાહમાં પગપાળે ચાલ્યા, સિવાય કે નિઝામુલ્-મુલ્ક જે વૃદ્ધાવસ્થાને લીધે સવાર હતા તે તેમના મૃત્યુ પર બહુ જ રડ્યા" (ગ્રંથ ૧૦, પૃષ્ઠ ૧૩૫)

આ દરજ્જા સન્માન ઇલમ ને દોલત ધરાવનારી વ્યક્તિ નિઃશંક ખય્યામની પ્રશસ્તિનું પાત્ર થઈ શકતી હતી અને તેમની દેખરેખ નીચે તથા તેમના સહવાસમાં રહેવું અને તેના ગ્રંથનું તેમના નામે અર્પણ શક્ય હતું. અબુતાહિરનો જન્મ હિ. સ. ૪૩૦ પછી થયો હતો. આમ તેઓ ખય્યામના સમવયસ્ક પણ હતા. ખય્યામ જેવા વિવેચકે તેમનાં જ્ઞાન વિદ્વત્તા ને ચારિત્ર્યની જે તારીફ કરી છે તે ઉપરથી તેમની શ્રેષ્ઠતાનું ભાન થાય છે. તેઓ ઘણું કરીને તુર્કસ્તાનમાં ઇલકખાની સલ્તનતના વડા ન્યાયશાસ્ત્રી હતા યા તો ખય્યામે સન્માનાર્થે 'કાઝીઉલ્-કુઝાત' (વડા ન્યાયશાસ્ત્રી) કહી દીધું છે.

જો મારી આ ખોજ સ્વસ્થ છે તો એ સ્વીકારવું પડશે કે, પ્રથમ સર્જન આદર ન પામતાં તેણે તેના દ્વિતીય સર્જન માટે અબુતાહિર સમરકન્દીનો પાલવ પકડ્યો. તેમણે તેની પૂરેપૂરી કદર કરી અને તેમણે જ તેને શમસુલ્-મુલ્ક ખાકાને તુર્કસ્તાનનો દરબાર દેખાડ્યો અને આમ કરી તેનો ભાવી પ્રગતિનો માર્ગ ખુલ્લો કરી

આપ્યો. આ રીતે ખય્યામ અબુતાહિરના ઋણથી લદાયેલો છે અને હવે એ બધું જે કંઈ નિઝામુલ્ મુલ્કની ઉદારતા પ્રતિ નિર્દેશાયુ છે તે કાઝી અબુતાહિરનો શણગાર બની જશે

## તુર્કસ્તાનના ઇલકખાની દરબારમાં ખય્યામ

ખય્યામનો જ્ઞાન-તત્ત્વથી નિવૃત્તિનો કાલ મારા અનુમાન પ્રમાણે હિ સ ૪૬૦ના લગભગનો હતો. આ વખતે જો કે, સલ્જુકી સલ્તનતનો સૂરજ મધ્યાહ્ને હતો, કિંતુ ધર્મશાસ્ત્રો સિવાય ઉલૂમે આકલી (ફિલસૂફી)ની ભક્તિ હજુ એમના દરબારમાં ન હતી આથી ખય્યામ જેવા ફિલસૂફ માટે ગઝની અને બુખારાની જ સલ્તનતનો કદરદાન થઈ શકતી હતી, જ્યા એનાથી ચાળીસ પચાસ વર્ષ પૂર્વે ક્યારેક અબુઅલી સીના, ઇબ્ને મસ્કવૈહ અને અબુરેહાન બીરૂની વગેરેએ પોતાની વિદ્વત્તા અને પારગતતા દેખાડી હતી.

આગળ એ વસ્તુનો નિર્દેશ થઈ ચૂક્યો છે કે ખય્યામ તેના રત્નના ખરીદનારની તલાશમાં ઘણું કરીને તુર્કસ્તાન આવ્યો અને અહી તેને કાઝી અબુતાહિર સમરકન્દીની ઓળખાણ થઈ, જેઓએ તેની કદર બૂઝી અને ખય્યામે તેમના નામ પર અમુક ગ્રંથો લખ્યા કાઝી અબુતાહિરના તુર્કસ્તાનની હકૂમતમાં જે પ્રભાવ અને પ્રતિષ્ઠા હતાં તેના પરિણામે કદાચ ખય્યામને બુખારાના શાહ શમસુલ-મુલ્કના દરબારમા દાખલ થવામાં મુશ્કેલી નડી નહિ હોય

પરિણામે બુખારામા, જ્યા આ સમયે ઇલકખાની[1] ખાનદાનનું શાસન ચલાવનાર ખાકાન શમસુલ્ મુલ્ક શાસક હતો ત્યાં પહોંચ્યો ખાકાને તેની શાસ્ત્રજ્ઞતા અને વિદ્વત્તાની એટલી કદર કરી કે તે તેને તેની સાથે તખ્ત પર બેસાડતો હતો. બૈહકી અને શહરઝુરીમાં છે કે

1. તેના અન્ય નામો ખાકાનીય્યા મુલ્કે ખાકાનીય્યા અને આલે ાફ્રાસ્યાબ પણ છે.

"અને ખાકાન શમસુલ્-મુલ્ક બુખારામાં તેનું ભારે સન્માન કરતો હતો અને ઉમર ખય્યામને તખ્ત પર તેની જોડે બેસાડતો હતો."

નુઝહતુલ્-અરવાહ શહરઝુરીના ફારસી તરજૂમામાં[૧] છે કે:

"અને ખાકાન શમસુલ્-મુલ્ક બુખારામાં તેનું ભારે સન્માન કરતો હતો અને તેના તખ્ત પર તેની સાથે તેના પડખામાં બેસાડતો હતો." (હસ્તલિખિત દારૂલ્ મુસલેફીન)

આ ખાકાનનું નામ બૈહકી અને શહરઝુરી બન્નેએ શમસુલ્-મુલ્ક લખ્યું છે, કિંતુ ખરું નામ શમસુલ્-મુલ્ક છેઃ જેમકે ઇતિહાસોમાં આજ નામ આલિખિત છે. આ એ ઈલિકખાન બાદશાહોમાંથી હતો જેમની હકૂમતનો ઘેરાવો કાશ્ગરથી બુખારા સુધી એટલે સમગ્ર તુર્કસ્તાન પર વિસ્તરેલો હતો. તેમણે જ સામાનીઓ કનેથી બુખારા છીનવી લીધું હતું. તેમના માથે એક દિશાએ ગઝનવી અને બીજી દિશાએ સલજુકી સુલેહ સંગ્રામ રહેતા અને આમનાં જ આક્રમણોને ખાળવા સુલતાન મહમૂદ ગઝનવી હિ. સ. ૩૯૬માં હિન્દુસ્તાનથી તુર્કસ્તાન તરફ દોડ્યો હતો અને અંતે તેમની જોડે લગ્નસબંધ કાયમ કરી સુલેહ કરી લીધી હતી. પછી મલિકશાહ સલજુકીએ પણ એમજ કર્યું. મલિકશાહની સૌથી પ્રિય અને અધિકારધારિણી પત્ની તુર્કાનેખાતૂન આ જ ખાનદાનની હતી.

અફસોસ, આ ખાનદાનનો પૂરો ઈતિહાસ મળતો નથી.[૨] તુર્કસ્તાનનો ફક્ત એક જ ઇતિહાસ જે શરફુઝ્ઝમાન મજદુદ્-દીન

૧. આ ગ્રંથની એક બન્ને બાજૂથી નુકસાની પ્રત, દારૂલ-મુસન્નેફીનના ગ્રંથાલયમાં છે. તેમાં ખય્યામ અને તેના સમકાલીનનાં ચરિત્રો મોજૂદ છે.

૨. ઈબ્ને અસીર, ઇબ્ને ખલ્દૂન અને અન્ય તવારીખનવેસોએ એમના છૂટાછવાયા પ્રસંગો ગઝનવી અને સલજુકીઓના અન્વયે આલેખ્યા છે. ઇબ્ને ખલ્દૂને એમના ઇતિહાસનો એક સ્વતંત્ર ગ્રંથ લખવા ધાર્યું હતું, (ઈબ્ને ખલ્દૂન, ગ્રંથ ૪ થો, પૃષ્ઠ ૩૭૫, મિસર) કિંતુ તે માટેનો અવકાશ મેળવી શક્યો નહિ. આ ખાનદાનના વૃત્તાંત માટે જુઓ : (ઇબ્ને અસીર, ગ્રંથ ૯, પૃષ્ઠ ૨૧૨, ગ્રંથ ૧૦, પૃષ્ઠ ૫૨ ને ૧૧૩, બરેલ પ્રકાશન)

મોહમ્મદ બિન અદનાન સુરખકનીએ લખ્યો હતો તે પણ અપ્રાપ્ય ' આ મજ્દુદ્-દીન એ નૂરૂદ્દીન ઓરીનો મામો[1] છે જેના ' લુબાબુલ અલબાબ ' (ચરિત્રાવલિ) અને જવામેઉલ્-હિકાયાત (હિ સ. ૬૩૦ માં વિદ્યમાન) સંપાદનો છે. ઇબ્ને અસીર અને ઇબ્ને ખલ્દૂન બન્ને ગ્રંથ' આધારે પહેલેથી શમસુલ્-મુલ્ક સુધી પ્રસ્તુત ખાનદાનના સુલતાનોને નીચે પ્રમાણેનો ક્રમ ભારે શ્રમથી તૈયાર કર્યો છે. એ વસ્તુ ધ્યાનમાં રહે કે આ સુલતાનોનાં બેવડાં નામો રહેતાં : એક તુર્કી અને બીજું ઇસ્લામી. કેટલીક વખત ખાનદાનની જુદી જુદી વ્યક્તિઓ એકી સાથે જુદા જુદા દેશો પર હકૂમત ચલાવતી હતી. આ ખાનદાનનો ઐતિહાસિક આરંભ બગરાખાન પહેલાથી હિ સ. ૩૮૦ માં થાય છે અને શમસુલ્-મુલ્કનો ક્રમ નવમો આવે છે :

(૧) શહાબુદ્દૌલા બગરાખાન હારૂન બિન કુરાખાન સુલેમાન, હિ. સ. ૩૮૦–૩૮૩

(૨) શમસુદ્દૌલા ઇલકખાન નસર બિન અલી (સમકાલીન સુલતાન મહમૂદ), હિ. સ. ૩૮૩–૪૦૩

(૩) તગાનખાન બિન અલી, હિ. સ. ૪૦૩–૪૦૮

(૪) શરફુદ્દૌલા અબુલ-મુઝફ્ફર અરસલાનખાન બિન અલી, હિ સ ૪૦૮–૪૦૯

(૫) કદિરખાન યૂસુફ બિન બગરાખાન હારૂન, હિ.સ.૪૦૯-૪૨૩

(૬) બગરાખાન બીજો બિન કદિરખાન, હિ. સ. ૪૨૩–૪૩૯

(૭) ઇબ્રાહીમ બિન કદિરખાન, હિ. સ. ૪૩૯—

(૮) ઇમાદુદ્દૌલા અબુલ્-મુઝફ્ફર તફગાજખાન ઇબ્રાહીમ, હિ. સ. ૪૩૯–૪૬૦

(૯) શમસુલ્-મુલ્ક તકીન નસર બિન તફગાજખાન ઇબ્રાહીમ, હિ. સ. ૪૬૦–૪૭૨

---

૧. ચહાર મકાલાનો હાંસિયો, પૃષ્ઠ ૧૪૭, જિબ; ઇબ્ને અસીર ગ્રંથ ૯, પૃષ્ઠ ૭૦; હિ. સ. ૩૮૩ ના પ્રસંગો

(૧૦) ખિઝરખાન બિન તફગાજખાન ઈબ્રાહીમ હિ. સ. ૪૭૨–૪૭૭

(૧૧) અહમદખાન બિન ખિઝરખાન હિ. સ. ૪૭૭–૪૮૮

આ ખાનદાનનો યુગ હિ સ. ૩૮૦ થી ૬૦૯ સુધીનો છે: કયારેક સ્વતંત્ર તો કયારેક ગઝનવી, સલજુકી, કિરાખ્તાઈ અને ખ્વારેઝમશાહીઓને ખંડણી ભરતું. બલાસાગૂન અને કાશ્ગર તેનાં મુખ્ય સ્થળો હતાં. પાછળથી તેમણે સામાનિય્યાહ કનેથી હિ. સ. ૩૮૩ બુખારા છીનવી લીધું; વળી ગુમાવ્યું છેવટે હિ. સ. ૩૮૯ માં ફરી જીતી લઈ માવરાઉન્નહરમાં સામાનીઓની હકૂમતનો અંત આણ્યો. તેમના માવરાઉન્નહરની હકૂમતનું પાટનગર સમરકંદ હતું, અને બુખારા તેના તાબામાં. હિ. સ ૪૬૦ માં તફગાજખાન સત્તા ઉપર હતો. શમસુલ–મુલ્ક તફીન તેનો પુત્ર હતો અને તેણે પિતાની હયાતીમાં જ હકૂમતની લગામ હાથમાં લીધી હતી. (ઈબ્ને અસીર, પૃષ્ઠ ૨૧૨, ગ્રંથ ૯, બરેલ) હિ. સ. ૪૬૦ માં તફગાજખાન મરણ પામ્યો અને શમસુલ–મુલ્ક તખ્તનશીન થયો. હિ. સ. ૪૭૨ માં શમસુલ્–મુલ્કનું અવસાન થયું અને તેનો ભાઈ ખિઝરખાન તેનો વારસ થયો. શમસુલ-મુલ્કે અલપઅરસલાન સલજુકીની પુત્રી સાથે લગ્ન કર્યું હતું અને ખુદ પોતાના કાકાની પુત્રી તુર્કાનેખાતૂનનું લગ્ન મલિકશાહની જોડે કર્યું. (ઈબ્ને અસીર, હિ. સ. ૩૮૩, ૪૦૮, ૪૩૫, ૪૬૫, ૪૮૮ ના પ્રસંગોમાં)

શમસુલ્ મુલ્ક એક જ્ઞાન-પ્રેમી બાદશાહ હતો, આથી ઔફીએ તેના પ્રસ્તુત ગુણની 'જવામેઉલ્–હિકાયાત'માં વિશેષતાપૂર્વક નોંધ લીધી છે. એ વિદિત થઈ ચૂકયું છે કે: સદર ખાનદાનનો એક માત્ર ઇતિહાસકાર મજદુદ્દીન સુરખકતી ઔફીનો મામો હતો અને તેનો ગ્રંથ ઔફીની સમક્ષ હતો. આથી એની સાક્ષી અત્યંત ભરોસાપાત્ર ગણાય ઔફી કહે છે:

"લોકાનું કથન છે કે, ચઘા તમગાજખાનનો[1] એક પુત્ર હતા, જેનું નામ શમસુલ-મુલ્ક હતું, જે મહાન વિદ્વાન અને ઉન્નાફપસંદ હતો. માવરાઉન્નહરનો પ્રદેશ તેના કબજામાં હતો. એક વખત તેણે ઇરાદો કર્યો કે શિયાળામાં બુખારા આવવું અને વસંત સુધી ત્યાં રહેવું. ઉપસ હાર (હમ, હાફિઝ-મુહમ્મેરીન મઆશિરે મુલ્ક વ. બાદશાહાન

આ અવતરણ ઉપરથી સિદ્ધ થાય છે કે શમસુલમુલ્ક પોતે પણ જ્ઞાનવિદ હતો, અને આ ઉપરાંત, ખય્યામ જેવા વિદ્વાનોની કદરદાન પણ તે થઈ શકતો હતો અને એ પણ જાહેર છે કે તે બુખારામાં પણ આવીને રહેતો હતો, જ્યાં તેણે ખય્યામની મુલાકાત લીધી હતી અને તેને પોતાની જોડે તખ્ત પર પણ બેસાડતો હતો.

શમસુલમુલ્કનો એ યુગ કે, જ્યારે, તેણે એક તુર્કસ્તાનના બાદશાહ તરીકે ખય્યામની કદરદાની કરી હશે અને બુખારામાં તેને તખ્ત પર તેની જોડે બેસાડ્યો હશે, તે હિ. સ. ૪૬૦ થી ૪૬૬ સુધીનો જ યુગ હશે, કેમકે હિ. સ. ૪૬૭ માં તો ખય્યામ મલિકશાહી વેધશાળાના સંબંધમાં આવી સલજુકી દરબારમાં સ્થળાંતર કરી ચૂક્યો હતો.

એ વસ્તુ આપણે જાણી ચૂક્યા છીએ કે શમસુલમુલ્ક અને મલિકશાહ વચ્ચે શ્વસુરી સગપણ કાયમ હતું અને પરસ્પરની મુલાકાત પણ હતી. હવે આ બિના પર એ વસ્તુ કલ્પનાસરલ છે કે, મલિકશાહના દરબારમાં પ્રવેશવા ખય્યામને શમસુલમુલ્કની પિછાનનું આલંબન પ્રાપ્ત થઈ શકતું હતું

[1] તફગાજ અને તમગાજ હકિકિઆર શબ્દો છે; ઇબ્ને અસીરમાં શમસુલ-મુલ્કના બાપનું નામ તફગાજ લખ્યું છે, કિંતુ ઔરીના 'જવામેઉલ હિકાયત'ની મારી સમક્ષની પ્રતમાં તમગાજ છે. આરીના બીજા પુસ્તક લુબાબુલ-અલબાબમાં આ જ ઔફીના એક બીજા બાદશાહ—જે ઘણા વખત પછી થયા છે તેનું નામ તમગાજ આવ્યું છે.

## મલિકશાહ સલજુકીના દરબારમાં ખય્યામ

અત્યારે સલજુકી ખાનદાનનો સુલતાન આઝમ મલિકશાહ સલજુકી હકૂમત કરતો હતો, જેની સલ્તનતનો પટ કાશગરથી માંડી કુસ્તુનતુનયા ( ઈસ્તાંબુલ ) ની દીવાલ સુધી વિસ્તરેલો હતો અને જેનો વઝીર નિઝામુલ્-મુલ્ક તૂસી હતો. આ વઝીરની ખ્યાતિ વિસ્તૃત વિગત અને બયાનથી ભરપૂર છે. મલિકશાહ હિ. સ ૪૪૭ માં જન્મ્યો, હિ. સ. ૪૬૫ માં ઓગણીસ વર્ષની વયે તખ્તનશીન થયો અને હિ. સ. ૪૮૫ માં ગુજરી ગયો. મલિકશાહ અને નિઝામુલ્-મુલ્કે વિશ્વખ્યાત અને મોટાં મોટાં કાર્યો કર્યાં, જેમાનું એક વેધશાળાનું બાંધકામ પણ છે. આના જ અન્વયે અન્ય ખગોળ-શાસ્ત્રીઓની જોડે ઉમર ખય્યામને પણ તેડાવવામાં આવ્યો અને વેધ-શાળાનું કામ શરૂ થયું ઝીચે મલિકશાહી લખવામાં આવી. એ વેધશાળાનું કાર્ય જો કે ઘણા દિવસો સુધી ચાલુ રહ્યું, કેમકે સુલતાન મોહમ્મદ બિન મલિકશાહના અસ્ફહાન ઉપરના આક્રમણ ( હિ. સ. ૫૦૦ ) સુધી તો એ કાર્ય ચાલુ રહ્યાનો પત્તો લાગે છે; કિંતુ ઉમર ખય્યામ તેનાથી નિઃસંબંધ થઈ ચૂક્યો હતો, કારણ કે પછીથી આ વેધશાળાના સમંધમાં તેનો ઉલ્લેખ જડતો નથી.

મતલબ, મલિકશાહ સલજુકીની દરબારમાં પહોંચી, તેના કીર્તિપક્ષીએ પાંખો મેળવી. શાહી દરબારમાં તેનો સંબંધ તબીબ તરીકે અને પછી એક જ્યોતિષી તરીકે જણાય છે, બલ્કે સુલતાની નદીમના રૂપમાં ઝડપથી ઝમકી ઊડતો દીસે છે. બૈહકી અને શહરઝુરીમાં છે કે :

"અને મલિકશાહ તેને નદીમોના દરજ્જે રાખતો હતો."

બૈહકીએ તેના પિતાના માધ્યમે ઉમર ખય્યામની કહેલી એક વાત પણ, મલિકશાહના તેના ખાનગી સહવાસની નકલ કરી છે, જેનાથી એ સ્પષ્ટ થાય છે કે તે મલિકશાહના અંગત સહવાસમાં

વિના સંકોચ રહેતો હતો. ઉમર ખય્યામ બયાન કરે છે : એક વખત હું બાદશાહની નજીક બેઠો હતો, એટલામાં અમીર પુત્રોમાંનું એક બાલક અત્યંત સ્થિર અને ગંભીર ભાવે આવ્યું અને એટલી કુશળતાથી એક કામ અદા કર્યું કે, અમને તાજુબી થઈ સુલતાને કહ્યું તાજુબીનું કંઈ કારણ નથી, કારણ કે, મરઘીનું બચ્ચું ઈંડામાંથી બહાર પડતાં જ દાણા ચૂગવા લાગી જાય છે, કિંતુ તેને તેના રહેઠાણની ઓળખ નથી, જ્યારે કબૂતરનું બચ્ચું દાણો નીગળવાનું માતા પાસેથી શીખે છે, પણ છોડી દો તો મક્કાથી બગદાદ ઊડીને આવી જશે ખય્યામે કહ્યું હું સુલતાનની આ સમજથી ભારે ચકિત થયો અને દિલમાં કહ્યું કે, "કુલ્લો કમીનિન મુહ્દમ = દરેક મહાન વ્યક્તિને પ્રેરણા થાય છે"

બૈહકી દ્વારા જાણવા મળે છે કે, તે મલિકશાહનો ખાનગી તબીબ પણ હતો મલિકશાહના પુત્ર શાહઝાદા સન્જરને (જન્મ હિ સ ૪૭૧) બાલ્યકાળમાં શીતળાની બીમારી ફૂટી નીકળી હતી[૧] ત્યારે, તેનો ઉપચાર હકીમ ખય્યામે જ કર્યો હતો [૨]

મલિકશાહ હિ સ ૪૮૫ માં મૃત્યુ પામ્યો આથી જણાય છે કે હિ સ ૪૬૭થી માંડીને હિ સ ૪૮૫ સુધી એટલે એક ઓગણીસ વર્ષ સુધી ખય્યામ તેના દરબારમાં રહ્યો આ સમય દરમ્યાન તેનું સૌથી મોટું કાર્ય મલિકશાહી વેધશાળાની રચના અને સંસ્થાપન અને તેમાં ખગોળ સંબંધી સંશોધન અને ઝીચે મલિકશાહી ઉપરાંત કૌન-વ-તક્લીફ (Creation and Chastening) વગેરે અમુક પુસ્તિકાઓનું સર્જન છે રિસાલએ કૌન-વ-તકલીફનો સર્જન-કાલ હિ સ ૪૭૩ છે, જેનો પ્રસ્તુત પુસ્તિકાની શરૂઆતમાં તેવો ઉલ્લેખ છે.

---

૧ મુન્તખબુત્તવારીખ, બદાયૂની પૃષ્ઠ ૨૩૪

૨ બૈહકી ને શહરઝૂરી

# મલિકશાહી વેધશાળામાં ખય્યામ

મલિકશાહી વેધશાળાના વર્ણન પૂર્વે, ટૂંકમાં એ તત્ત્વોનું વર્ણન કરવું આવશ્યક છે કે જે, પ્રસ્તુત વેધશાળાની સ્થાપનાનાં કારણ અને પ્રેરક હતાં.

એ સર્વસુવિદિત છે કે, દિવસ અને વર્ષના કાલ-નિર્માણ અર્થે ઈશ્વરે સૂર્ય અને ચંદ્રને પેદા કર્યા છે. સૂર્યના દૈનિક ઉદયાસ્તના ક્રમથી વધીને કોઇ સ્પષ્ટ અને નિશ્ચિત વિધાન, રાતદિનના પ્રતીકરૂપ નથી. આથી એકીમતે બધી પ્રજાએ એને જ રાત્રિ અને દિવસના નિર્માણનું ચિહ્ન ઠરાવ્યું છે; બલ્કે આનું જ નામ રાત-દિવસ છે. આમ માસ-નિર્માણનું પ્રતીક ચંદ્રથી વધીને અન્ય હોઈ શકે નહિ, જે ત્રીસ ઓગણત્રીસ દિવસમાં નીકળે છે અને પછી આથમે છે. આથી પૂર્વેની ઘણીખરી પ્રજાઓ જેની ક્ષિતિજ બધી સ્વચ્છ રહે છે, તેઓએ ચદ્રને મહિનાનું પ્રતીક ઠરાવ્યો. અલબત્ત, જ્યાંની ક્ષિતિજ પર ઘણે ભાગે વાદળાં જામી રહે છે અને જેઓ બહુધા એકમના ચંદ્રનું દર્શન કરી શકતી નથી તે પ્રજાએ તેમને માટે સૂર્યને મહિનામાં સમયનું પ્રતીક ઠરાવ્યો. અને આમ દરેક કોમે પોતપોતાનાં ધોરણ પ્રમાણે ચંદ્ર યા સૂર્યના બાર માસના જૂથનું નામ 'વર્ષ' રાખ્યું. આ ઉપરથી બે પ્રકારના વર્ષ-ધોરણનો પાયો નંખાયો : એક શમસી-સૂર્યવર્ષ, બીજું કમરી-ચંદ્રવર્ષ કહેવાયું.

પ્રસંગ-નોંધ કે ઇતિહાસ સારુ તો, સૂર્ય કે ચંદ્ર વર્ષને આપણે આપણા સમય-ધોરણનું સાધન નક્કી કરીએ એ તો સરખુ જ છે, કિંતુ મુશ્કેલી એ ઊભી થઈ કે પૃથ્વીની સમગ્ર સ્થિતિ સૂર્ય પર નિર્ભર છે. વળી ખાસ કરીને ખેતીનો આખો મદાર જ સૂર્ય પર છે. સૂર્યના જ કાલક્રમ પર ખેતી, વાવણી, લણણી અને રવી તથા ખરીફનું કામ પાર પડે છે, અને એ જ ધોરણ પર રાજ્યની આવક

ખજાનામાં આવે છે. આમ ચંદ્રવર્ષના માનનારાઓને પણ સૂર્ય-વર્ષનો આશરો લેવો પડ્યો.

આ રીતે પ્રજાઓમાં ત્રણ પ્રકારની તારીખોનો રિવાજ અમલમાં આવ્યો :

૧ ચંદ્રમાસ અને ચંદ્રવર્ષ બન્નેને માનનારી પ્રજા જેમ કે આરબ;

૨. મહિના અને વર્ષ બંનેનો કાલક્રમ સૂર્ય વર્ષ પ્રમાણે માનનારી પ્રજા જેમકે યુનાની અને રૂમી.

૩. મહિના તો ચદ્રમાસી, કિંતુ વર્ષ સૂર્યવર્ષ પ્રમાણે સ્વીકારનારી પ્રજા જેમ કે પ્રાચીન યહુદી, ખ્રિસ્તી, કિબ્તી, ઈરાની, અને હિન્દી.

હિસાબની પહેલી રીત તો સાવ સાદી છે અને તેમાં કંઇ વધઘટ કે હેરફેરને અવકાશ નથી. ઇસ્લામના પયગમ્બરે (સ. અ.) આ પદ્ધતિ અખત્યાર કરતાં જ જાહેર કરી દીધું હતું કે "અમે અભણ લોકો છીએ; હિસાબ–ગણત્રી જાણતા નથી. મહિનો '૩૦'નો તો ક્યારેક '૨૯' નો થાય છે. હિસાબની બીજી પ્રથામાં એ મુશ્કેલી છે કે, ચદ્રમાસની ગણત્રીએ બાર માસના લગભગ '૩૫૪' દિવસ થાય છે અને સૂર્યવર્ષના '૩૬૫' દિવસ અને ૬ કલાક. જાણે પ્રતિ-વર્ષે આ બન્ને વચ્ચે લગભગ ૧૧ દિવસ ને ૭ કલાકનો ફરક પડતો હતો, જે ત્રણ વર્ષે એક માસનો તફાવત બતાવે છે. પરિણામે ચદ્ર-માસ અને સૂર્યવર્ષના માનનારાઓએ એવો ઉકેલ કાઢ્યો કે દર ત્રીજા વર્ષે એક ચંદ્રમાસ અધિક કરી તફાવત પૂરી લેવામાં આવે. હિસાબની ત્રીજી પદ્ધતિ '૩૬૫' દિવસ અને '૭' કલાકે એક સૂર્યવર્ષ થાય છે. કિબ્તી લોકો '૩૬૫' દિવસ ગણી '૭' કલાક છોડી દેતા, જ્યારે રૂમી લોકો વર્ષના, જુદીજુદી સંખ્યાના મહિનાઓમાં '૩૬૫' દિવસ ખપાવી દેતા હતા અને બાકીનો '૭' કલાક, જે ચાર વર્ષે '૨૪' કલાક થઈ એક દિવસ થતો હતો,

તેને ચોથા વર્ષમાં ઉમેરી લેતા હતા.

ઈરાનીઓ '૩૬૫' દિવસને દર '૩૦' ના '૧૨' માસ કરી છેવટે '૫' કોરા દિવસો વર્ષની આખરે ઉમેરી લેતા હતા, (આ 'ખમ્સ–એ–મુસ્તરકા' એટલે પાંચ ચોરાયેલા દિવસો કહેવાતા હતા) જ્યારે બાકીના કલાકો છૂટી જતા હતા. આ કલાકોનો ચાર વર્ષે '૧' દિવસ અને એકસો વીસ વર્ષે એક માસ થતો હતો; આથી 'દર એકસો વીસ વર્ષે એક માસ અધિક કરી લેતા હતા. આમ "નવરોઝ" લગભગ અચલ રહેતો હતો. આ 'નવરોઝ' પાકની તૈયારીના વખતમાં પડતો હતો અને આ દિવસથી જ મહેસૂલી વર્ષનો આરંભ થતો હતો

જ્યારે આરબોની હકૂમત આવી ત્યારે, તેમણે ચંદ્રવર્ષ પ્રમાણે પોતાનો કારોબાર શરૂ કર્યો; કિંતુ મુશ્કેલી એ આવી કે ઇરાક ને શામના બિનમુસ્લિમ ખેડુઓ પાસેથી જે મહેસૂલની રકમો વસૂલ થતી હતી તે અનિવાર્યપણે સૂર્યવર્ષ પ્રમાણે થતી હતી, કારણ કે ચંદ્રવર્ષ પ્રમાણે ત્યાં પાક જ તૈયાર નહોતો થતો. ત્યાં વસૂલાત તો કંઈ રીતે થતી, કિંતુ મુલ્કી અને વહીવટી તમામ ખર્ચ ચંદ્ર માસ પ્રમાણે અમલમાં હતો. સાથોસાથ સૂર્યવર્ષનો 'નવરોઝ' પણ તેની મોસમથી ચલિત થતો જતો હતો અને આમ થવું એટલા માટે અગત્યનું હતું કે આ જ દિનથી હિસાબી વર્ષ બદલાતું હતું. અને મહેસૂલની વસૂલાત શરૂ થતી હતી; કિંતુ ઘણું કરીને અભ્યાસી-વર્ગ પૂર્વે આ આવક અને ખર્ચ વર્ષના અંતરનું અને તેથી થતા નુકસાનનું ભાન આરબોને ન થયું આનું એક કારણ એ હતું કે હઝરત ઉમરથી માંડી બની ઉમય્યાના છેવટ સુધી ક્યારેય એવો સમય નથી આવ્યો કે નવા દેશોના વિજયોથી ખજાનો ન ઊભરાતો રહ્યો હોય. આમ આવક ખર્ચના તફાવતે તેમના ખજાનાને કદી સ્પર્શ કર્યો જ નથી. સૂર્યવર્ષમાં '૭' કલાકનો જે તફાવત પડતો હતો અને જે 'ચાલીસ' વર્ષમાં 'દસ' દિવસ અને

એકસો વીસ વર્ષમાં '૩૦' દિવસ થઈ એક માસ થઈ જતો હતો અને જેને ઇરાનીઓ "નવરોઝ" "રિયર" કહે એટલા માટે એકસો વીસ વર્ષમાં એક માસ અધિક લાવી વધારી લેતા હતા: હિશામ બિન અબ્દુલ્ મલિકના યુગમાં જ્યારે ખાલિદ બિન અબ્દુલ્લાહિલ-કસરી ઇરાકનો હાકેમ હતો ત્યારે અધિક માસ આવ્યો તો ઇરાનીઓને આમ કરવાની એટલા માટે મના કરી કે, આ એ જ "નસઈ" (મહિનો આગળ પાછળ કરવો તે) છે જેનો કુરાનમાં નિષેધ છે. અને આનું પરિણામ એ આવ્યું કે 'નવરોઝ'-માં દર ચાર વર્ષે એક દિવસ અને એકસો વીસ વર્ષે એક માસનું અંતર પડવા લાગ્યું.

વળી, બીજી મુશ્કેલી, જે વધુ ઉઘાડી હતી તે એ કે, મહેસૂલી વસૂલાત સૂર્યવર્ષ પ્રમાણે વસૂલ થઈ ચંદ્રવર્ષ હિજરી પ્રમાણે લખાતી હતી, અને ઉપર લખાઈ ચૂક્યું છે કે ચંદ્રવર્ષ અને સૂર્યવર્ષ દરમ્યાન પ્રતિ વર્ષે 'અગિયાર' દિન ને '૭' કલાકનું અંતર પડતું હતું. આ અંતરના ત્રણ વર્ષે '૩૩' દિવસ થતા હતા. આ હિસાબે '૩૨' વર્ષે પૂરા એક વર્ષનો તફાવત પડી જતો હતો. હવે, જ્યારે કોઈ સલ્તનત અમુક ચંદ્રવર્ષમાં કાયમ થઈ તો, ચંદ્રવર્ષના કાયમ થવાના હિસાબે હિસાબના સૂર્યવર્ષ પ્રમાણે ગમે તે સંજોગે '૩૧' વર્ષ સુધી તો તેનો સમન્વય સધાતો હતો (પછી ભલે એમાં ચંદ્રવર્ષના ઉલ્ટા 'દશ'જ દિવસનો ફાયો હોય) અને કહેવાતું હતું કે, મહેસૂલ વર્ષોવર્ષ ખજાનામાં બરાબર જમા થઈ ગયું. કિંતુ તેત્રીસમા વર્ષે સીધું આખડું પડતું હતું. બલકે આવકવર્ષ (સૂર્યવર્ષ) અને જાવકવર્ષ (ચંદ્રવર્ષ) બન્ને વચ્ચે પૂરા એક વર્ષનું અંતર પડી જતું હતું. અને આમ દફતરી હિસાબનું વર્ષ બત્રીસ વર્ષે એક વર્ષની 'પીછેહઠ' કરતું હતું.

કહેવાય છે કે હારૂન રશીદના યુગમાં, મજૂસે બરમકી વઝીરો સમક્ષ આ વસ્તુસ્થિતિ રજૂ કરી હતી, કિંતુ તેમણે આ વસ્તુને

ધાર્મિક દખલગીરી માની તેની ઉપેક્ષા કરી. આ બાબતમાં સૌથી પહેલાં સાતમા અબ્બાસી ખલીફા મામૂનુર-રશીદે લક્ષ દોર્યું-વસ્તુસ્તિથિ એવી હતી કે, મહેસૂલી આવકવર્ષનો આરંભ ફારસી 'નવરોઝ'થી અને નવકવર્ષનો આરંભ ઈસ્લામી મહોરમના એકમથી થતો હતો. મામૂનુર-રશીદે—જેના દરબારમાં ખગોળશાસ્ત્રીઓનું એક જૂથ હતું—હિ. સ. ૨૦૮ માં બન્ને સાલો બરાબર કરી નાખી. વળી ધીરે ધીરે વધઘટ થતાં થતાં હિ. સ. ૨૪૨માં પૂરા એક વર્ષનું અંતર પડી ગયુ અને હિસાબમાં આમ લખાવુ શરૂ થયું: હિ. સ. ૨૪૨માં હિ. સ ૨૪૧નું મહેસૂલ વસૂલ આવ્યું અને હિ. સ. ૨૪૩ માં હિ. સ ૨૪૨નુ. આ ખલીફા મુતવક્કલ અલલ્લાહનો સમય હતો અને અલી બિન યહ્યા દરબારી જ્યોતિષી હતો. એક દિવસ જ્યારે ખલીફા પોતાના જ્યોતિષશાસ્ત્રીની જોડે, તેની દેખરેખ નીચે રહેતા બાગની સહેલ માણતો હતો ત્યારે તેણે જોયુ કે પાક તૈયાર છે કિંતુ 'નવરોઝ' હજુ સુધી આવ્યો નથી. તેણે જ્યોતિષીને આનું કારણ પૂછ્યું તો તેણે બતાવ્યું કે, ઈરાનના બાદશાહો આને માટે એવુ કરતા હતા કે, એકસો વીસ વર્ષમાં એક માસ અધિક કરી લેતા હતા, જેથી 'નવરોઝ' અચલ રહેતો હતો. મુતવક્કલે ફરમાન કર્યું કે તારીખમાં અલી બિન યહ્યા જ્યોતિષીના અભિપ્રાય મુજબ સુધારો કરવામાં આવે. પરિણામે અન્ય સુધારા ઉપરાંત એમ કરવામા આવ્યુ કે, સૂર્ય ને ચંદ્રવર્ષના સમન્વય માટે દફતરોના હિસાબમાથી એક ચંદ્રવર્ષ હિ સ. ૨૪૨ કાઢી નાખવામા આવ્યું, અથવા એમ કહો કે પછીના વર્ષમાં ભેળવી દેવાયું. આમ થતાં ફૂપિઓ અને ખુદ મહેસૂલી ઓધ્ધેદારોને ભારે મૂંઝવણમાંથી મુક્તિ મળી.

બત્રીસ વર્ષ પછી હિ. સ. ૨૭૪ માં વળી એનો એ જ ગૂંચવાડો ઊભો થયો. આ યુગ ખલીફા મુઅ'તમદ-અલલ્લાહનો હતો. આના સમયના મહેસૂલી ઓધ્ધેદારોએ શરૂ શરૂમાં પ્રસ્તુત બિનાની દરકાર કરી નહિ અને બે વર્ષ આમ ને આમ જ પસાર થઈ ગયાં-

હિ. સ. ૨૭૬માં અબુલ્હસન અલી કાતિબ કઝવીનમાં મહેસૂલી ઓધ્ધેદાર હતો, તેણે તેના અફસરો સમક્ષ જ્યારે હિસાબી કાગળો રજૂ કર્યા ત્યારે તેની ઉપર લખ્યું હતું : " હિ. સ ૨૭૬નું મહેસૂલ જે હિ. સ. ૨૭૭માં વસૂલ આવ્યું, આથી હિ. સ ૨૭૬ ઉડાવી દેવામાં આવ્યું." કારણ પૂછવામાં આવતાં વસ્તુસ્થિતિ સમજાવી. વળી વિસ્મયતર એ કે તેણે કુરાને પાક દ્વારા સૂર્ય અને ચંદ્રમહિનાની એકતા અને સમન્વયને વાજબી ઠરાવવી સનદ પેદા કરી. કુરાને પાકમાં અસહાબે કહફના[1] કિસ્સામાં તેમના સ્વપ્નાની મુદત ત્રણસો બતાવી કહેવામાં આવ્યુ છે, અને " નવ વિદ્ધિ " ફકરો અદા કરવાની આ રીતમાં તેણે એવું સાબિત કર્યું કે, આમાં મુદ્દો એ છે કે : ત્રણસો વર્ષ સૂર્યવર્ષના હિસાબે છે અને આ વધુ નવ વર્ષ ચંદ્રવર્ષના છે. જાણે તેની સ્વપ્નાની મુદત સૂર્યવર્ષ પ્રમાણે ત્રણસો છે તો ચંદ્રવર્ષ પ્રમાણે '૩૦૯' છે. તેણે પોતાનું આ મંતવ્ય વિદ્વાનોની સેવામાં રજૂ કર્યું અને સદ્ભાગ્યે કોઈએ આનો વિરોધ ન કર્યો.

આ પછી મુ'અતઝિદ બિલ્લાહનો યુગ આવ્યો અને કઝવીનના મહેસૂલી અમલદારે અબુલ્હસન અલી કાતિબ કઝવીનનો 'અભિપ્રાય' (એક વર્ષ છેદનો) મહેસૂલી વઝીરની સેવામાં રજૂ કર્યો અને તેને ખિલાફતની મજૂરી મળી. હિ. સ. ૨૮૯માં તેનો અમલ શરૂ થયો.

બીજી મુશ્કેલી જે સૂર્યવર્ષના ¼ દિવસની જોગવાઈ (૩૬૫) દિવસના હિસાબી વર્ષમાં ન કર્યાથી એકસો વીસ વર્ષમાં એક માસના ફરકની હતી તેનું અંતર વધતાં વધતાં મુ'અતઝિદ બિલ્લાહ (હિ. સ. ૨૨૦)ના યુગમાં બે માસનું થઈ ગયું. અલી જ્યોતિષીના પુત્ર અબુઅહમદ યહ્યા બિન અલીએ આ દિશાએ ખલીફાનું ધ્યાન દોર્યું અને મુતવક્કલના યુગમાં તેના પિતાએ જે સુધારો રજૂ કર્યો હતો તેની વિગત આપી. ખલીફા મુ'અતઝિદે આ વસ્તુ પસંદ કરી

1. એક કથાનક

અને હિ. સ. ૨૮૨માં ૧૧ મી સફર ને શુક્રવારે જે 'નવરોઝ' એટલે 'મહેસૂલી વર્ષ શરૂ થનાર હતુ તેને બે માસ લંબાવી ૧૩ રબીઉસ્સાની હિ. સ. ૨૮૨ થી શરૂ કર્યું. ફારસી હિસાબે આ તારીખ '૧૧' હઝીરાન હતી. વળી, અબુઅહમદ યહ્યાએ એવું પણ ઠરાવ્યું કે: '૧૨૦' વર્ષમાં '૧' માસના પડતા ફરકને બરાબર કરી લેવા કરતાં દર ચાર વર્ષે[1] એક દિવસના ફરકને બરાબર કરી લેવા માટે આ એક દિવસ ફારસી સૂર્યવર્ષમાં વધારી દેવામાં આવે. આ જો કે રૂમી કેલેન્ડરનું અનુકરણ હતું, કિંતુ પ્રસ્તુતઃ નિયમના અમલ દ્વારા ફારસી સૂર્યવર્ષની ખરાબી કાયમને માટે દૂર થઈ ગઈ, અને '૧૧' હઝીરાન પર 'નવરોઝ' અમલ પડવા લાગ્યો, અને આનું નામ 'નવરોઝે મુ'અતઝિદી' રાખવામાં આવ્યું. આ પછી કાયમને માટે આ જ કેલેન્ડરનું અનુકરણ બધે જ ચાલુ થઈ ગયું. (આજે પણ, વર્તમાન અંગ્રેજી તારીખમાં પ્રતિ ચોથા વર્ષે ફેબ્રુઆરીમાં એક દિવસનો જે વધારો થાય છે તે પ્રસ્તુત નિયમ પ્રમાણે જ છે.)

આ પછી[2] ઈસ્લામી તારીખોમાં પ્રસ્તુત સિલસિલામાં કંઈ નવા ફેરફારો જાણવામાં નથી, ફક્ત એટલું જ કે, ચંદ્ર અને સૂર્યવર્ષના

૧. ગણત્રીની આ પદ્ધતિ બીરૂનીના 'આસારે બાકીયાહ' પૃષ્ઠ ૧૦ લીપઝગ (ઈ. સ. ૧૯૨૩) દ્વારા જાણવામાં મળે છે. આ એની ઇબારત છે: "અને એણે મુ'અતઝિદ બિલ્લાહના નિર્ણય પર અમલ કર્યો તેણે એ સૂર્યવર્ષ અપનાવ્યું જેના ત્રણસો પાંસઠ દિવસ ને લગભગ '૭' કલાક છે. અને તેણે '૩૬૫' દિવસનું વર્ષ ગણી દર ચાર વર્ષે, વર્ષે છૂટી જવા ચૂં દિવસનો એક દિવસ ગણી લીધો અને આ વર્ષનું નામ 'કબીસાનું વર્ષ' રાખ્યું.

૨. ઉપરની બધી હકીકત 'કિતાબુલ અવાઈલ અબૂહિલાલ અસકરી' હસ્તપ્રત (નદવા ગ્રંથાલય), 'આસારે બાકીયા' બીરૂની પૃષ્ઠ ૩૧, 'સુબ્હુલ-આ'અશા' કલકશન્દી, ખંડ ૧૩ પૃષ્ઠ ૫૨ તથા ૬૨, 'વખિતતે મિસર' મકરેઝી ખંડ બીજો: "સને ખિરાજે કિબ્તી અને સને હિસાબે અરબી" ના વધારાનું પ્રકરણ વગેરે ઉપરથી ઉપલબ્ધ છે.

સમન્વયના અભાવને ટાળવાના ઉદ્દેશ તરીકે આ જ તદબીર અમલમાં રહી કે: દર '૩૨' ચંદ્રવર્ષના અંતે એક ચંદ્ર વર્ષનો છેદ ઉડાવી દેવામાં આવે. આ પછી સલજુકી તારીખ શરૂ થાય છે.

મારા ધારવા પ્રમાણે, જ્યારે હિ. સ. ૪૨૯માં સલજુકી હકૂમતનો આરંભ થયો ત્યારે હિ. સ ૪૩૮થી રીતસર મહેસલી હિસાબ શરૂ થયો હશે. અને આમ હિ. સ. ૪૬૩માં હકૂમતના વસલાતી સૂર્યવર્ષ અને હિસાબી ચંદ્રવર્ષ વચ્ચે પૂરા એક વર્ષનું ગાબડું જણાયું હશે. આનાં બે વર્ષ પછી હિ. સ. ૪૬૫માં મલિકશાહ જ્યારે તખ્ત પર આવ્યો અને નિઝામુલ્‌મુલ્કે વિઝારતી ઓહ્દો સંભાળ્યો અને દરેક પ્રકારના શાસ્ત્રીય તેમજ રાષ્ટ્રિય સુધારાવધારા અને વ્યવસ્થાનો કાળ શરૂ થયો ત્યારે આના ઉપક્રમમાં પ્રસ્તુત હિસાબી મુશ્કેલી તરફ પણ લક્ષ દોરાયું હશે, જે બે વર્ષથી હકૂમતના મહેસલી હિસાબમાં નડતી રહી હશે.

**ઈસ્લામમાં સૂર્યવર્ષ અને ચાંદ્રકબસી વર્ષના અખત્યારનો નિષેધ**

સૂર્યવર્ષના હિસાબને નિયમબદ્ધ કરવા અથવા ચંદ્રવર્ષને સૂર્યવર્ષ બનાવવા માટે વર્ષમાં અથવા અમુક વર્ષો પછી અમુક દિવસોનો વધારો અનિવાર્ય હતો, કિંતુ જ્યારે કુરાને પાકમાં આરબ જાહેલિય્યત (ઈસ્લામના પહેલાનો કાળ)ની આવા જ પ્રકારની હિસાબપદ્ધતિના ખંડનમાં નીચેની 'આયાત' ઊતરી હતી:

"ઇન્નિમન્‌નસીઓ ઝીયાદતુન્‌ ફીલ કુફ્રે:" 'નસી (મહિનો આગળ પાછળ કરવો) કાફરપણામાં વધારો છે.'

આ પછી છે કે, કુરૈશ કાફરો આ હિસાબપદ્ધતિ દ્વારા હલાલ માસને હરામ અને હરામને જ હલાલ મહિનાઓ બનાવી દેતા હતા અને હજ્જના મહિનાને, જે ચંદ્રવર્ષ મુજબ આવતો હતો તેને સૂર્યવર્ષ પ્રમાણે બદલતા રહેતા હતા. જો કે, નસીઉનો અર્થ એવો હતો કે, ચંદ્રવર્ષમાં અમુક દિવસનો ઉમેરો કરી સૂર્યવર્ષ બનાવી લેવામાં આવે; છતાં કુરાને પાકની ધાકથી મુસ્લિમ બાદશાહો

સૂર્યવર્ષમાં પણ અમુક દિવસે અધિક કરવાથી—જેને અરબીમાં 'કબ્સ' અને હિન્દીમાં 'અધિક' કહે છે,—બચતા હતા અને એક કારણ બીજું પણ હતું જેની વિગત આ પ્રમાણે છે:

એ જાણી ચૂકયા કે, સૂર્યવર્ષ અખત્યાર કરવામાં કેટલી મુશ્કેલીઓ છે અને તેમાં હિસાબના કેટલા ભેદો છે. આ જ કારણ છે કે ખગોળવિદ્યા અને ગણિતથી અજ્ઞાત પ્રજાઓ આ વસ્તુ સમજી શકતી ન હતી. વળી, ઇસ્લામ એક એવો ધર્મ હતો કે જેને અજ્ઞાનમાં અજ્ઞાન પ્રજા સુધી પહોંચવું હતું, આથી ઇસ્લામે આચાર, વિચાર અને મઝહબની દરેક વસ્તુ સાદામાં સાદી ધારણ કરી હતી, જે કેવળ ખાસ વ્યક્તિ સુધી પરિમિત ન હોય. આ ધર્મને લગતી બાબતોમાં એક વસ્તુ તારીખ પણ હતી, જેના હિસાબે 'રમઝાન' અને 'હજ્જ'ના મહિનાઓ આવતા હતા અને ઈદો થતી હતી. ઇસ્લામ પૂર્વે જે ધર્મોએ તેમનું સૂર્યવર્ષ બનાવ્યું હતું તેમાં આ (ઉત્સવની) તારીખો નક્કી કરવાનું કાર્ય, સમગ્રપણે ધર્માધિકારીઓના કાબૂની વસ્તુ બની ગઈ હતી. પરિણામે જાહેલિય્યત (ઇસ્લામના આગમન પૂર્વેના કાળ)ના કાળમાં પણ, દર વર્ષે આ ઓધ્ધેદારો આગામી વર્ષના હજ્જના મહિનાની જાહેરાત સ્વેચ્છાએ કરતા હતા. યહુદીઓમાં હાખામ, ઈસાઈઓ (ખ્રિસ્તીઓ)માં પોપ અને પાદરી, અને હિન્દુઓમાં બ્રાહ્મણો આવો શાખ ધરાવતા હતા; અને પ્રસ્તુત બિના ઇસ્લામના સામાન્ય તત્ત્વથી ઊલટી હતી.

જ્યારે, એથી ઊલટું ચંદ્રમાસના આરંભ અને અંતનું જ્ઞાન સામાન્યમાં સામાન્ય કે અજ્ઞાનમાં અજ્ઞાન વ્યક્તિ માટે આસાન છે. સન્ધ્યાકાળે નખ-રેખાંક, પશ્ચિમ ક્ષિતિજ પર જેવું ચંદ્રે ડોકિયું કર્યું કે, દરેક સમજી લે છે કે આજ ચાલુ માસ પૂરો થયો અને નવો માસ શરૂ થયો. આથી જ હઝરતે (સ. અ.) જાહેર કર્યું હતું કે:

"અમો અભણ લોકો છીએ જે હિસાબ કિતાબ-લેખનપટ્ટી જાણતા નથીઃ મહિનો આમ કે તેમ થશે.' (બુખારી, ગ્રંથ ત્રીજો)

આ ઉદ્ગાર સાથે ચંદ્રમાસના ત્રીસ અને ઓગણત્રીસ દિવસ તરફ ઈશારો કર્યો. સૂર્યવર્ષની ઉપર્યુક્ત વિગતો વાંચી, હ. મોહમ્મદ (સ. અ.)ના પ્રસ્તુત કથનના તથ્ય અંગે કોને શંકા ઉદ્ભવી શકે છે કે : સૂર્યવર્ષની ગણત્રીમાં અનેકવિધ વિટંબણાઓ છે ?

### આ નિષેધાત્મક તત્ત્વોનો ઉકેલ

ગમે તેમ, નબી સાહેબનું ફરમાન પણ ચંદ્રવર્ષને બદલે સૂર્યવર્ષ અપનાવવામાં આડરૂપ હતું. આ બિના પર ઇસ્લામી સલ્તનતોમાં મહેસૂલી વર્ષની વ્યવસ્થામાં ભારે મુશ્કેલી પડતી હતી, જે અત્યારસુધી અણનમ હતી. તેમ, ન તો મુસ્લિમો એ પસંદ કરતા હતા કે કોઈ અન્ય પ્રજાની મઝહબી-તારીખ હૂબહૂ સ્વીકારી લે. મતલબ કે આ જ મુશ્કેલીનો ઉકેલ, સૌથી પ્રથમ મલિકશાહ સલજુકીના યુગમાં ઉમર ખય્યામને હસ્તે આવ્યો.

ઉમર ખય્યામે અન્ય સૂર્યવર્ષી તારીખોમાં સુધારા કરી એક નવી સૂર્યવર્ષની પદ્ધતિ ઘડી કાઢી. જ્યારે મલિકશાહે એવું કર્યું કે: મઝહબી કાર્ય અર્થે ચંદ્રવર્ષને એમ ને એમ રહેવા દઈ, ફક્ત માલી (Finance) વહીવટ પૂરતી ઉમર ખય્યામે દુરસ્ત કરેલી પદ્ધતિ અખત્યાર કરી લીધી. આમ આ બન્ને મુશ્કેલીઓ ટળી ગઈ અને આ પછીની ઘણીખરી ઇસ્લામી સલ્તનતોએ પ્રસ્તુત સલજુકી "બિદઅતે હસના"[1]–"સુંદર બિદઅત"નું અનુપાલન કર્યું.

### વેધશાળાની રચના

કોઈપણ સાચી સૂર્ય-તારીખ (સૂર્યની ગતિ પરથી નક્કી કરવામાં આવેલી તારીખ) કાયમ કરવા માટે પ્રથમ એ વસ્તુની આવશ્યકતા રહે છે કે સૂર્યની ગતિનું બારીક અને સચોટ નિરીક્ષણ કરવામાં આવે. જ્યારથી સૂર્ય-વેધ શરૂ થયો ત્યારથી શરૂ કરી

---

૧. બિદઅત : રૂઢિગત પ્રણાલિકામાં નવીનતા દાખલવવાની ધૃષ્ટતાને અરબીમાં "બિદઅત" કહેવામાં આવે છે. ખાસ કરીને આ શબ્દ ધર્મની બાબતમાં વધુ લાગુ પડે છે.

આજકાલ નવાં સંશોધન સુધી સૂર્યની ગતિના ગ્રહણમાં કંઈક ને કંઈક ખામી અવશ્ય રહી. ઈસ્લામી યુગમાં સૌથી પ્રથમ વેધશાળા, ખલીફા મામૂનુર્રશીદ (સ્વઃ હિ. સ. ૨૧૮)ના ઝમાનામાં બગદાદ નજીક 'રકા' મુકામે બંધાઈ. આ પછી પણ કેટલીક વેધશાળા રચાઈ જેની વિસ્તૃત વિગત મેં મારા કેટલાક લેખોમાં લખી છે.[૧] એકંદરે મલિકશાહી વેધશાળાની પૂર્વે ઈસ્લામી આલમમાં નીચેની વેધશાળાઓ સ્થપાઈ ચૂકી હતી:

(૧) મામૂનની વેધશાળા, રચના લગભગ હિ. સ. ૨૧૧. 'એક' સમાસિયામાં અને બીજી દમિશ્કમાં.

(૨) અબુહનીફા દેનવરી (હિ સ ૨૮૧ સ્વઃ)ની વેધશાળા, રચના હિ. સ. ૨૩૫; અસ્ફહાનમાં.

(૩) મોહમ્મદ બિન જાબિર બત્તાની (સ્વઃ ૩૧૭)ની વેધશાળા, '૧' રકામાં અને '૨' ઈન્તાકિયામાં હિ. સ. ૨૬૪થી ૩૦૬ સુધીમાં.

(૪) મોહમ્મદ બિન મોહમ્મદ બુઝ જાની (સ્વઃ હિ.સ. ૩૮૮)ની વેધશાળા.

(૫) અલી બિન હુસૈન બિન આ'લમ (સ્વઃ હિ. સ. ૩૭૪)ની વેધશાળા, અઝદુદ્દવલા દૈલમીના યુગમાં, બગદાદમાં.

(૬) શરફુદ્દવલા દૈલમી (સ્વ. હિ. સ. ૩૭૯)ની વેધશાળા; બગદાદ.

(૭) હાકિમ બેઅમરિલ્લા ફાતેમી (સ્વઃ હિ. સ. ૪૧૧)ની વેધશાળા; મિસર

(૮) અબુઅલી સીના (સ્વઃ હિ. સ ૪૨૮)ની વેધશાળા; અસ્ફહાન.

આ પછી મલિકશાહી વેધશાળાનો ક્રમ આવે છે. પ્રસ્તુત વેધશાળા હિ. સ. ૪૬૭માં પાટનગર અસ્ફહાનમાં મલિકશાહના

---

૧. મે 'અનુનદવાહ'ના માર્ચ અને મે ૧૯૦૯માં 'ઈસ્લામી વેધશાળા' પર એક વિસ્તૃત લેખ લખ્યો છે. આ વિષયમાં વધુ પ્રકાશ પાડતો અન્ય લેખ મારા જોવામાં આવ્યો નથી.

હુકમ અને નિઝામુલ્-મુલ્કની દેખરેખ હેઠળ રચવામાં આવી કે જેથી સૂર્યની ગતિનું રહસ્ય અન્વેષણ કરીને સૂર્યવર્ષનો ખરો કાળનિર્ણય લેવામાં આવે અને 'નવ્રોઝ' એટલે મહેસૂલી વર્ષનો આરંભ ઠરાવવામાં આવે.

ખય્યામના કાર્યમિત્રો :

વેધશાળાના ઘડતર અને તેના સંશોધન કાર્યમાં જે સમકાલીન ખગોળવેત્તાઓ જોડાયા હતા તે અંગે મોહમ્મદ થાનીએ (વિદ્યમાન હિ. સ. ૧૧૫૮) તેના 'કશ્શાફે ઇસ્તિલાહાતીલ-ફુનૂન'માં લખ્યું છે કે તેમની સંખ્યા '૮'ની હતી. કિંતુ નામો ગણાવ્યાં નથી. ઇબ્ને અસીરે 'કામિલ'માં (૧) ઉમર ખય્યામ, (૨) મુઝફ્ફર અસ્ફઝારી અને (૩) મૈમૂન બિન નજીબ વાસ્તીનાં નામોનો ઉલ્લેખ કરી 'વગેરે'થી પતાવ્યું છે. અલ્લામા કુત્બુદ્દીન શીરાઝીએ તેના 'તોહફ્એ શાહીય્યા'માં ઉમર ખય્યામની જોડે (૪) અબુલઅબ્બાસ લોકરીનું નામ આલેખી 'વગેરે' લખી નાખ્યું છે. ગમે તેમ પણ આ બન્ને હવાલાથી પૂર્વોક્ત ચાર નામો જાણવા મળે છે અને એ પણ સ્પષ્ટ થઈ જાય છે કે આ ઉપરાંત પણ અમુક ખગોળનિષ્ણાતો તેમની સાથે હતા. શહરઝુરીમાં (૫) મોહમ્મદ બિન અહમદ મામૂરી બૈહકીના નામનો નિર્દેશ, અસ્ફહાનીની વેધશાળામાં તેના નિવાસ દરમ્યાન 'બાતેનીય્યા'ની ખટપટમાં માર્યા ગયાના સંબંધમાં આવે છે. અને (૬) અબુલફત્હ અબ્દુર્-રહેમાન ખાઝિનનું નામ શહરઝુરીમાં સુલતાન સન્જરના નામની 'ઝીચે સન્જરી' (સન્જરી પંચાંગ) લખવા અને તેમાં પોતાનાં આકાશદર્શનો આલેખવાના સંબંધમાં ઉલ્લેખાયું છે. આમ ૭ નામોની પ્રાચીન સનદો હાથ લાગે છે. 'નિઝામુલ્ મુલ્ક'ના લેખકે 'તકવીમે-અબુગ્ઝેયા' નામના કાર્ય તુર્કી કેલેન્ડરના આધારથી બે વધુ નામો આલેખ્યાં છે: (૭) અબુલ્ ફત્હ ઇબ્ને કુશક જે આ યુગનો વિખ્યાત હકીમ (ફિલસૂફ) હતો અને બીજું નામ (૮) મોહમ્મદ ખાઝિનં લખ્યું છે, જેને

'તારીખે હુકમા' (History of Philosophers)માં કોઈ ઉલ્લેખ નથી. ન જાણે આ બે નામોની સનદ શું છે, કિંતુ એકંદરે, આમ આઠ નામો થઈ જાય છે.

**વેધશાળાનો આરંભ :**

વેધશાળાનું કાર્ય હિ. સ. ૪૬૭માં શરૂ થયું અને તારીખે મલિકશાહીનો આરંભ તા. ૧૦, રમઝાન હિ.સ. ૪૭૨ થી કરવામાં આવ્યો. આથી જણાય છે કે લગભગ પાંચ વર્ષમાં વેધશાળા તૈયાર થઈ તેમાં સંશોધન અને નિરીક્ષણનું કાર્ય શરૂ થઈ ચૂક્યુ હતું.

હિ. સ. ૪૬૭ની પ્રસંગનોંધમાં 'ઇબ્ને અસીર'માં છે :

"અને આ જ વર્ષ (હિ. સ. ૪૬૭) માં સુલતાન મલિકશાહ સારુ વેધશાળા બનાવવામાં આવી અને તેમાં ઉમદા જ્યોતિષીઓની મંડળી જામી : (૧) ઉમર બિન ઇબ્રાહીમ ખય્યામ, (૨) અબુલમુઝફ્ફર અસ્ફિઝારી અને મૈમૂન બિન નજીબ વાસ્તી, ઉપરાંત અન્ય ખગોળવિદો હતા. આ વેધશાળાના કાર્ય પાછળ ઘણી સારી રકમ ખર્ચવામાં આવી અને આ વેધશાળા હિ. સ. ૪૮૫માં સુલતાનના મૃત્યુકાળ સુધી કાર્ય કરતી રહી અને તેના મૃત્યુ પછી બંધ પડી ગઈ."

અક્ષરશ. આ જ ઇબારત 'તારીખે અબુલફિદા'માં છે (ગ્રંથ રજો, પૃષ્ઠ ૧૯૨, હુસૈનિયા પ્રેસ; મિસર) ઝકરિયા કઝીનીએ 'આસારુલ્ બિલાદ વ. અખ્બારુલ ઇબાદ' (હિ. સ. ૬૭૪)માં વેધશાળાના સંબંધમાં ફક્ત ઉમર ખય્યામનું નામ લીધું છે. નિશાપુરના ઉલ્લેખમાં કહે છે.–

"આ શહેરની જોડે ઉમર ખય્યામને સંબંધ છે. એ હકીમ (ફિલસૂફ) હતો, જેને ફિલસૂફીની શાખાપ્રશાખાનો અનુભવ હતો, ખાસ કરીને ગણિત (Mathematics)નો એ મલિકશાહ સલજુકીના યુગમાં હતો. સુલતાને ખય્યામને એક ભારે રકમ એવા હેતુથી

સોંપી હતી કે તે દ્વારા વેધશાળાનાં સાધનો ખરીદે અને વેધશાળા બનાવે. સુલતાન મૃત્યુ પામ્યો અને વેધશાળા અપૂર્ણ રહી "

ઇબ્ને અસીરનું આ કથન " સુલતાન મલિકશાહના અવસાન પછી વેધશાળા નિષ્ક્રિય થઈ ' શંકાસ્પદ જણાય છે, કારણ કે હિ સ ૫૦૦માં સુલતાન મોહમ્મદ બિન મલિકશાહે જ્યારે અરદ-હાનના બાતેનીઓ ઉપર આક્રમણ કર્યું હતું એ વખતે, વેધશાળાના સબંધમાં મોહમ્મદ બિન અહમદ મા'મૂરી બૈહકી વેધશાળાના વ્યવસ્થા નિરીક્ષકના અકસ્માત્ કતલ થવાનો ઉલ્લેખ છે[1] વળી અબુલ ફઝ્લ અબ્દુર રહેમાન ખાઝિનના ઉલ્લેખમાં તેના મોઇઝ્ઝી સન્જરી પચાંગનું નામ આવે છે તેણે આ પચાંગ સુલતાન મોઈઝઝુદ્દીન સન્જર બિન મલિકશાહ (સ્વ હિ સ. ૫૫૨)ને માટે તૈયાર કર્યું હતું અને તેમા બુધ ગ્રહની દશા ' નિરીક્ષણ અને પરીક્ષણ " દ્વારા આલેખી હતી[2] આ પછી પણ, વેધશાળાનો કારોબાર ચાલુ હોવાનો પતો લાગે છે

એવી જ રીતે, ઝકરિયા કઝવીનીનું, મલિકશાહના અતકાળ સુધીમાં વેધશાળાનું કાર્ય અપૂર્ણ રહ્યાનું કથન ખરું નથી, કારણ કે વેધશાળાના રચનારંભનું વર્ષ હિ સ. ૪૬૭ છે અને સુલતાનના મૃત્યુનો કાળ હિ. સ ૪૮૫ છે ઓગણીસ વર્ષની પૂરતી મુદતમાં " અપૂર્ણ " રહ્યાનો ઉલ્લેખ અર્થહીન છે વળી, વધુમાં પ્રસ્તુત વેધશાળાના નિરીક્ષણ અને સશોધનનાં પરિણામોનું 'ઝીચે મલિકશાહી' (મલિકશાહી પચાંગ) અને ઝીચે સન્જરી'માં વર્ણન, એ જ પુરાવો છે કે વેધશાળા અમુક વર્ષોમાં સપૂર્ણ બની ઉપયોગમાં આવી ચૂકી હતી અને ૧૦મી રમઝાન હિ સ ૪૭૧થી તારીખે જલાલી મલિકશાહીનો પાયો નખાઈ ગયો હતો અને 'નવરોઝ' ઠરાવાઈ ચૂક્યો હતો

૧. 'શહરઝુરી' અને 'દુરે રતુલ અખબાર' પૃષ્ઠ ૧૧૯, લાહોર

૨. તારીખુલ હુકમા'મા 'શહરઝુરી,' અબુલ ફઝ્લ ખાઝિનના ઉલ્લેખમાં અને ' દુરે રતુલ અખબાર,' પૃષ્ઠ ૧૧૯, લાહોર.

**સૂર્યગતિનું સંશોધન :**

સૂર્યની ચાલના કાલનિર્ણયની કોશિશ ખગોળવિદ્યાના આરંભથી કાયમ છે. વેધશાળાઓએ આ પ્રકરણમાં આદિથી અદ્યતન શોધખોળો સુધી જેટલાં પ્રસ્થાનો ઓળંગ્યાં તેની અનુક્રમણિકા[1] આ રહી :

| વેધશાળાનું નામ | દિવસ | કલાક | મિનિટ | સેકન્ડ |
|---|---|---|---|---|
| કદીમ મિસરી | ૩૬૫ | ૦ | ૦ | ૦ |
| અકતેમિશ્યુન | ૩૬૫ | ૬ | ૧૮ | ૫૭ |
| કલપૂસ | ૩૬૫ | ૬ | ૦ | ૦ |
| બતલીમુસ | ૩૬૫ | ૫ | ૫૫ | ૧૨ |
| એહલે હિન્દ | ૩૬૫ | ૫ | ૫૦ | ૩૦ |
| મોહમ્મદ બિન જાબિર બત્તાની | ૩૬૫ | ૫ | ૪૬ | ૨૪ |
| મોહય્યુદીન મગરેબી | ૩૬૫ | ૫ | ૪૮ | ૦ |
| રસદે મલિકશાહી | ૩૬૫ | ૫ | ૪૯ | ૦ |
| રસદે નસીર તૂસી | ૩૬૫ | ૫ | ૪૯ | ૦ |
| કૂપર નિકસ (૧૫૪૩ ઈ સ.) | ૩૬૫ | ૫ | ૪૯ | ૬ |
| કેપ્લર | ૩૬૫ | ૫ | ૪૮ | ૫૭.૬ |
| લાકાઈલ | ૩૬૫ | ૫ | ૪૮ | ૪૯ |
| આજકાલ જે મનાય છે | ૩૬૫ | ૫ | ૪૮ | ૪૯.૭ |

ઉપરનો કોઠો જોતાં જણાશે કે, જેમ કલાકોનો ખરો નિર્ણય સૌથી પ્રથમ બતલીમુસે લીધો તેમ મિનિટોનો નિર્ણય મલેકશાહી વેધશાળાએ લીધો. અદ્યતન શોધ અને ખય્યામ યા મલિકશાહી વેધશાળાની શોધ કહો ! આ બન્નેમાં અમુક પળોનું અંતર છે ને ?

બૈરૂનીએ " આસારે બાકિયા " માં ચોખવટ કરી છે, કે આ

1. ઉસ્લામી શોધખોળો માટે 'શરહે યનમની' અને તેનું વિવરણ (હવાશીબર જન્દીનો ઉસ્લો ગ્રંથ), અને બાકીનાને માટે ફર્ઈલ કાન્ડિ અમેરિકાના 'ખગોળશાસ્ત્રના સિદ્ધાંતો' પૃષ્ઠ ૪૧, બૈરૂત, જુઓ.

તફાવત એ કારણે નથી કે, અમો શોધખોળથી થાકી ગયા છીએ, બલ્કે, વેધશાળા નાની હોવાનુ કારણ છે, અને આ નાનાં સાધનો વડે સૂર્યના અસ ધારણ ઘેરાવાનું પૂરતું પ્રમાણ થઈ શકતુ નથી[1]

. તારીખે જલાલી કે મલિકશાહી ·

હવે સૂર્યની સાચી ગતિ અને વર્ષના દિવસોની ખરી સ'ખ્યા જાણી લીધા પછી ખય્યામે ફારસી તારીખોની મુશ્કેલીઓના ઉકેલ તરફ લક્ષ દોર્યું. 'ઇબ્ને અસીર'ના હિ. સ ૪૬૭ના પ્રસંગો મા છે કે

"૧—આ વર્ષે નિઝામુલ્ મુલ્ક અને મલિકશાહે મોટા મોટા જ્યોતિષીઓને એકઠા કર્યા આ લોકોએ 'નવરોઝ' એ સમયને ઠરાવ્યો, કે જ્યારે સૂર્ય મેષ રાશિમાં પ્રવેશે. આની પૂર્વે 'નવરોઝ' જ્યારે સૂર્ય મીન રાશિના અડધમાં પહોંચતો ત્યારે થતો હતો, અને છેવટે આ જ સુલતાની સ શોધનને જ ત્રીઓનુ મૂળ માન્ય કરવામા આવ્યુ."

મોહકૂકિક નસીરુદ્દીન તૂસી (સ્વ હિ સ ૬૭૨) ઝીજે ઇલ્ખાનીમાં લખે છે :

"૨—છઠ્ઠુ પ્રકરણ મલિકી તારીખમા સુલતાન જલાલુદ્દીન મલિકશાહના યુગમાં એક તારીખ બનાવવામા આવી અને એ તારીખના મહિનાઓનાં નામ ફારસી મહિનાઓનાં છે અને મહિનાઓના દિવસોની સખ્યા ૩૦ની હતી અને 'પજ એ દુઝદીદા' પાંચ દિવસને છેવટના અસ્ફન્દાર મહિનામાં રાખ્યા અને દર ચાર યા પાંચ વર્ષે એક દિવસ કબીસાનો છેવટમાં પ જમાં વધારી લીધો, જેથી છ દિવસ થઈ જાય. પહેલી ફરવદીન સખ્યાહ પૂર્વ સૂર્ય મેષરાશિમાં પ્રવેશતાં અને મીન રાશિમાંથી ગમન કરતાં ગણાય છે કેટલાકનુ એવુ પણ

૧. આસારે બાકિયા' પૃષ્ઠ ૧૦, લિપ્ઝિગ, ઈ સ. ૧૯૨૩

કહેવું છે કે, ફરવરદીનની પહેલી ને અન્ય માસની પહેલી–એકમ એ દિવસ ગણાશે જ્યારે કે સૂર્ય મધ્યાહ્ન પૂર્વે રાશિક્રાંતિ કરશે. આ મહિનાઓને જલાલી યા મલિકી કહે છે."

(હસ્તપ્રત, દારૂલ–મુસન્નેફીનનું ગ્રંથાલય)

ઉલુગબેગની વેધશાળાના સુપરવાઈઝર મુલ્લાં અલી કૌશુજી (૨૧ હિ. સ. ૮૭૯), તેની ખગોળવિદ્યાની પુસ્તિકામાં–જેનું નામ 'કૌશજીય્યા' છે–લખે છે કે–

"૩—કિંતુ મલિકી તારીખની શરૂઆત શુક્રવાર તા ૧૦ રમઝાન હિ. સ. ૪૭૧ છે. વર્ષની શરૂઆતનો દિવસ એ દિવસનો ગણવામાં આવે છે કે જ્યારે બપોરના વખતે સૂર્ય મેષ રાશિમાં પ્રવેશ્યો હોય આવી જ રીતે દરેક માસને દરેક રાશિમાં પ્રવેશતાં ગણે છે અને અમુક માસને ત્રીસ દિવસના ગણે છે જેથી દિવસોની સંખ્યા ભિન્નભિન્ન ન થાય. આ મહિનાઓનાં નામો એનાં એ જ ઈરાની નામો અખત્યાર કરી લીધાં છે. સિવાય એટલું જ કે આ મહિનાઓને 'જલાલ' કહે છે, અને પેલાને 'પ્રાચીન' તારીખ કહે છે અને પાંચ દિવસ છેવટમાં અધિક કરી દે છે અને ચાર પાંચ વર્ષે એક દિવસ વધારી દે છે તે 'પાંચ'ના 'છ' થઈ જાય."

(હસ્ત દારૂલ્–મુસન્નેફી ગ્રંથાલય, આઝમગઢ)

અલ્લામા અબુલ–ફઝલ 'આઈને અકબરી'માં આની નોંધ લેતાં લખે છે કે:

"૪—મલિકી તારીખને 'જલાલી' પણ કહે છે. આ ઝમાનામાં ઈરાની તારીખનો ઉપયોગ થતો હતો. કિંતુ 'કબીસા'ને હેરફેર કરી નાખવાથી વર્ષ બદલાઈ ગયાં. સુલતાન જલાલુદ્દીન મલિકશાહ સલજૂકીના પ્રયત્ને ઉમર ખય્યામ અને અન્ય વિદ્વાનોએ આ તારીખ બનાવી. વર્ષારંભ મેષ રાશિમાં સૂર્ય આવતાં નક્કી થયો—વર્ષ અને ખરા મહિના તે રીતે; કિંતુ આજકાલ એ સુધારો જેના ઉપર અમલ કરવામાં આવે છે, દરેક મહિનાને ત્રીસનો ગણવામાં આવે

છે. ઉલ્લા અસફનદાર-દમાં પાંચ યા ૭ દિવસ વધારી દે છે. '૫૧૬' વર્ષ પૂરાં થયાં." (ગ્રંથ ૧ લો, પૃષ્ઠ ૧૯૨–૧૯૩, નવલકિશોર)

મોહમ્મદ થાનવી તેની સંશોધન કૃતિ 'કશ્શાફ ઇસ્તિલાહાતિલ-ફુનૂન'માં "તારીખ" શબ્દના મથાળા નીચે લખે છે કે—

"૫—અને આમાં જ મલિકી તારીખ છે. તેને જલાલી તારીખ પણ કહે છે. આનો આઠ ફિલસૂફોએ મળી નિર્ણય લીધો છે. જલાલુદ્દીન મલિકશાહ સલજૂકીના હુકમથી આ કાર્ય અંજામ દેવામાં આવ્યું. વર્ષની શરૂઆત આ કેલેન્ડરમાં સૂર્યના મેષ રાશિના કેન્દ્રમાં પહોંચતાં થાય છે. અને એ યુગમાં તારીખની સાલોમાં અસમાનતા હતી. આથી એ લોકોએ આ તારીખનું સર્જન કર્યું જેથી સૂર્યના મેષ રાશિના પ્રવેશનો દિવસ હંમેશા વર્ષનો પહેલો દિન હોય અને તેના મહિનાઓનાં નામ એ જ યઝદજરદી (ઈરાની) નામ છે. કિંતુ આને જલાલી કહે છે. આ તારીખના વર્ષનો પહેલો દિવસ શુક્રવાર હતો અને આ તારીખ મુકરર કરતી વખતે સૂર્ય મેષ રાશિમાં આવ્યો હતો, પણ પ્રાચીન મહિના પ્રમાણે એ દિવસ '૧૮' ફરવરદીન હતો. આથી '૧૮' દિવસ કબીસાના ગણી '૧૮' ફરવરદીનને જલાલી '૧' ફરવરદીન ગણી લેવામાં આવ્યો. અને આ જ કારણ છે કે તેને એવું કહેતા સાંભળીએ છીએ કે, મલિકી તારીખનો આરંભ આ જ મલિકશાહીય્યા કબીસાથી છે."

(પૃષ્ઠ ૫૯, કલકત્તા)

આપણા અર્વાચીન વિખ્યાત ગણિતી (મેથેમેટિશ્યન) અલ્લામા ગુલામહુસેન જોનપુરી તેમની આધારભૂત કૃતિ 'જામેબહાદુરખાની'માં (હિ સ. ૧૨૫૦ માં તેમની જ કલમથી લખાઈ કલકત્તામાં છપાઈ છે) મલિકશાહી જલાલ કેલેન્ડરનો ઉલ્લેખ નીચેના શબ્દોમાં કરે છે:

"૬—જલાલુદ્દીન-મલિક બિન અલપઅરસલાન સલજૂકીના જમાનામાં એવી જાતનો સુધારો નક્કી કરવામાં આવ્યો કે, વર્ષની

શરૂઆત એ સમયે કરવામાં આવે કે જ્યારે સૂર્ય મધ્યાહ્ન સમયે મેષ રાશિમાં દાખલ થાય. આ પછી દરેક મહિનાને ત્રીસ ત્રીસ દિવસના યઝ્દેજર્દી મહિનાની જેમ બનાવ્યા અને છેલ્લા મહિના અસફનદારન્દમાં '૫' બચેલા દિવસો લઈ લીધા. એક વસ્તુ તેમણે સ્વીકારી હતી કે, વર્ષની શરૂઆત સૂર્યના મેષ રાશિમાં પ્રવેશથી જ થાય; તેથી તેઓને દર ત્રણ[1] યા ચાર વર્ષ પછી એક દિવસ છેલ્લા પાંચ દિવસ (ખમ્સએ મુસ્તરકા) માં વધારવો પડ્યો અને તેનું નામ "મુલ્હક ખમ્સએ મુસ્તરકા" રાખ્યું અને જે વર્ષમાં આ "મુલ્હક ખમ્સએ મુસ્તરકા" આવતો તેને કબીસાનું વર્ષ કહેતા હતા. ( પૃષ્ઠ ૬૯૨, કલકત્તા )"

મેં નિષ્ણાતોનાં ઉપર્યુક્ત અવતરણો એટલા માટે આપ્યાં છે કે જેથી પ્રસ્તુત 'તારીખ' વિશેની સાચી હકીકતનો ખુલાસો થાય. આ તારીખનો હેતુ કેવળ સૂર્યવર્ષની સ્વસ્થતા હતી; ચંદ્રવર્ષ અને સૂર્યવર્ષના બંને વચ્ચેના અંતરને સમાન્તર કરવાનો ઉદ્દેશ ન હતો. જેવું કે, ઉર્દૂ ભાષાના એક યોગ્ય લેખકે[2] સમજ્યા છે.

---

૧. 'દર ત્રણ યા ચાર વર્ષ પછી,' ઘણું કરીને "કલમદોષ" છે. "દર ચાર યા પાંચ વર્ષ પછી," જોઈએ.

૨. ઉમર ખય્યામના સંશોધનનું પરિણામ એ હતું કે, સૂર્ય તેનો વાર્ષિક ફેરો ત્રણસો પાસઠ દિવસ, પાંચ કલાક ને ઓગણપચાસ મિનિટમાં ફરી રહે છે. આથી ખય્યામે એવો નિયમ ઠરાવ્યો કે દર ચોથે વર્ષે એક દિવસ વધારવામાં આવે અને એવા સાત ચોક પૂરા થતાં આઠમી વાર (ચારને બદલે) પાંચમાં વર્ષે એક દિવસ અધિક કરવામાં આવે. આ હિસાબે સૂર્યવર્ષ અને ચંદ્રવર્ષ વચ્ચેનું અંતર પૂરા તેત્રીસ વર્ષમાં મટી જાય છે. (નિઝામુલ-મુલ્ક તૂસી, પૃષ્ઠ ४२७, કાનપુર)

શું આ હિસાબે ચંદ્ર અને સૂર્યવર્ષનું અંતર ૩૩ વર્ષમાં મટી જશે કે, આ કાળમાં પ્રતિવર્ષે ૫૨૮ કલાકો સહિત અગિયાર દિવસનું અંતર (૧૧ × ૩૩ = ૩૬૩) બરાબર એક વર્ષનું થઈ જશે? કેટલી સમજફેર!

ઉપર્યુક્ત અવતરણો વ્યક્ત કરે છે કે પ્રસ્તુત જલાલી તારીખની રચના વાસ્તવમાં ફારસી અને રૂમી નિયમોના મિશ્રણથી થઈ હતી અને લગભગ એ જ સિદ્ધાંતોનું અનુકરણ હતું કે જેને, અબુઅહમદ વાલા જ્યોતિષીએ મુતઝિદ બિલાહના યુગમાં (હિ. સ. ૨૮૨) અખત્યાર કર્યા હતા. એટલે કે

(૧) પારસીઓની માફક દરેક માસ ત્રીસ ત્રીસ દિવસનો ગણવામાં આવે. (આમ '૩૬૦' દિવસ થયા.)

(૨) બાકીના '૫' દિવસ પ્રતિ વર્ષની આખરે ઉમેરી લેવામાં આવે. (જેમકે પારસીઓ ઉમેરતા હતા. આમ ૩૬૫ દિવસ થયા.)

(૩) '૫' કલાક '૪૯' મિનિટને સરળતાર્થે '૧૧' મિનિટ વધારી '૬' કલાક ગણી લઈએ તો, ચાર વર્ષે '૧' દિવસ થઈ જશે. આ એક દિવસ રૂમીઓની જેમ દર ચોથે યા પાંચમે વર્ષે પેલા પાંચ વધારાના (મુસ્તરકા યા વઝીદા) દિવસોમાં ઉમેરી '૬' દિવસ કરી તેને તે વર્ષનો 'લીપ-યઅર ડે' ગણી લેતા હતા.

આમ કલાકોની ખામી દર ચોથે વર્ષે દૂર થઈ જતી હતી.

આ ઉપરાંત ખય્યામે, સૂર્ય મધ્યાહ્ન પૂર્વે મેષ રાશિમાં દાખલ થાય એ સમયને વર્ષનો આરંભદિન ઠરાવ્યો. આમ વર્ષારંભનો સમય ને દિન નક્કી ઠરાવાઈ અટલ થઈ ગયા. આ ગણત્રીના અમલનો માસ "ફરવરદીન" હતો. જો કે આ માસની કેટલીક તિથિઓ વીતી ચૂકી હતી છતાં પણ તેની ફરી એકમથી શરૂઆત કરવામાં આવી. સૂર્યના મેષ રાશિમાં હોવાનો એ દિવસ હતો કે જ્યારે રાત્રિ-દિવસ બિલકુલ સરખાં હોય છે અને વસંતનો પ્રારંભ થાય છે. આ રીતે દર વર્ષના ફરવરદીનની એકમને 'નવરોઝ' ઠરાવી તેને કાયમી સ્થાન આપી દીધું. આમ સૂર્યવર્ષની દરેક ખામી પૂરી થઈ ગઈ.

સલજૂકી સલ્તનતમાં આ કેલેન્ડર જલાલ યા મલિકના નામથી ૧૦ મી રમઝાન હિ. સ. ૪૭૧ થી અમલમાં આવી ગયું અને એવું જણાય છે કે, પછીની પૂર્વીય સલ્તનતોએ પણ તેને અપનાવી લીધું. પરિણામે સલજૂકીઓ અને ખ્વારેઝમીઓના અંત પછી જ્યારે તાતારીઓએ દેશ પર કબજો કર્યો ત્યારે તેમણે ચંદ્રવર્ષ પર કાર્યવાહી શરૂ કરી અને એ જ રીતે મહેસૂલ વસૂલ કરતા રહ્યા; કિંતુ જ્યારે ગાઝાનખાને ઇસ્લામનો સરકારી ધર્મ તરીકે સ્વીકાર કરાવી દીધો ત્યારે એવો સુધારો કર્યો કે, ચંદ્રવર્ષને બદલે સૂર્યવર્ષ પ્રમાણે હિસાબની લેવડદેવડ કરવામાં આવે. તારીખે ગુઝીદામાં છે કે—

"એના ઝમાનામાં ખાની તારીખ, કે જેના દ્વારા આજના હિસાબો થાય છે તે '૧૨' મી રજબ હિ. સ. ૭૦૧ થી દાખલ કરવામાં આવી છે."

(પૃષ્ઠ ૫૯૫, ગિબ)

આઇને અકબરીમાં છે કે—

"ગાઝનખાનના તખ્તનશીનીના આરંભથી ઇલખાની કેલેન્ડર પ્રમાણે (જે ખાની નસીરુદ્દીન તૂસી—સ્વઃ હિ. સ. ૬૭૨ નું બનાવેલું છે.) સૂર્યવર્ષ અને માસ પ્રમાણે ગણવાનું શરૂ કરવામાં આવ્યું. આની પૂર્વે દફતરોમાં હિજરી તારીખ હતી અને ચંદ્રવર્ષ ગણવામાં આવતું, આ કારણે ભારે ગરબડ થઈ ગઈ, કારણ કે ચંદ્રનાં '૩૧' વર્ષ સૂર્યનાં '૩૦' થાય છે જેથી ખેડુતોને ભારે નુકસાન પહોંચ્યું: મહેસૂલનો હિસાબ ચંદ્રવર્ષ પ્રમાણે થતો, જ્યારે પાક સૂર્યવર્ષ પ્રમાણે ઊતરતો. આ કારણે ચંદ્રવર્ષ કાઢી આ ખરી તારીખ દાખલ કરી."

(ગ્રંથ ૧ લો, પૃષ્ઠ ૧૯૩, નવલકિશોર)

આ ખાની તારીખ બળું કરીને એ સુધારા પ્રમાણે હતી કે જેનો ઉલ્લેખ મોહક્કિક તૂસી (સ્વઃ હિ. સ. ૬૭૨)ના 'સી ફસ્લ'

અને અલ્વામા કૌશજી ( હિ. સ ૮૭૯ )ના રિસાલએ કૌશજીયાહ'-માં મોજૂદ છે.

એટલે કે, જો કે દર વર્ષના આરંભનો સમય પ્રસ્તુત તારીખ જલાલી મલિકશાહીમા ઠરાવી દેવામાં આવ્યો હતો, પણ તોય પ્રતિ માસને ત્રીસ ત્રીસના ધારી છોડી દેવામાં આવ્યા હતા, તેમાં એવો સુધારો કરવામાં આવ્યો કે, દરેક માસનો સમય પણ નક્કી કરવામાં આવે. એટલે કે, જ્યારે સૂર્ય મધ્યાહ્ન પૂર્વે કોઇ પણ રાશિમાં દાખલ થાય ત્યારથી નવો માસ ગણવામાં આવે. આ રીતના હિસાબથી વર્ષની જેમ માસ પણ ખરું રૂપ પામ્યા.

અકબરના જમાનામાં હિન્દુસ્તાનમાં હકીમ ફત્હુલ્લા શીરાઝીએ ઉપરના નિયમમાં[1] (એટલે કે વર્ષ અને માસ સૂર્યના સ્થળાંતરના સમય પ્રમાણે શરૂ કરવાના નિયમમાં ) એક વિશેષ પ્રગતિ કરી ગોરગાની વેધશાળા એટલે તૈમૂર ગૌરગાનના પૌત્ર ઉલુગબેગે સમરકન્દમાં જે હિ સ ૮૨૩માં—વધશાળા સ્થાપી હતી તેની શોધખોળ પર આધાર રાખી, વર્ષના બાર માસના દિવસોને ત્રીસ ત્રીસ દિવસોમાં વહેંચી અંતમાં પાંચ દિવસ અધિક કરી લેવાની પદ્ધતિ હતી તેને બદલે રૂમીઓની પદ્ધતિ મુજબ એવું કર્યું કે, તે પાંચ દિવસોને પણ જુદા જુદા મહિનાઓમાં વહેંચી નાખ્યા આથી જો કે મહિનાઓમાં દિવસોમાં સમાનતા રહેવા ન પામી, કિંતુ પ્રતિ વર્ષે પાંચ દિવસના વધારાની વિટંબણા મટી ગઈ. અને વહેંચણી આમ થઈ:

પહેલા બે માસ એકત્રીસ એકત્રીસના, પછી એક માસ બત્રીસનો, ત્યાર પછી ત્રણ માસ એકત્રીસના, વળી બે માસ ત્રીસના, અને બે માસ ઓગણત્રીસના, અંતના બે માસ ત્રીસ ત્રીસના :

| ફરવરદીન | ઉર્દિબિહિસ્ત | ખોરદાદ | તીર | અમરદાદ | શહરયૂર |
|---|---|---|---|---|---|
| ૩૧ | ૩૧ | ૩૨ | ૩૧ | ૩૧ | ૩૧ |

૧. જુઓ બહાદુરખાન '૬૫૨'

| મેહર | આબાન | આઝર | દી | બહમન | અસ્ફનદાર |
|---|---|---|---|---|---|
| ૩૦ | ૩૦ | ૨૯ | ૨૯ | ૩૦ | ૩૦ |

આ કુલ ૩૬૫ દિવસ થયા, બાકી વર્ષે '૬' કલાકની જે ખામી પ્રતિ ચાર વર્ષે એક દિવસનું અંતર ધારણ કરે છે તેનો કોઈ ઉકેલ આમાં રાખવામાં આવ્યો નથી. આ નવી પદ્ધતિનું નામ 'તારીખે ઇલાહી' નક્કી થવા પામ્યું.[૧]

આ જ તારીખ અત્યાર સુધી નિઝામ સરકારમાં, જે દરેક અર્થમાં તૈમુરવંશની સલ્તનતની યાદગાર છે—એટલા ફરક સાથે ચાલુ છે કે, એક દિવસ સને ઇલાહીના આઝર માસમાં વધારી તેને ૨૯ના બદલે ૩૦નો કરી દેવામાં આવ્યો છે. કિંતુ આમાં પણ 'ખામી' છે એટલે કે '૭' કલાકના વધારાની કોઈ યોજના નથી. આ, વર્ષે '૭' કલાક, ચાર વર્ષે '૧' દિવસ અને એકસો વીસ વર્ષમાં એક માસ થાય છે. જ્યારે ખય્યામ આ ખામી પ્રતિ ચોથા વર્ષે એક દિવસ ઉમેરી પૂરી કરી દીધી હતી. અને વર્તમાન હિસાબની અંગ્રેજી પદ્ધતિ જે ગ્રેગોરિયનના સિદ્ધાંત પર રચાયેલી છે તેમાં પણ પ્રતિ ચાર વર્ષે 'ફેબ્રુઆરી'માં એક દિવસ વધારી અંતર પૂરી દેવામાં આવે છે.

ગમે તેમ, આ ચાર વર્ષ પછી એક દિવસનો ઉમેરો ન થવાથી એકસો વીસ વર્ષે એક મહિનાનો ફરક અનિવાર્ય હતો. પરિણામે નિઝામ સરકારનાં દફતરોમાં પ્રતિ એકસો વીસ વર્ષે એક મહિનાનું અંતર પડે છે. આમ ઈ. સ. ૧૮૮૫ની પૂર્વે 'આબાન'-ની એકમે વર્ષારંભ થતો હતો ત્યાં ઈ. સ. ૧૮૮૫માં એક માસ છોડી 'આઝર' માસથી વર્ષારંભ[૨] થવા લાગ્યો. અને અત્યારસુધી એમ જ ચાલે છે. અલબત્ત મહિનાઓના દિવસોમાં પાછળથી એવો સુધારો

૧. આઈને અકબરી, અલ્લામા અબુલ-ફઝલ, ગ્રંથ ૧ લો; આઇને તારીખે ઇલાહી, અને જામે બહાદુરખાની પૃષ્ઠ ૬૯૨ ને ૬૯૪

૨. મોટી જંત્રી, મરહૂમ રહેમતુલ્લા ૨૪૬; બાબત ઈ. સ. ૧૯૦૫

કરવામાં આવ્યો છે કે, હવે બત્રીસ દિવસનો એક માસ રાખવામાં આવ્યો નથી. ખોરદાદના બત્રીસ દિવસોમાંથી એક દિવસ ઘટાડી 'આઝર'માં તે વધારી '૨૯' ના બદલે '૩૦' નો કરવામાં આવ્યો છે. અત્યારનું દિવસોની વહેંચણીનું રૂપ નીચે પ્રમાણે છે:

'આઝર' 'દી' 'બહમન' 'અસ્ફનદાર' 'ફરવરદીન'
૩૦ ૨૯ ૩૦ ૩૦ ૩૧
'ઉર્દિબિહિસ્ત' 'ખોરદાદ' 'તીર' 'અમર' 'શહરયૂર' 'મેહર' 'આબાન'
૩૧ ૩૧ ૩૧ ૩૧ ૩૧ ૩૦ ૩૦

આ વિગતોથી જણાશે કે, તારીખે ઇલાહી હૂબહૂ 'જલાલી' નથી, તેમ ન તો તે ખય્યામના સિદ્ધાંતો પર નિર્ભર છે. એ તાજુબીની ઘટના છે કે, આવો ભ્રમ નિઝામુલ્-મુલ્કના વિદ્વાન લેખકને કઈ રીતે ઉદ્‌ભવ્યો.[1]

આ તો બિનઅરબી યા પૂર્વીય સલ્તનતોની વાત થઈ, કિંતુ અરબી સલ્તનતોએ આ ફેરફાર અપનાવ્યો હોય એમ લાગતું નથી અને રૂઢિ મુજબ અબ્બાસી ખિલાફતની જેમ હિજરી સાલ પર જ હિસાબનો મદાર રહ્યો અને એ જ '૩૩' ચંદ્રવર્ષ પછી એક ચંદ્ર-વર્ષના છેદનો કે બીજા વર્ષમાં સમાવી દેવાનો નિયમ અમલમાં રહ્યો. પરિણામે સમકાલીન સલજૂકી સલ્તનત, મિસરના ફાતેમીઓમાં એ જ પુરાણી પદ્ધતિ પર દર તેત્રીસ ચંદ્રવર્ષે એક ચંદ્રવર્ષના છેદનો નિયમ ચાલુ હતો. આમ ખુદ ખય્યામની હયાતી (હિ. સ. ૫૦૧)-માં હિસાબી દફતરોમાં '૪૯૯' ની ફસલનો હિસાબ ચાલતો હતો. આથી મહેસૂલી વર્ષમાં પણ બે વર્ષ છોડી હિ સ ૫૦૧ લખવાનું ફરમાન નીકળ્યું અને ભવિષ્યને માટે સૂચના કરવામાં આવી કે,

૧. "પારસીઓમાં આજ જે તારીખ ચાલુ છે અને જેને તેઓ યઝ્દજર્દી માને છે એ મૂળમાં ખય્યામની સુધારેલી તારીખ છે અને જેને અમો મગરૂબીથી ખય્યામી કહી શકીએ છીએ. અને આ જ અકબરશાહીની 'તારીખે ઇલાહી' છે જે નિઝામ સરકારના અમલમાં છે." (નિઝામુલ્-મુલ્ક, કાનપુર, પૃ૪-૪૭૧)

હિ. સ. ૫૩૪માં પણ આવો જ અમલ કરવામાં આવે. આ પછી જ્યારે ફાતેમીઓના સ્થાને સુલતાન સલાહુદ્દીનની હકૂમત સ્થપાઈ ત્યારે હિ. સ. ૫૬૭માં પ્રસ્તુત ફેરફાર માટે ફરમાન નીકળ્યું[1]

**જલાલી કેલેન્ડર :**

ખય્યામે આ જલાલ સાલનું એક કેલેન્ડર પણ બનાવ્યું હતું. પ્રસ્તુત કેલેન્ડરની રચનાનો ચિતાર ખ્વાજા નસીર તૂસી (સ્વ. હિ. સ. ૬૭૨)એ તેની પુસ્તિકા (રિસાલા) 'સી ફસ્લ' "દર માઅ'રેફતે તક્વીમ"ના પ્રકરણમાં આપ્યો છે: આમાં ચાર કોઠક દોરવામાં આવે અને એકમાં અઠવાડિયાના દિવસોનાં નામ અને બીજામાં મહિનાઓનાં નામ અને. ત્રીજામાં તારીખોના સંખ્યાવાચક આંકડાઓ લખવામાં આવે ઘણું કરીને આ જ કેલેન્ડરનું નામ "આગાઝે હિસાબે તારીખે જલાલી" (જલાલી તારીખની શરૂઆત) છે જેનો ઉલ્લેખ નિઝામુલ મુલ્કના[2] લેખકે એવી રીતે કર્યો છે કે આ, "ઝીચે મલિકશાહી" (મલિકશાહી પંચાંગ)નું બીજું નામ હતું. જો આમ હોય તો તે 'જલાલ કેલેન્ડર'નું બીજું નામ છે. નહિ કે 'ઝીચ' (પંચાંગનું)નું.

**ખય્યામની તારીખે જલાલી અને કુત્બે શીરાઝી :**

અલ્લામા કુત્બુદ્દીન શીરાઝી(સ્વ હિ. સ. ૭૧૦)એ તેના ખગોળશાસ્ત્રના વિખ્યાત ગ્રંથ 'તોહફએ શાહીય્યાહ'ના "અલ-અય્યામો વત્ તવારીખ"ના પ્રકરણમાં પ્રસ્તુત તારીખનો ઉલ્લેખ કર્યો છે અને તેમાં ખય્યામની 'ભૂલ' નિર્દેશી છે. અલ્લામા લખે છે કે

"ચોથી મલિકશાહી તારીખ છે, અને તે સુલતાન જલાલુદ્દીન મલિકશાહ ઈબ્ને અલપઅરસલાન સલજૂકીના નામથી ઓળખાય છે. અને આ રીતે ઓળખાવાનું કારણ એવું છે કે, તેના દરબારમાં

૧. ખિતતે મિસર, મિકરેઝી, ગ્રંથ ૨ જો, પૃષ્ઠ ૪૯, ૫૨. નીલ પ્રેસ, મિસર.

૨. નિઝામુલ-મુલ્ક, કાનપુર, પૃષ્ઠ ૪૬૯, હાસિયામાં

હકીમોની એક ટુકડી જમા થઈ, તેઓમા ઉમર ખય્યામ અને હકીમ લોકરી વગેરે આઠ વ્યક્તિ હતી, તો આ સઘળાએ મળીને એક તારીખ બનાવી ..... ...અને દર ચાર વર્ષે એક દિવસ ઉમેરે છે તો એ વર્ષના '૩૬૬' દિવસ થાય છે, અને જ્યારે કે, પ્રતિ વર્ષે (૫ કલાક અને ૪૯ મિનિટની) ચતુર્થાંશ દિવસથી કંઈક ઓછી એવી 'કસર' છે, તો લોંદ (લીપ્ યિઅર ડે)નુ વર્ષ દર ચાર વર્ષમાં એક દિવસ અગાઉથી બેઠુ અને આ જ કારણે લોંદ (લીપ્ યિઅર ડે)નું વર્ષ કયારેક પાંચ વર્ષે આવે છે અને તે એવી રીતે કે, સાત આઠ વખતે દર ચાર વર્ષે એક લોંદનુ વર્ષ આવે તો એક વખત પાંચ વર્ષે આવે અને આ વસ્તુ બારીકાઈથી જોતાં જણાઈ આવશે. અને એ જ દશા આ તવારીખના વર્ષારંભની છે અને અમે જે આ બયાન કર્યુ છે તેથી ઉમર ખય્યામની એ ભૂલ જણાઈ આવશે કે જે તેણે તેના સર્જેલા પચાંગ (ઝીચ)મા કરી છે, કારણ કે તેણે આમા કહ્યુ છે કે, 'આ લોંદનું વર્ષ દર ચોથા વર્ષે હમેશાં પડશે અને વર્ષારંભ સૂર્યના મેષ રાશિમાં પ્રવેશના સમયે હમેશા થશે.' અને આ એક મોટી ભૂલ છે, જેનું કારણ યા તો એવુ છે કે ખય્યામે આ મુદ્દા પર લક્ષ આપ્યુ નથી, જે તરફ અમે તમારુ લક્ષ દોર્યું, અથવા તો આ ભૂલ એટલા માટે આવવા પામી કે તેણે બાકી રહી જતા પાંચ કલાક ને ઓગણપચાસ મિનિટને પૂરો ચતુર્થાંશ દિવસ ગણી લીધો, કે કેવળ ઇશ્વર જ સ્વસ્થતાની શકયતા અર્પણ કરનાર છે." (વર્તમાન પબ્લિક ઓરિયેન્ટલ લાઈબ્રેરી પટનાની હસ્તપ્રત પરથી નકલ)

અહીંઆ શીરાઝીએ જે ભૂલ તરફ લક્ષ દોર્યું છે તેનો સાર એ છે કે સૂર્યવર્ષના મૂળ ૩૬૫ દિવસ અને '૭' કલાકમાં અમુક મિનિટ ઓછી થાય છે, કિંતુ 'ઘટ'ની વિટંબણાથી બચવાને ખય્યામે પૂરા '૭' કલાક ગણી લીધા જે ચાર વર્ષે ચોવીસ કલાક થઈ એક દિવસ થઈ જાય છે અને તે ઉમેરાય છે, કિંતુ વાસ્તવિક

રીતે કે અલ્લામાએ બતાવ્યું કે, દર ચાર વર્ષે સાત આઠ વખત એક દિવસના 'અધિક' પછી એક વખત ચોથા વર્ષને બદલે પાંચમાં વર્ષે 'અધિક' થાય.

ઝીચ (પંચાગ):

'ઝીચ' ફારસી શબ્દ છે, જેનો અર્થ એ છે કે, જેમાં કોઈ વેધશાળાનું ખગોળ–નિરીક્ષણ અને ખાસ કરીને સિતારાની ગતિ કલમબદ્ધ કરવામાં આવે. મલિકશાહી વેધશાળાના નિરીક્ષણ અને શોધખોળ કોઈ 'ઝીચ'માં કલમબદ્ધ થયાં હતાં કે શું? આનો કોઈ આધારભૂત ઉત્તર અમને મળતો નથી. હાજી ખલીફા ચલ્પીએ 'કશ્ફ-ફુઝ્ઝુનૂન'માં 'ઝીચ'ના મથાળા નીચે એક 'ઝીચે મલિકશાહી'નો ઉલ્લેખ કર્યો છે અને તે ઉમર ખય્યામનું સર્જન હોવાનું બતાવ્યું છે; કિંતુ આ 'ઝીચ' પોતે જોઈ નથી. બલ્કે ખ્વાજા નસીર તૂસી (સ્વ: હિ સ. ૬૭૨)ના 'સી ફસ્લ'નામના રિસાલાના વિવરણમાં તેના વિવેચક અબ્દુલ–વાહિદે તેનો નામનિર્દેશ કર્યો હતો તેનો જ ચલ્પીએ ઉલ્લેખ કરી દીધો છે. અલબત્ત, કુત્બુદ્દીન શીરાઝી (સ્વ. હિ. સ. ૭૧૦) એ તેના 'તોહફએ શાહીય્યા'માં ખય્યામની 'ઝીચ'નો એવી રીતે ઉલ્લેખ કર્યો છે કે જાણે પોતાનાં જોવામાં આવેલ હોય. ખય્યામે આમાં પોતાની 'તારીખ'ના સિદ્ધાંતો પણ બતાવ્યા હતા.

ખય્યામના કાર્યમિત્ર અબુલફત્હ અબ્દુર્–રહેમાને પણ, સુલતાન મોઈઝ્ઝુદ્દીન સન્જરના નામની એક 'ઝીચ' રચી હતી. જેનું નામ 'ઝીચે મોઈઝ્ઝી સન્જરી' છે. તેમાં તેણે પોતાનું કેટલુંક ખગોળ–નિરીક્ષણ આલેખ્યું હતું.[૧] આ બિના પર એ વસ્તુ અનુમાન–સામ્સ ધરાવે છે કે, આ નિરીક્ષણ ને સંશોધન આ જ મલિકશાહી વેધશાળામાં કરવામાં આવ્યાં હશે.

## અન્ય સુલતાનોના સંબંધમાં

**સુલતાન બર્કયારૂક બિન મલિકશાહ :**

• મહાન સુલતાન મલિકશાહ સલજૂકીનું હિ. સ. ૪૮૫માં અવસાન થયું તેના પછી તેનો પુત્ર સુલતાન બર્કયારૂક તખ્ત પર બેઠો અને તેનો ઝમાનો હિ સ ૪૮૫થી ૪૯૮ સુધી રહ્યો. આ સમય દરમ્યાનનો ખય્યામ વિશેનો અહેવાલ આપણી નજરમાં નથી. કદાચ કે તે અસ્ફહાનની વેધશાળામાં હોય, જેનું કાર્ય અત્યાર સુધી નિયમિત ચાલુ હતું

**સુલતાન મોહમ્મદ બિન મલિકશાહ**

બર્કયારૂક પછી તેનો ભાઈ સુલતાન મોહમ્મદ બિન મલિક-શાહ હિ સ ૪૯૮માં તખ્ત પર આવ્યો અને હિ. સ ૫૧૧ સુધી તેણે હકૂમત કરી આના જમાનામાં ખય્યામના ફક્ત બે જ્યોતિષી પ્રસંગો ઉરૂઝી સમરકન્દીએ 'ચહાર મકાલા'માં નકલ કરેલા છે એક તો બલ્ખમાં ખુદ ખય્યામની તેની પુષ્પાચ્છાદિત કબર વિશેની ભવિષ્યવાણી અને બીજું એ કે, સુલતાન (ઘણું કરીને સુલતાન મોહમ્મદ)ના શિકાર માટે હિ સ. ૫૦૮માં તેણે પવન અને વાદળાં વિનાનો દિવસ શોધી કાઢયો હતો, જેનો વિસ્તારથી ઉલ્લેખ આગળ આવી ચૂકયો અલાઉદ્દૌલા અઝદૂદીન શાહે 'નમ્દ'-થી અબુલ્ બરકાત અને ઇબ્ને સીના સુધી ખય્યામનો ઝઘડો પણ ઘણું કરીને આજ સમયની ઘટના છે, કારણ કે અલાઉદ્દૌલાના આ જ મોહમ્મદ જોડે મૈત્રી-સબંધો હતા અને તેના જ દરબારમાં આવી આવજા હતી

**મેહમૂદ બિન મોહમ્મદ મલિકશાહ -**

મોહમ્મદ પછી તેનો પુત્ર મેહમૂદ (હિ. સ. ૫૧૧-૫૨૫) તખ્તનશીન થયો કિંતુ તેણે તેની વિલાસવૃત્તિથી બધું જ બરબાદ

કરી નાખ્યું અને એક યુદ્ધ પછી તેનો કાકો સન્જર બિન મલિકશાહ સત્તારૂઢ થઈ ગયો અને તેના અધીન તરીકે તે ફક્ત ઇરાક અને શામ ઉપર રાજ્ય કરતો રહ્યો અને સન્જર ખુરાસાન, તુર્કસ્તાન વગેરે ઉપર મહાન સુલતાન તરીકે શહેનશાહ બની ગયો.

**સુલતાન સન્જરનું સાર્વભૌમત્વ અને ખય્યામનો એકાંતવાસ :**

સુલતાન સન્જર મલિકશાહ હવે સાર્વભૌમ હતો. તેનો આ યુગ હિ. સ. ૫૧૧થી ૫૫૨ સુધીના લાંબા ગાળાનો છે. આ સમય દરમ્યાન ઉમર ખય્યામ આપણને શાહી દરબારમાં જણાતો : નથી. અલબત્ત એક વખત તેના વઝીર શિહાબુલ્‌ઇસ્લામ અબ્દુર્‌-રઝ્ઝાકની મજલિસમાં તે દેખા દે છે. આનો વિઝારતી કાલ હિ. સ. ૫૧૧થી ૫૧૫ સુધીનો છે. આ પછી ખય્યામનું નામ કોઈ મહેફિલમાં સંભળાતું નથી, સિવાય એટલું કે, હિ. સ. ૫૧૫માં સુલતાની ખઝાના માટે અમુક હકીમોએ ફલિઝ્ઝાત (કાચી અગર મિશ્ર ધાતુઓ) તોળવાનો કાંટો બનાવવા વિશે જુદીજુદી પુસ્તિકાઓ લખી હતી, તેમાં એક પુસ્તિકા હકીમ ઉમર ખય્યામની પણ હતી.[1] આ જ કારણ છે કે, આ વર્ષ પછી આમ ચરિત્રનિરૂપકોએ તેને મૃત્યુ પામી ચૂકેલો ધારી લીધો છે. કિંતુ તેના આ 'મૌન'નું રહસ્ય ફક્ત બૈહકીના કથનથી ભેદાય છે. અને આશ્ચર્ય કે, આ આવશ્યક ફકરાને દુર્‌-રતુલ અખ્બારના લેખકે (એટલે, બૈહકીના અનુવાદકે) છોડી દીધો છે.

બૈહકી અને શહરઝુરીમાં છે કે, સુલતાન સન્જર (જન્મ હિ.સ. ૪૭૨)ને બાલપણમાં જ્યારે બળિયા નીકળ્યા હતા અને હકીમ ખય્યામ તેનો ઇલાજ કરી રહ્યો હતો, ત્યારે એક દિવસ જ્યારે ખય્યામ

---

૧. ખાત્રી માટે જુઓ, તેનાં સર્જનોનાં પ્રકરણમાં 'રિસાલએ મીઝાનુલ્‌-હિકમ'નું વર્ણન.

શાહજાદાને જોઈ બહાર નીકળ્યો ત્યારે મુઝફ્ફરદૌલા[1] (અબુલ-ફઝલઅલી બિન દુર્રનિસ-મુઝુલ હિ. સ. ૪૯૭) એ પૂછ્યું કે: શાહઝાદાને કેમ છે અને શો ઈલાજ કર્યો? ખય્યામે કહ્યું: "અરસ-બિય્યો મખુફુન' "બાલક ભયમાં છે." હકીમનો આ ફકરો શાહ-ઝાદાના એક હબસી સેવકે સાંભળી લીધો અને શાહઝાદાને આ વસ્તુ કહી સંભળાવી, આથી શાહઝાદો ખય્યામ વિષે વહેમી બની ગયો અને તેને ધિક્કારવા લાગ્યો. બૈહકીનો અસલ ફકરો આમ છે:

"શાહઝાદો સારો થઈ ગયો તો આ કારણથી ઈમામ ઉમર પ્રત્યે દિલમા કંખ રાખ્યો અને તે તેને ચહાતો નહતો."

આ ઉપરથી અંદાજ થશે કે હિ. સ. ૫૧૫ પછીથી તે શા માટે શાહી દરબારોમાં અને અમીર ઉમરાવોની મજલિસોમાં દેખા દેતો નથી. સુલતાન સન્જરને ખય્યામને બદલે તેના હરીફ, સમ-કાલીન અબુલ ફરહ ઈબ્ને કુશક ઉપર શ્રદ્ધા હતી. કુરૂ-લ્તુલ અખબારમાં છે કે:

"સુલતાન સન્જરને તેના ઉપર ભારે શ્રદ્ધા હોવાથી તેના ઘણાખરા ગ્રંથો ખજાનામાં રાખતો અને તેના ગ્રંથોનો અભ્યાસ કરવા તરફ તેને ભારે આકર્ષણ હતું"

(પૃષ્ઠ ૭૮)

ઓઝરે 'આતશકદહ'માં અને વાલેહ-દાગસ્તાનીએ 'રિયાઝુશ-શોઅરા'માં અને હિદાયતે 'મજમઉલ-ફોસહા'માં લખ્યું છે કે: સુલતાન સન્જર ખય્યામને તેની સાથે તખ્ત પર બેસાડતો હતો:—

"ખય્યામ એટલે ઉમર સંબંધી લોકો કહે છે કે તે સુલતાન સન્જરની જોડે એક જ તખ્ત પર બેસતો હતો." (આતશકદહ, પૃષ્ઠ ૧૭૯, મુંબઈ)

1. ઝુબ્દતુલ નુસરત, પૃષ્ઠ ૫૮ મિસર, 'પાછળથી એ સન્જરનો વઝીર પણ થઈ ગયો હતો. હિ. સ. ૪૯૭ મા તેને રૂખસદ અપાઈ. (ઈબ્ને અસીર, હિ. સ. ૪૯૭)

"આથી સુલતાન સન્જર તેને પોતાની સાથે એક જ તખ્ત પર બેસાડતો હતો."

(રિયાઝુશ-શોઅ'રા 'તઝકેરએ ખય્યામ' હપ્ર, નદ્વા ગ્રંથાલય)

આ કથનોમાં સુલતાન સન્જરનું[1] નામ ખરું નથી. આ ઘટના, જેમકે આગળ આલેખાઈ ચૂક્યું તેમ, શમસુલ્-મુલ્ક સાથે સંબંધ ધરાવે છે.

## વઝીરો અને ઉમરાવોના સંબંધમાં

દરબારી ઉમરાવો અને વઝીરોમાંથી તેના જીવનપૃષ્ઠ પર સૌથી પહેલું નામ નિઝામુલ્-મુલ્કનું ક્રમે છે. જૂનાં આધારભૂત ગ્રંથોમાં તેના નામનો ઉલ્લેખ ફક્ત એકવાર મળે છે. ઇબ્ને અસીરમાં છે કે, મલિકશાહ અને નિઝામુલ્-મુલ્કે વેધશાળાની રચના માટે અન્ય પંડિતો અને ખગોળવિદોની જોડે ઉમર ખય્યામને પણ બોલાવ્યો.[2] આ હવાલા સિવાય ખય્યામના આધારભૂત ચરિત્રલેખનમાં

---

1 ૧ બનાવોની સમજ અર્થે સલ્જૂકી સુલતાનોનો નીચેનો નકશો ધ્યાનમાં રહે :

ખુરાસાન, તુર્કસ્તાન, ઈરાન, ઈરાક અને શામના સુલતાનો :

(૧) અલપઅરસલાન હિ સ ૪૫૫–૪૬૫

(૨) મલિકશાહ હિ. સ. ૪૬૫–૪૮૫

(૩) બર્કયારૂક બિન મલિકશાહ હિ સ. ૪૮૫–૪૯૮

(૪) મોહમ્મદ બિન મલિકશાહ હિ. સ. ૪૯૮–૫૧૧

ખુરાસાન, તુર્કસ્તાન અને ઈરાનની સલ્તનત :

(૫) શહેનશાહ સન્જર બિન મલિકશાહ હિ. સ. ૫૧૧–૫૫૨

ઈરાક અને શામની સલ્તનત :

(૬) મેહમૂદ બિન મોહમ્મદ હિ. સ. ૫૧૧–૫૨૫

(૭) તગરલ બિન મોહમ્મદ હિ. સ. ૫૨૫–૫૨૯

૨. ઇબ્ને અસીર, હિ સ, ૪૬૭ ના પ્રસંગો

નિઝામુલ-મુલ્કનો કોઈ ઉલ્લેખ મળતો નથી; ત્યાંસુધી કે નિઝામુલ-મુલ્ક હિ. સ. ૪૮૫ માં શહીદ થયો.

નિઝામુલ-મુલ્કના અમુક દિવસો પછી મલિકશાહે પણ આ દુનિયામાંથી વિદાય લીધી. આમ વિઝારતી કલમદાનની જોડે સલ્તનતનો તાજ પણ બદલાઈ ગયો.

નિઝામુલ-મુલ્કના બે પુત્ર મોઅય્યદુલ-મુલ્ક અને ફખરૂલ-મુલ્ક એક પછી એક બર્કયારૂક અને મોહમ્મદ બિન મલિકશાહની વિઝારત કરી આ બન્નેની વિઝારત હિ. સ ૪૮૭ થી ૫૦૦ સુધીમાં ખતમ થાય છે. ખય્યામે તેની તત્ત્વજ્ઞાનની પુસ્તિકા 'કુલ્લિયાતુલ-વુજૂદ' આ જ બન્ને ભાઈઓ યા તેમાંથી એકના નામ પર લખી. સાથે જ એ પણ ખુલાસો છે કે તે તેની મજલિસમાં બરાબર હાજરી આપતો હતો અને તેને તેની મજલિસમાં ખાસ નિકટતા હતી. જેમકે તે કહે છે કે:

"જ્યારે મને ન્યાયી ફખરૂલ-મુલ્ક બિન મોઅય્યદ(?)ની સેવામાં રહેવાનો ગૌરવભર્યો લાભ મળ્યો અને તેની પાસે તેની મજલિસોમાં ભાગ લેવા લાગ્યો, તો 'ઈલ્મે કુલ્લિયાત'માં એક યાદગારની દરખાસ્ત કરી. આથી આ કિતાબ તેમની દરખાસ્ત પર લખવામાં આવી."[1]

હિ. સ. ૫૦૬ માં બલ્ખ મુકામે ખય્યામ અમીર અબુસઅદ જુરરાહનો અતિથિ હતો, જેનું નિવાસ-સ્થાન પ્રસ્તુત નગરની "કૂએ બુર્દે ફરોશા" (ગુલામો વેચવાની ગલી) માં આવ્યું હતું[2] ઈતિહાસોમાં આ નામનો ક્યાંય પત્તો લાગતો નથી

હિ. સ. ૫૦૮ માં સુલતાન મોહમ્મદ બિન મલિકશાહે, જે વઝીર દ્વારા ખય્યામને શિકાર માટે ખગોળશાસ્ત્રના આધારે પવન અને વાદળાં વિનાના દિનની નિયુક્તિનો હુકમ મોકલ્યો હતો તેનું નામ, નિઝામી ઉરૂઝીએ 'ખ્વાજા બુઝુર્ગ સદરુદ્દીન મોહમ્મદ બિન

1. 'રિસાલએ કુલ્લિયાતુલ-વુજૂદ' હકીમ ઉમર ખય્યામ, વર્તમાન બ્રિટિશ મ્યુઝિયમ લાયબ્રેરી.
2. 'ચહાર મકાલા' પૃષ્ઠ ૬૨, બિબ

મુઝફ્ફર લખ્યું છે. આનો અર્થ ફખ્રુલ્-મુલ્ક અબુલ્ફત્હ મુઝફ્ફર બિન નિઝામુલ્-મુલ્કનો પુત્ર અબુજા'ફર મોહમ્મદ સદરૂદ્દીન છે, જે હિ. સ. ૫૦૦ માં તેના પિતા ફખ્રુલ્-મુલ્કના માર્યા ગયા પછી વઝીર થયો અને હિ. સ ૫૧૧ માં સુલતાન સન્જરના એક ગુલામના હાથે માર્યો ગયો.[૧]

આ પછી નિઝામુલ્-મુલ્કનો ભત્રીજો, શિહાબુલ્-ઇસ્લામ અબુલમોહાસિન અબ્દુર્-રઝ્ઝાક બિન અબ્દુલ્લા વઝીર થયો, જેણે હિ. સ. ૫૧૧ થી ૫૧૫[૨] સુધી સુલતાન સન્જરની વિઝારત કરી. આની મજલિસમાં ખય્યામની આવજા હતી અને તેની મજલિસમાં વિદ્વાનો અને શાસ્ત્રીઓ જમા થતા હતા. વઝીર પોતે પણ વિદ્વાન અને ફકીહ (વિધિનિષેધશાસ્ત્રી) હતો અને આની જ મજલિસમાં ખય્યામે 'ઇખ્તિલાફે કિરાઅત' (Differance of opinion about the various styles of reading the Quran) ઉપર ચર્ચા કરી હતી.[૩]

અલાઉદ્દૌલા ફરામર્ઝ બિન અલી બિન ફરામર્ઝ યઝ્દના અમીરની જોડે તેના જે સબધો હતા તેનો ઉલ્લેખ આગળ ઉપર આવી ગયો છે.

## સમકાલીનો સાથે સંબંધમાં અને તેમની જોડેના વિવાદ

આ યુગમાં એટલે હિજરીની પાંચમી સદીના મધ્ય અને અંત તથા છઠ્ઠીના આરંભમાં મહાન ફિલસૂફો (તત્ત્વજ્ઞાનીઓ) અને વિદ્વાનોનાં જીવનપુષ્પો ખીલી રહ્યાં હતાં. હિજરીની પાંચમી સદીના

---

૧. મુન્તઝુન્-નુસરત પૃષ્ઠ ૨૪૩
૨. ઈબ્ને અસીર હિ. સ. ૫૧૫
૩. બૈહકી અને શહરઝુરી

છેવટે (હિ સ ૪૭૭) સુધી અબુઅલી સીના (સ્વ. હિ સ ૪૨૮)-ના અનેક શિષ્યો હયાત હતા શહરઝુરીએ અબુલઅબ્બાસ લોકરી (પૃષ્ઠ ૨૯ના અહેવાલમાં) લખ્યુ છે કે "અબુલઅબ્બાસ લોકરી એના બરોબરિયા ખય્યામ ઇબ્ને કુશક અને વાસ્તીની આગળ વધી ગયો" હતો અને એ અમુક વ્યક્તિઓ જેનો તે અધ્યક્ષ હતો તે મહાન હતી અને આ ચારે, જેમા તે પ્રથમ હતો તે સાગ હતા

આથી જણાયુ કે આ ચારે વિદ્વાનો બરોબરિયા અને સમકાલીન હતા આમા જે અબુલઅબ્બાસ લોકરી, બહમનયાર (સ્વ. હિ સ ૪૫૮)નો શાગિર્દ હતો અને બહમનયાર પોતે અબુઅલી સીનાનો ખાસ શાગિર્દ હતો બૈહકી અને શહરઝુરીના કથન પ્રમાણે ખુરાસાનમાં ફિલસૂફીનો રિવાજ આ જ અબુલઅબ્બાસ દ્વારા વધ્યો[1] મલિકશાહી વેધશાળાના કારકુનોમાં એ પણ દાખલ હતો[2]

અબનફુત્તહ ઇબ્ને કુશક પણ હકીમ (ફિલસૂફ) હતો અને તેનાં અનેક સર્જનો હતાં સુલતાન સન્જર સલજૂકી (હિ સ. ૫૧૧-૫૫૨) તેના વિશે ખૂબ શ્રદ્ધા ધરાવતો હતો એનાં સર્જનો પણ તેના ગ્રંથાલયમાં હતાં[3]

વાસ્તી એ મૈમૂન બિન નજીબ વાસ્તી છે, જે વૈદક હિકમત ફિલસૂફી વગેરે બધા વિષયમાં પારંગત હતો અબુઅલી સીનાના 'શફા'ના તર્ક (logic) ભૌતિક (Physics) અને ઇલાહીયાત વગેરે પ્રકરણો તેણે મોઢે કર્યાં હતા રાજ્યકર્તાઓને ઓછુ ભરોસો હતો હેરાતના હાકિમ ઝહીરુદ્-મુલ્ક અલી બૈહકીને તેમનામાં અચલ શ્રદ્ધા હતી[4]

---

૧ શહરઝુરી પૃષ્ઠ ૨૯ અને દુર રતુલ અખ્બાર પૃષ્ઠ ૧૦૦
૨. તોહફએ શાહીયા કુત્બશીરાઝી
૩ શહરઝુરી પૃષ્ઠ ૨૩ અને દુ રતુલ અખ્બાર પૃષ્ઠ ૭૮
૪ શહરઝુરી પૃષ્ઠ ૨૨ અને દુરરતુલ અખ્બાર પૃષ્ઠ ૭૭





વાસ્તી જ્યોતિષશાસ્ત્ર અને ખગોળવિદ્યામાં પણ પારગત હતો. મલિકશાહી વેધશાળા તૈયાર કરવા માટે જે ખગોળશાસ્ત્રીઓને હિ સ ૪૬૭માં બોલાવવામાં આવ્યા હતા તેઓમાં એક આ પણ હતો (ઈબ્ને અસીર, હિ સ. ૪૬૭)

આ ઉપરાંત એક મોહમ્મદ બિન અબ્દુર-રહીમ નસ્વી, અબુઅલી સીનાના શિષ્યનુ નામ પણ છે, જેણે હિ સ ૪૭૩માં ખય્યામ જોડે કૌન-વ-તકરીફ (Creation and Chastening) ની સમસ્યા બાબતમાં પત્રવહેવાર કર્યો હતો અને જે કત્રમબદ્ધ મોજૂદ પણ છે

મશહૂર ઈમામ અબુહામિદ મોહમ્મદ ગઝ્ઝાલી (હિ સ ૪૫૦ ૫૦૫) પણ સમકાલીનમા હતા, કિંતુ આગળ આવતા લખાણ પરથી એવુ અનુમાન નીકળે છે કે કદાચ વયમાં કઈક નાના હોય. મલિકશાહના દરબાર જોડે બન્નેનો સંબધ હતો કિંતુ બન્નેના પથ જુદા હતા ખય્યામ અબુઅલી સીનાનો તરફદાર હતો અને ગ્રીક ફિલસૂફીમાં માનતો હતો, જ્યારે ઈમામ ગઝ્ઝાલી અબુઅની સીનાના પ્રતિપક્ષી અને યૂનાની તત્ત્વજ્ઞાન (Greek philosophy) ના કટ્ટર વિરોધી હતા અને, ખાસ કરીને તહાફતુલ ફલાસિફા (Refutation to Philosophy) ના સર્જક તરીકે તેમનુ આ પાસુ પ્રત્યક્ષ છે, જેમાં તેમણે અબુઅની સીના વગેરેની ખુલ્લા શબ્દોમાં નાસ્તિકતા મનાવી છે

એક વખત ઈમામ ગઝ્ઝાલી ખય્યામની મજલિસમાં આવ્યા (આ ઉપરથી ખય્યામના મોટા હોવાનો નિર્દેશ અનુમાન પામે છે) અને પ્રાચીન ગ્રીક તત્ત્વજ્ઞાન સબધી એવો પ્રશ્ન કર્યો કે, 'આકાશના તમામ ભાગો સરખા છે, પછી, શુ કારણુ છે કે આકાશના બે છેડા (ઉત્તર દક્ષિણ) ધ્રુવપદ પામ્યા, અન્ય નહિ?'

ખય્યામે આંટીકાનો લમોચોડો જવાબ આપવાનુ શરૂ કર્યું અને ગતિની બિના અને તેના પ્રકારોની છણાવટ શરૂ કરી, કિંતુ

બૈહકી અને શહરઝુરી લખે છે કે, ટીકાના મુદ્દાનું હાર્દ જ ખય્યામે ઉડાવી દીધું અને કહે છે કે, ખય્યામની ખાસ ટેવ એ હતી કે, તે વાતકજૂસ હતો. ગમે તેમ પણ ખય્યામનું આ વક્તવ્ય લગભગ એટલું લંબાયું કે, ઝોહર (મધ્યાહ્ન પછીનો તરતનો સમય)નો સમય આવ્યો અને બાંગીએ બાંગ પોકારી અને ગઝ્ઝાલી એમ કહીને ઊઠી ગયા કેઃ

"સત્ય (અઝાન : બાંગ) આવી પહોંચ્યું અને અસત્યે (તાર્કિક ચર્ચાએ) વિદાય લીધી "

સ્પષ્ટ છે કે આ મુલાકાત નિશાપુરમાં થઈ હશે. ઈમામ સાહેબના અત્રેના નિવાસના બે કાળ છે. એક અભ્યાસકાળ જ્યારે તેઓ ઈમામુલહરમૈનના અધ્યાપનમાં જોડાયા હતા. ઈમામુલ હરમૈને હિ સ ૪૭૮માં દેહત્યાગ કર્યો અને આ પછી હિ. સ ૪૮૪મા ઈમામ ગઝ્ઝાલી નિઝામીય્યાહ મદ્રેસા (વિદ્યાલય) બગદાદના અધ્યાપક થઈ ગયા અને અહીંથી જ ફિલસૂફી વિશે નિરાશ થઈ હિ સ ૪૮૮થી ૪૯૯ સુધી દમિશ્ક, બૈતુલ મુકદ્દસ, મક્કામુઅઝ્ઝમા અને તેના દેશ તૂસમાં 'તસવ્વુફ' (બ્રહ્મજ્ઞાન)ની મનોમંથના કરતા રહ્યા અને ફિલસૂફીનું 'ખંડન' લખતા રહ્યા તે પછી ફરી ઝુલ્કાઅ'દા (અરબી મહિનાના ૧૧મા મહિનાનું નામ) હિ સ ૪૯૯મા ફખ્રુલ મુલ્ક બિન નિઝામુલ મુલ્ક, સુલતાન સન્જરના વઝીરના આગ્રહને વશ થઈ નિશાપુરના નિઝામીય્યાહ મદ્રેસાની અધ્યાપકતા સ્વીકારી નિશાપુર આવ્યા ફખ્રુલ મુલ્ક હિ સ. ૫૦૦માં માર્યો ગયો અને ઈમામ સાહેબ નિશાપુરથી વળી તૂસ ચાલ્યા ગયા અને ત્યાં જ હિ સ ૫૦૫માં દેહ છોડ્યો [1]

ઈમામ સાહેબ હિ સ ૪૮૪ સુધી (જ્યારે તેઓ પ્રથમ નિશાપુર છોડી બગદાદ આવ્યા છે) તત્ત્વજ્ઞાન પ્રતિ શ્રદ્ધાશીલ

[1] આ તારીખો ઈમામ સાહેબના ગ્રંથ 'અલ મન્કઝ મિનઝ્ઝલાલ' અને મરહૂમ મૌલાના શિબલીના 'અલ ગઝ્ઝાલી' પરથી ટાંકવામા આવી છે.

ન હતા. તેમનો સાશંક થવાનો કાળ હિ. સ. ૪૮૮થી શરૂ થાય છે અને આ જ સ્થિતિમાં નિદ્રાપુનઃ પુનરાગમન હિ. સ. ૪૯૯માં થયું. આ ઉપરથી એ વસ્તુ ખુલ્લી અને સંગીન બને છે કે ઉમર ખય્યામ અને ઈમામ ગઝ્ઝાલી વચ્ચેની ઉપર્યુક્ત મુલાકાત અને ચર્ચા હિ. સ. ૪૯૯ અને ૫૦૦ની વચ્ચે થઈ હશે.

અવહદુઝ્ઝમાન અબુલ્-બરકાત બિન મલકાં બગદાદી (સ્વઃ હિ. ૫૪૭, જેણે ફિલસૂફીએ મશ્શાઈય્યાહ'ના ખંડનમાં 'અલ મોઅ'તબર' નામે ગ્રંથ લખ્યો હતો તે) પણ ખય્યામનો (નાનો) સમકાલીન હતો એટલે ઉમર ખય્યામ વયમા મોટો હતો. તેના વિશે અલાઉદૌલા ફરામર્ઝની જોડે (જે પોતે પણ એક મહાન ફિલસૂફ અને તત્ત્વજ્ઞ હતો) (દુર-રતુલ અખ્બાર પૃષ્ઠ ૮૬ અને શહરૂઝુરી પૃષ્ઠ ૨૫) ખય્યામને જે રકઝક થઈ તે આગળ ઉપર આવી ચૂકી.

એક વિશેષ, ખય્યામનો પ્રસિદ્ધ સમકાલીન અબુહાતિમ મુઝફ્ફર અસફેરાએની (અબુલમુઝફ્ફર 'અસ્ફઝારી) છે. આ ગણિતશાસ્ત્રી અને ખગોળવિદ હતો અને વેધશાળાનાં કાર્યોમાં ઇબ્ને અસીરના કથન મુજબ એ પણ ખય્યામની જોડે હતો. આના અને ખય્યામના દરમ્યાનમાં મોટા મોટા ઝગડા (વિવાદો) અને લિખિત પ્રશ્નોત્તરી થતાં હતાં. શહરૂઝુરીમાં છે કે.

"આ હકીમ હતો અને ખય્યામનો સમકાલીન હતો. અને આ બન્ને વચ્ચે વિવાદો થતા" (પૃષ્ઠ ૨૯)

બૈહકીના ફારસી અનુવાદ 'દુરૂ રતુલ અખ્બાર'માં છે કે,

"આ એક મહાન હકીમ, બુદ્ધિશાળી, દોરવણી આપનાર અને ફિલસૂફ ઉમર ખય્યામનો સમકાલીન હતો. આ બન્નેની વચ્ચે ઘણા ઝગડા (વિવાદો)થતા હતા." (પૃષ્ઠ ૯૯)

છતાં બન્ને લખે છે કે, ખય્યામનુ સ્થાન મુઝફ્ફરથી ઊંચુ હતું. મુઝફ્ફર 'ઈલ્મે જર્રે સકીલ' (વજનદાર વસ્તુને સહેલાઈથી

શીચકવાની કળા ) અને સાધનસર્જનમા વધુ કુશળ હતો. તેણે વાહી ખજાના માટે એક કિસ્ટાસ (હકીમ) અરશમીદસના સિદ્ધાંત પર કેવળ સોનુ અને તેમાંની મિશ્ર ધાતુનું પ્રમાણ જાણવાનો કાંટો વર્ષોની જહેમતે તૈયાર કર્યો હતો, કિંતુ શાહી ખજાનચીએ તેને પોતાના વિશ્વાસઘાતનું ફળ ભોગવવુ પડે એ ડરે તોડી નાંખ્યો મુઝફ્ફરને જ્યારે તેના પરિશ્રમની બરબાદીનુ જ્ઞાન થયુ ત્યારે એટલો આઘાત લાગ્યો કે એનાથી થયેલુ દુખ સહન ન થતાં મૃત્યુની ગોદમાં એ પોઢી ગયો

આ જ બન્ને ચરિત્રનિરૂપકો બૈહકી અને શહરઝુરી લખે છે કે

'મુઝફ્ફર ખય્યામની શેવટો અભ્યાસીઓ અને શિષ્યો પ્રતિ કઠોર રહેતો હતો.'

આ મુઝફ્ફર ઘણું કરીને એ જ છે જેનો ઇબ્ને અસીરે મલિકશાહી વેધશાળાના કારકુનોમાં ખય્યામ જોડે અબુલમુઝફ્ફર અસ્ફઝારીના નામથી ઉલ્લેખ કર્યો છે, અને જેને નિઝામી ઉરૂઝી હિ સ ૫૦૬માં બલ્ખ મુકામે ખય્યામ જોડે મળ્યો હતો[1]

ફુર નુઝ અખબારમાં તેના ચરિત્રના મથાળે 'અબુહાતિમિલ-મુઝફ્ફરિલ અસ્ફઝારી' અને અંત 'હકીમ અબુલ મુઝફ્ફર' લખ્યુ છે શહરઝુરીમાં 'અબુહાતિમિલ-મુઝફ્ફરિલ અસ્ફઝારી' આલિખિત છે, જ્યારે કિફ્તીએ તેની અખબારૂલ-હુકમા માં તો તેનો નામનિર્દેશ પણ કર્યો નથી છતાં એ જાહેર છે કે આ બન્ને નામો એક જ વ્યક્તિનો નિર્દેશ કરે છે અને જે ફરક છે તે તો માત્ર લમ્બોધ છે

આનુ મૃત્યુવર્ષ કોઇએ આલેખ્યું નથી છતાં નિઝામી ઉરૂઝીના કથન પ્રમાણે હિ સ. ૫૦૬ સુધી તો એ વિદ્યામાન હતો જ, કિંતુ લિક્વીત (મિશ્રધાતુના વજન જાણવા) વાળો કાંટો તેણે જે સુલતાને

[1] 'ચહાર મકાલા', ઉરૂઝી, પૃષ્ઠ ૬૩, મિશ્ર

સમકાલીનો સાથેના સંબંધ અને તેમની જોડેના વિવાદ: ૧પંચ

ના ખજાના સારુ બનાવ્યો હતો તે ઘણું કરીને સુલતાન સન્જર સલજૂકી છે. જો આમ છે તો હિ. સ. ૫૧૫ પછી, (જે સન્જરની શહેનશાહતનો સમય છે) મુઝફ્ફર અવસાન પામ્યો; આ અનુમાનનું એક વધુ પ્રમાણ આ છે કે 'મિઝાનુલ્-હિકમત'ના નામથી 'ફિસિ-ઝીતી' કાંટાની રીતો પર મુઝફ્ફરના સમકાલીન અબ્દુર-રહેમાન ખાઝિને જે ગ્રંથ લખ્યો હતો અને જેની બે જુદીજુદી પ્રતો આસિ-ફિયાહ લાયબ્રેરી હૈદ્રાબાદ અને જામે મસ્જિદના ગ્રંથાલય, મુંબઈ-માં છે તેમાંની બીજી પ્રત (મુંબઈ)માં ઉપર્યુક્ત કાંટાની બનાવટ વિશેની કૃતિઓ હિ. સ. ૫૧૫ માં આલેખાયાનો ઉલ્લેખ છે. અને પહેલી પ્રત (હૈદ્રાબાદ)ના આઠમા લેખમાં પ્રસ્તુત અબુહાતિમ મુઝ-ફ્ફર અસ્ફઝારીના કાંટા 'અલ-જામેઓઝુલ્-કિફાત'નું વર્ણન છે.

ખય્યામ તેના ગણિતી ( Mathematican ) સમકાલીનોમાં મોહમ્મદ બિન અહમદ મામૂરી બૈહકીની વિદ્વત્તા અને પ્રવીણતાનો ઇકરાર કરતો હતો. અબુલ્હસન બૈહકી અને શહરઝુરી લખે છે કે: ગણિત ( Mathematics )માં આ (મામૂરી) બનુમુસા ( ખલીફા મામૂન અબ્બાસીના સમકાલીન )ના સમાન દરજ્જે હતો: શંકુ ( Conic sections ) વિશે તેણે એક ગ્રંથ લખ્યો હતો. ઉમર ખય્યામ આ વિદ્યામાં તેની શ્રેષ્ઠતા અને કાબેલિયતનો ઈકરાર કરતો

મોહમ્મદ બિન અહમદ મામૂરી પણ મલિક વેધશાળામાં કાર્ય કરતો હતો. આ વેધશાળા અસ્ફહાનમાં સ્થપાયેલી હતી અને ત્યાં જ આસપાસ બાતેનીઓનું જોર હતું. સુલતાન મોહમ્મદ બિન મલિકશાહ સલજૂકીએ જ્યારે અસ્ફહાનના બાતેનીઓના કિલ્લા પર હુમલો કર્યો ત્યારે આ મોહમ્મદ બિન અહમદ મામૂરી પણ બાતેની હોવાના શક પર આમ જનતાના હાથે માર્યો ગયો. (ચહરમ્રુરી, પૃષ્ઠ ૪૮; દુર્-રતુલ અખબાર, પૃષ્ઠ ૧૨૦). આ હુમલો, સુલતાન મોહમ્મદ બિન મલિકશાહે ઇબ્ને અસીરના કથન પ્રમાણે હિ. સ. ૫૦૦માં કર્યો હતો; આથી તેના મૃત્યુનો કાળ પણ આ જ હશે.

હકીમના સમકાલીન શાએરોમાં, આલી રૂમીએ 'રમીઝુલ્-મરમૂઝ' માં તફ્રીઝી રિસાલા (પુસ્તક)ના હવાલાથી લખ્યું છે કે:

" રિસાલએ તફ્રીઝીમાં લખ્યું છે કે, શેખ અબુસઈદ અબુલ્-ખૈર, મૌલાના હકીમ નાસિર ખુસરો, શમ્સુલ્-હુકમા મૌલાના સનાઈ, હકીમ સૌઝની અને મૌલાના નિઝામી ઉરૂઝી આ બધા જ ખય્યામના સમકાલીન હતા અને ક્યારેક ક્યારેક પરસ્પર પત્રવહેવાર દ્વારા એક બીજાનો લાભ ઉઠાવતા હતા. "[1]

કિંતુ ઉપર્યુક્ત નામાવલીમાં અમુક નામો ખુલ્લી રીતે ખોટાં કર્યાં છે, આથી આ બુઝુર્ગોના નીચે જણાવેલા મૃત્યુકાળ પ્રસ્તુત સમકાલીનતાના પ્રશ્નને ઉકેલી દેશે:

(૧) અબુસઈદ અબુલખૈર સ્વઃ હિ સ. ૪૪૦
(૨) હકીમ નાસિર ખુસરો 'લગભગ' હિ. સ. ૪૬[2]
(૩) સનાઈ સ્વઃ હિ ૫૪૫[3]
(૪) નિઝામી ઉરૂઝી સ્વ હિ. સ ૫૫૨ પછી
(૫) સૌઝની સ્વ. હિ. સ. ૫૬૯

---

૧. હસ્તપ્રત, દારૂલ્-મુસન્નેફિન પૃષ્ઠ ૧૩
૨. નાસિર ખુસરોની કૃતિઓના અનુમાન પર આ જ તારીખ નીકળે છે.
૩. સનાઈનું હિ. સ. ૫૨૫ મૃત્યુવર્ષ ખોટું છે.

સુલતાન અબુસઈદ અબુલ્‌ખૈરની સમકાલીનતા તો અશક્ય છે અને સૌઝનીની મુશ્કેલીથી માની શકાય તેમ છે. અલબત્ત નાસિર ખુસરો, અને નિઝામી ઉરૂઝીની સમકાલીનતા સ્વસ્થ છે, કિંતુ આમાંથી પણ ફક્ત નિઝામી ઉરૂઝીની મુલાકાત સાબિત થાય, જેમ કે, તેના ચહાર મકાલામાં એનો ઉલ્લેખ પણ છે.

## મૃત્યુ

**વય :**

આપણે શરૂઆતમાં ભારે સંભાળપૂર્વક અને સહ્દલીલ ખય્યામનો મૃત્યુકાલ હિ. સ. ૫૨૬ અને જન્મકાલ હિ. સ. ૪૪૦ ઠરાવ્યો. આ ગણત્રીએ મૃત્યુસમયે તે '૮૬' '૮૭' વર્ષનો હશે

**મૃત્યુની કેફિયત :**

તેના મૃત્યુની ઘટના પણ અત્યંત આશ્ચર્યજનક છે. તેનો સમકાલીન ચરિત્રનિરૂપક બહકી, ખય્યામના જમાઈ ઈમામ મોહમ્મદ બગદાદી દ્વારા સાંભળીને લખે છે કે: ખય્યામ એક દિવસ અબુઅલી સીનાની મશહૂર તાત્વિક (ફિલોસોફિકલ) કૃતિ 'શફા'-ના 'ઈલાહીય્યાતના પ્રકરણ' નો અભ્યાસ કરી રહ્યો હતો ત્યાં 'એકાનેક' ( one and many ) ની ચર્ચા પર પહોંચ્યો તો સોનાની દાંત–ખોતરણી ગ્રંથમાં મૂકી ગ્રંથ બંધ કરી દીધો અને કહ્યું કે અમુક સમજદારોને બોલાવો; મારે વસીય્યત કરવી છે. પછી વસીય્યત કરી અને નમાઝ (પ્રાર્થના) માટે ઊભો થઈ ગયો. આ પછી તેણે ન ખાધું ન પીધું, રાત્રે ઈશાની (રાત્રિ પ્રાર્થના) નમાઝના સજ્દા (પ્રાર્થનાની એક ક્રિયા) માં તેના મુખેથી નીચેના ફકરા નીકળી રહ્યા હતા :

"ઓ અલ્લાહ ! તું જાણે છે કે, મેં મારી શક્યતાભર તને ઓળખ્યો. તું મને માફી આપ, કે મેં તને જેટલી કક્ષાએ પણ

ઓળખ્યો એ જ તારા દરબારમાં મારો વસીલો (સાધન) છે."
આમ કહેતાં કહેતાં એ મધુરું બોલનાર પક્ષી-સદાને માટે ખામોશ બની ગયું.[1]

એ ઉમર બીજો :

નિઝામુલ્-મુલ્કના લેખકે મૃત્યુના ઉલ્લેખ પછી ખાકાનીનું જે શોકકાવ્ય (મરસિયો) નકલ કર્યું છે[2] તે હકીમ ગિયાસુદ્દીન ઉમર બિન ઇબ્રાહીમ ખય્યામના મૃત્યુ પર નહિ બલ્કે, હકીમ કારીયુદ્દીન ઉમર બિન ઉસમાનના મૃત્યુ પર આલેખાયું છે જે ખાકાનીનો કાકો હતો અને જેના સંસ્કારમાં તે પોષાયો હતો.

દફન :

ખય્યામ નિશાપુરમાં મૃત્યુ પામ્યો અને ત્યાંના જ એક કબ્રસ્તાનમાં (જેનું નામ હીરાહ હતું,) દફન થયો.[3]

## કબર[4]

ખય્યામે તેની કબર વિશે જીવતાં જ એક વિચિત્ર આગાહી કરી હતી, જે અક્ષરશઃ સિદ્ધ થવા પામી. નિઝામી ઉરૂઝી કહે છે કે, હિ. સ. ૫૦૬ માં બલ્ખ શહેરમાં ગુલામના વેપારીઓની ગલીમાં ઇમામ ઉમર ખય્યામ અને ખ્વાજા મુઝફ્ફર અસ્ફઝારીએ ઉતારો

---

૧. તારીખુલ્-હુકમા, બૈહકી અને શહરઝુરી.

૨. 'નિઝામુલ્-મુલ્ક તૂસી,' નામી પ્રેસ, કાનપુર; પૃષ્ઠ ૫૦૩

૩. 'ચહાર મકાલહ,' ઉરૂઝી સમરકન્દી, પૃષ્ઠ ૨૭, ગિબ.

૪. એક વિચિત્ર અકસ્માતઃ બરાબર જ અત્યારે જ્યારે કે, મારી કલમમાંથી ઉપરનો શબ્દ ટપક્યો કે તાર-પટાવાળાએ મારા પ્રિય જમાઈ સૈયદ બલી અશરફ મરહૂમના અવસાનની ખબરનો તાર મારા હાથમાં મૂક્યો. ઇન્ના લિલ્લાહ" (હમો ખુદાને માટે છીએ અને ખુદા પાસે જવાના છીએ)-મરહૂમ ચાર વર્ષથી ક્ષયનો ભોગ હતા, તેમના યૌવનકાલીન મૃત્યુનો અફસોસ! દિલગીર. સુલેમાન (૨૧ નવેમ્બર ૧૯૩૦)

લીધો હતો. હું તેમને મળવા ગયો. ખય્યામે વાતવાતમાં કહ્યું કે, મારી કબર એવી જગ્યાએ થશે કે જ્યાં દર વસંત ઋતુમાં ઉત્તરના વાયુ તેની ઉપર પુષ્પવૃષ્ટિ કરશે. ઉરૂઝી કહે છે કે, ખય્યામની આ અમમવાણી મને અશક્ય લાગી, કિંતુ હું જાણતો હતો કે ઈમામ ખય્યામ અર્થહીન વાત ન કરે. હિ. સ. ૫૩૦ માં હું નિશાપુર પહોંચ્યો તેના ચાર (અથવા ચંદ: અમુક) વર્ષ પૂર્વે તે તેના ભૌતિક તત્ત્વો પૃથ્વીને સોંપી ચૂક્યો હતો. મારા ઉપર તેના ગુરુપણાનું ઋણ હતું તેથી શુક્રવારે તેની (કબરની) મુલાકાતે ગયો અને જોડે એક વ્યક્તિને લેતો ગયો કે મને તેની કબર બતાવે. આ મને 'હીરા'ના કબ્રસ્તાનમાં લઈ ગયો. ડાબી બાજૂએ વળતાં જ બાગની દીવાલની નીચે કબર જોઈ, અને જોયું કે જામફળ અને જરદાલુનાં ઝાડો લાગેલા છે અને તેની ઉપર પુષ્પ-પાંખડીઓ એટલી પડી છે કે, કબર તેનાથી સંપૂર્ણ છવાઈ-ઢંકાઈ ગઈ છે. અત્યારે મને બલ્ખનો પ્રસંગ યાદ આવ્યો અને રડી પડ્યો.

વધુ ચોકસાઈ અર્થે આ પ્રસંગે અમે 'ચહાર મકાલા'ની મૂળ ઇબારત નકલ કરી દઈએ છીએ અને સાથે જ આપણા વિદ્વાન મિત્ર, પ્રોફેસર અબ્દુલ કાદિર સાહેબે (ડક્કન કૉલેજ, પૂના) 'ચહાર મકાલા'ની એક નવી હસ્તપ્રત શોધી કાઢેલ છે અને તેની સરખામણી કરતા જે લેખન (ઉતારા) ભેદ જણાય છે, એ પણ હાંસિયામાં આપી[1] દઈએ છીએ.

**કઝવીનીની મુદ્રિત પ્રત:**

"ખ્વાજા ઈમામ ઉમર ખય્યામ અને ખ્વાજા ઈમામ અસ્ફઝારી બલ્ખમાં ઊતરેલા હતા અને હું તેમની સેવામા સતત રહેતો હતો. તેમની આરામની બેઠકમા હુજ્જતુલ્-હક્ક ઉમરના મુખેથી

૧. (મુંબઇવાળી હપ્રમાં) લેખનભેદ અત્રે બિનજરૂરી લાગતાં આલેખ્યો નથી.

સાંભળ્યું કે મારી કબર એક એવી જગ્યાએ થશે કે દરેક વસંત-ઋતુમાં ઉત્તરનો વાયુ બાગ ઉપર પુષ્પ વેરશે. મને આ વાત અશક્ય લાગી અને હું જાણું છું કે આવી વ્યર્થ વાત તેઓ ન કરે. જ્યારે સન ૩૦ માં નિશાપુર પહોંચ્યો તો ચાર (ચંદ : અમુક) વર્ષ થયાં હતાં કે એ બુઝુર્ગ પૃથ્વીની ગોદમાં સુઈ ચૂક્યા હતા. તેમનું મારા પર ગુરુઋણ હતું આથી શુક્રવારે તેમની કબર પર પુષ્પાંજલિ માટે ગયો અને એક માણસને સાથે લઈ ગયો કે મને તેની કબર દેખાડે અને હીરાના કબ્રસ્તાનથી બહાર લાવ્યો અને ડાબા હાથ પર એક બાગની દીવાલની નીચે તેની કબર મેં જોઈ અને જામફળ તથા જરદાલુનાં વૃક્ષ એ બાગની દીવાલની બહાર નીકળેલાં હતાં અને તેનાં પાંદડાં અને પુષ્પો તેની ઉપર પડેલાં હતાં અને ફૂલોથી તેની કબર ઢંકાઈ ગઈ હતી.

'ચહાર મકાલા'ની હસ્તપ્રતનો પ્રોફેસર સાહેબે પત્તો લગાવ્યો છે તે મુંબઈમાં મળી અને એ મુલ્લાં ફીરોઝના ગ્રંથાલયમાં છે આ પ્રત સ્વતંત્ર રીતે લખાઈ નથી બલ્કે, નિઝામુલ્ મુલ્કના 'વસાયા'ના હાસિયા પર આલિખિત છે તારીખ નોંધવાનું રહી ગયું હોય એમ લાગે છે; જો કે 'વસાયા'ના છેવટ પર આપી છે, કિંતુ સ્પષ્ટ નથી. 'ચહાર મકાલા'ના અંતમાં આ ઈબારત છે : મજમુઉન્ નવાદિરની આ પુસ્તિકા તમામ થઈ, ઝીલ્હજ સન ૪૪૪.

વસાયાના છેવટમાં આ ઈબારત છે : °

"તમ્મતિલ વસાયાએ સુલતાનુલ્ વુઝરા ખ્વાજા નિઝામુલ-મુલ્કે અલયહિર્-રહમત વલ મગ્ફેરત બ તારીખ શાંઝદહમ ઝીકાદ સન ૧૧૮ મિન હિજરેહી"–"વઝીરોના સુલતાન ખ્વાજા નિઝામુલ મુલ્કે (ખુદાના આશીર્વાદ હોજો અને ખુદાની ક્ષમાકૃપા તેમના ઉપર હોજો) ૧૬મી ઝીલ્કાદ સને ૧૧૮ હિજરીમાં આ વસિયતનામું સમાપ્ત થયું."

પ્રસ્તુત પ્રતના પહેલા પાનાની પાછળ એક ચોરસ છાપ છે, ાં આ ઇબારત અને 'સન' છે: "ફખરુલ્લાહ હસન હુસૈની હિ. સ. ૯૪." આથી સાબિત છે કે આ પ્રત ૧૧૯૪ પૂર્વેની છે, મજમઉ-ાાદિરના છેડે 'સન'ની નીચે જે ૪૪૪ લખ્યા છે તે ઘણું ાને સમાપ્તિચિહ્ન છે અને તે દષ્ટિદોષ છે.

## શિષ્યો

**ય્યામ જ્ઞાનકંજૂસ હતો ?**

ખય્યામ વિશે એ સામાન્ય ફરિયાદ છે કે તે તેના જ્ઞાનની ાાબતમાં કંજૂસ હતો. આથી જ ન તો તેણે મોટા મોટા ાજંનો આલેખ્યા કે ન તો વિદ્યાર્થી અને શિષ્યોની જોડે ત્સાહભર્યું વર્તન રાખ્યું. બૈહકી અને શહરઝુરીમાં જણાવવામાં ાાવ્યું છે કે:

"તે સર્જનકાર્ય અને અધ્યાપનમાં કંજુસ હતો."

અબૂહાતિમ મુઝફ્ફર અસ્ફરાયેનીના અહેવાલમાં, શહરઝુરીમાં છેઃ

"ખય્યામ ઊલટું, અબુહાતિમ મુઝફ્ફર જ્ઞાનપીપાસુ અને શિષ્યો પ્રતિ ઉદાર હતો." (પૃષ્ઠ ૯)

**સાચું કારણ :**

ઘણું કરીને આ જ કારણ છે, કે ખય્યામના શિષ્યમંડળનો ઘેરાવો બહુ જ નાનો છે અને એ પણ એક કારણ છે કે તેની ઝિંદગીના છેવટમાં, સિદ્ધિના ટોચે પહોંચતી વ્યક્તિઓનું થાય છે તેમ લા-અદરીયત (અજ્ઞેયતા) સુધી પ્રગતિ કરી ચૂક્યો હતો અને આ દરજ્જે પઠનપાઠન, અધ્યયન, અધ્યાપન, ઉસ્તાદી, શાગિર્દી બધું તુચ્છ લાગે છે. તેની પોતાની જ એક રૂબાઈ છે:

"બાળપણમાં અમુક દિવસ અમો ઉસ્તાદ પાસે રહ્યા."

"અને કેટલાક દિવસ સુધી અમો અમારી ઉસ્તાદી ૫ર ખુશ રહ્યા."

"કિંતુ છેવટે-પરિણામ જુઓ કે અમને શું મળ્યું."

"પાણીપ્રવાહે આવ્યા અને હવાના ઝોકે ચાલ્યા ગયા."

**કેટલાક શિષ્યોનાં નામ :**

એકંદરે તેના બે ત્રણ શિષ્યોનાં નામ મુશ્કેલીથી જાણવામાં આવ્યાં છે :

(૧) અબુલ-મઆલી અબ્દુલ્લા બિન મોહમ્મદ મિયાંજી એનુલ-કુઝાત, આ ઉમર ખય્યામ અને ઇમામ અહમદ ગઝ્ઝાલી સ્વ. હિ. ૫૨૦ (જે ઇમામ મોહમ્મદ ગઝ્ઝાલીના ભાઇ હતા,) બન્નેના શિષ્ય હતા. જાણે (ખય્યામની) ફિલસુફી અને (ઇમામ ગઝ્ઝાલીના) સૂફીવાદ (બ્રહ્મજ્ઞાન)ના મિશ્રણથી એક નવી વસ્તુ ઊભી કરી. વઝીર અબુલ-કાસિમ દરિતરાબાદીએ કંઇ અદાવતથી ફાંસી દઇ દીધા. 'કશ્ફુઝ્ઝુનૂન' માં તેનું વર્ષ હિ. સ. ૫૨૫ લખ્યું છે. શહરઝુરીમાં છે કે:

"એ ખય્યામ તથા અહમદ ગઝ્ઝાલીના શિષ્યોમાંથી હતો અને તેણે બ્રહ્મજ્ઞાનનું ફિલસુફીમાં મિશ્રણ કર્યું હતું." (પૃષ્ઠ ૪૯)

'દુર્-રતુલ અખબાર' (પૃષ્ઠ ૯૧) માં વધુ એ છે કે, તેમણે તેમની કૃતિનું નામ 'ઝુબ્દતુલ-હકાઇક' રાખ્યું હતું.

આની હસ્તપ્રતો લાહોર યુનિવર્સિટી અને ઇન્ડિયા ઓફિસના ગ્રંથાલયોમાં મોજૂદ છે.

(૨) બીજી વ્યક્તિ હકીમ અલી બિન મોહમ્મદ હિજાઝી કાયની છે. બૈહકીમાં તેનો નિવાસ હતો. સુલતાન સન્જર સલજૂકી (હિ. સ. ૫૧૧-૫૫૨) અને ખ્વારિઝમ શાહ અતસઝ બિન મોહમ્મદ (હિ. સ. ૫૨૧-૫૫૧) ના નામથી ગ્રંથો લખ્યા છે. હિ સ ૫૪૬ માં નેવુ વર્ષના વયે મૃત્યુ પામ્યો.

"એ ઉમર ખય્યામના શાગિર્દોમાંથી હતો"

(દુર્-રતુલ-અખબાર, પૃષ્ઠ ૧૦૬)

આ ઉપરાંત એક વધુ શાગિર્દ છે :

(૩) અહમદ બિન ઉમર અલી નિઝામી ઉરૂઝી સમરકન્દી એ સમરકન્દવાસી હતો અને બાદશાહ ગોરના દરબારમાં રહેતો હતો 'ચહાર મકાલા'નો સર્જક છે. તેણે તેનુ સર્જન ( અબ્દુલ્ વહહાબ કઝવીની 'ચહાર મકાલા'ના ટીકાકારના સંશોધન મુજબ ) હિ. સ. ૫૫૧ અને ૫૫૨ની વચ્ચે કર્યું. એ કવિ, સાક્ષર અને જ્યોતિષી હતો. તે પોતાને ખય્યામનો શાગિર્દ અને ખય્યામને તેનો ઉસ્તાદ કહે છે (ચહાર મકાલા, પૃષ્ઠ ૬૩) તે પોતે પણ જ્યોતિષી હતો. (પૃષ્ઠ ૬૬) અને તેણે ખય્યામનો ઉલ્લેખ પણ જ્યોતિષીઓના વર્ગમાં કર્યો છે. આમ એ વસ્તુ અનુમાન્ય છે કે, તે શિષ્ય હતો તો જ્યોતિષશાસ્ત્રમાં જ ખય્યામનો શિષ્ય હતો.

એક ફકીહ (વિધિનિષેધશાસ્ત્રી) શાગિર્દનો કિસ્સો :

આસારૂલ્-બિલાદમાં ઝકરિયા કઝવીની (સ્વ: હિ. સ. ૬૮૨)-એ એક કિસ્સો લખ્યો છે એ કિસ્સામાં લખે છે કે, એક ફકીહ સાહેબ પરોઢિયે આમ ખય્યામની કને ફિલસૂફીનો અભ્યાસ કરતા હતા અને જ્યારે પોતાના સહપંથીઓની મંડળીમાં બેસતા ત્યારે તેની નિંદા કરતા હતા. ખય્યામને આ બિનાની જાણ થઈ તો તેણે એક ગમ્ભીર મજાક કરી. પરોઢિયે જ કેટલાક ઢોલીઓને ઘરમાં સંતાડી રાખ્યા અને જ્યારે ફકીહ સાહેબ નિયમાનુસાર સબક પઢવા આવ્યા, ત્યારે સંકેત મુજબ ખય્યામે ઈશારો કર્યો અને તેઓએ ઢોલ વગાડવાનું શરૂ કર્યું લોકો ટોળે વળ્યાં તો તેણે કહ્યું : "જુઓ ! આ તમારા નગરના ફકીહ તમો ન જાણો તેમ મારી પાસે શીખવા આવે છે અને તમારી જોડે બેસીને મારી નિંદા કરે છે."[1]

'આસારૂલ્ બિલાદ' હિ. સ. ૬૭૪નું સર્જન છે.

---

૧. આસારૂલ્-બિલાદ વ અખ્બારૂલ્-ઈબાદ. ઝકરિયા કઝવીની; નિશાપુરનું વર્ણન, પૃષ્ઠ ૩૧૮

**શું ઈમામ ગઝ્ઝાલી પણ શાગિર્દ હતા ?**

'રબીઉલ્-મરસૂમ'માં આલી રૂમીએ કોઈક ગ્રંથ ઉપરથી (હવાલાનું પાનું અમારી પ્રતમાંથી ગૂમ થઈ ગયુ છે) નકલ કર્યું છે કે : ઈમામ ગઝ્ઝાલી ભારે પ્રયત્ને હકીમ ખય્યામના શાગિર્દ થયા અને બાર વર્ષ તેના સંગમાં રહ્યા. તેઓ બરાબર ખય્યામની કને અભ્યાસની રજા માગતા હતા કિંતુ તે આપતો નહોતો. છેવટે એક દિવસ ધૂનમાં પરવાનગી આપી દીધી. રૂમીની મૂળ ઈબારત આ છે :

" કહે છે કે, અમારા બુઝુર્ગ પેશવા ઈમામ મોહમ્મદ બિન મોહમ્મદ ગઝ્ઝાલીએ હિકમત મઆબ (ખય્યામ)ની કનેથી ફિલસૂફીનો લાભ ઉઠાવ્યો હતો. કિંતુ હકીમ ખય્યામ અન્યને શીખવવાની રજા આપતો નહતો છતા ઘણી જ આજીજી અને ઈન્તેજારી પછી મસ્તીમા એક બે ટૂંકા વાક્યોમા પરવાનગી આપી દીધી, પરિણામે બાર વર્ષ સુધી એક સરખા રીતે ઈમામ ગઝ્ઝાલી જ્ઞાનવિજ્ઞાનની ચર્ચામા લીન રહ્યા અને 'હિકમતુલ્-ઐન'નો ગ્રંથ આ દરમ્યાનમાં લખતા રહ્યા. પછી પ્રસ્તુત હકીમની રજાથી મશહદ (તૂસ)માં ગયા, કિંતુ આ ઈલમ પ્રાપ્ત કરવાનો હેતુ તત્ત્વજ્ઞો અને ફિલસૂફીની દલીલોના 'રદ કરવા'નો હતો."[1]

ઈમામ ગઝ્ઝાલીનું તેની કનેથી જ્ઞાનસંપાદન શક્ય છે, કિંતુ પ્રસ્તુત ઈમામના અહેવાલોમા કોઈએ ખય્યામનું નામ આલેખ્યુ ઉલ્લેખ્યુ નથી એટલે આ કથન સંદિગ્ધ છે. ખાસ કરીને બાર વર્ષનો ઝમાનો આમ અતીત કરી નાખવો ઈમામ ગઝ્ઝાલીના સંબંધમા નકારણીય પ્રસંગ તો નથી છતાં, ન તો ઈમામે આત્મચરિત્રમાં કે, ન તો ચરિત્રનિરૂપકોએ તેમના વૃત્તાંતમાં આ વસ્તુનો ઉલ્લેખ કર્યો છે. વળી, 'હિકમતુલ ઐન' નામે કોઈ ગ્રંથ ઈમામનાં સર્જનોની યાદીમાં પણ નથી. 'હિકમતુલ્-ઐન' અરબી ફિલસૂફીનો

---

૧. રબીઉલ્-મરસૂમ પૃષ્ઠ ૧૪, પૃષ્ઠ નંબર દારુલમુસન્નેફીનમા લગાવવામાં આવ્યા છે.

જે એક મશહૂર ગ્રંથ છે તે તો નજમુદ્દીન અલી કાતેબી કઝવીની (સ્વઃ હિ. સ. ૫૭૫)નું સર્જન છે.

અલબત્ત, બૈહકીએ 'તારીખુલ હુકમા'માં ગઝ્ઝાલી અને ખય્યામનાં મિલન અને પ્રશ્નોત્તરીની ઘટના આલેખી છે, જે આગળ ઉપર આવી ચૂકી.

## સર્જનો

**ખય્યામ ઉપર સર્જનકાર્યની કંજૂસાઇનો આરોપ;**

ખય્યામ સંબંધી બૈહકીએ લખ્યું છે અને શહરઝુરીએ નકલ કર્યું છે: તે લખે છે કે, "એ સર્જનકાર્યમાં કંજૂસ હતો." બૈહકી હિ. સ. ૫૦૭ માં તેને મળ્યો હતો જે ખય્યામની ઝિંદગીનાં છેવટનાં વર્ષો છે. આ ચરિત્રનિરૂપકોએ તેનાં અધ્યાપન અને સર્જનકાર્યની નીરસતાનું વિદ્યાવિજ્ઞાન અને તાલીમી કંજૂસાઈ પર નિરૂપણ કર્યું છે, કિંતુ વાસ્તવમાં આ સત્ય લાગતું નથી. જેણે ભારે મથન અને જહેમતથી જબ્ર-વ-મુકાબેલા (બીજગણિત) ના સિદ્ધાંતો પર અનેક ગ્રંથ રચ્યો હોય, યુકલિદ્સના સિદ્ધાંતોમાં સંશોધનીય ગ્રંથ લખ્યો હોય, આકાશનિરીક્ષણોનું પંચાગ તૈયાર કર્યું હોય તેને કોણ જ્ઞાનકંજૂસ કહી શકે ? છતાં ખય્યામની રૂબાઈઓનું વાચન એ રહસ્ય ભેદે છે કે, હકીમ ખય્યામ વયના છેવટમાં તત્ત્વજ્ઞતાની એ કક્ષાએ પહોંચી ચૂકયો હતો કે જ્યાં, પ્રત્યેક ફિલસૂફ તેના જ્ઞાનનાં પરાકાષ્ઠા અને જીવનનિર્વાણ પર પહોંચી જાય છે. એટલે, જ્ઞાન દરજ્જાની ભિન-મૂલ્યતા, દાનભરી નાદાની અને જ્ઞાન ઊભરતી અજ્ઞાનતાનો ઈકરાર.

"મને આખરે જણાયું કે, હું કંઈજ જાણતો નથી"
"મારા હૃદયે મને કહ્યું, મને ઈશ્વરપ્રેરિત જ્ઞાનની ભૂખ છે."
"અગર તું મને તાલીમ આપી શકતો હોય તો તે મને આપ."

"મેં કહ્યું : 'અલિફ્.' તેણે કહ્યું : બસ, હવે મને કશું ન બતાવ."
"ઘરમાં જો કોઈ હોય તો એક શબ્દ બસ છે."

( 'ખય્યામ' બોડલિન પ્રત )

"બાળપણમાં અમુક દિવસ અમો ઉસ્તાદ પાસે રહ્યા." "અને કેટલાક દિવસ સુધી અમો અમારી ઉસ્તાદી પર ખુશ રહ્યા." "કિંતુ છેવટે પરિણામ જુઓ કે અમને શું મળ્યું." "પાણીપ્રવાહે આવ્યા અને હવાને ઝોંકે ચાલ્યા ગયા."

"હું જાહેરનાં વિનાશ- હસ્તીને જાણું છું." "હું બાતિન (ગુપ્ત) નું ઉપર તળે બધું પિછાનું છું."

"આમ છતાં પણ મારે મારા જ્ઞાન માટે શરમિંદા થવું જોઈએ." "જો આ મસ્તીની ઉપરના દરજ્જાની હકીકત હું જાણું."

"તમામ દુનિયાના જ્ઞાનવિજ્ઞાનથી ભાગવું જ બહેતર છે."
"અને દિલભરના ઝુલ્ફોમાં મળી જવું જ બેહતર છે."

( બોડલિન પ્રત )

આ શે'રોથી સાબિત થાય છે કે, ખય્યામ ઝિંદગીના છેવટમાં, જ્ઞાનના કયા દરજ્જા પર હતો. અને આથી તો જ્ઞાનવિજ્ઞાનની ભૂમિ પર પા પા પગલી કરતાં અને જેઓ હજુ સુધી "જ્ઞાનવિજ્ઞાન"-ના જાદૂમાં જ ફસાયેલા હતા તેઓ આને જ્ઞાનકંજૂસ સમજવામાં વાસ્તવિક રીતે ક્ષમાપાત્ર માની શકાય છે. આ ઉપરથી જ એ ખ્યાલ સરળતાપૂર્વક અનુમાન્ય બની શકે છે કે, ખય્યામની જે કૃતિઓમાં મહેનત અને કોશિશ જણાઈ આવે છે તે તેનાં શરૂઆત અને આધેડપણનું ફળ છે, ઝિંદગીના છેવટના ભાગનું નહિ. અને રુબાઈયાત કે જેમાં તેના ઉપર્યુક્ત ખ્યાલો ઉછાળા મારે છે તે તેની ઝિંદગીના છેવટના ભાગની પૂંજી છે.

**તેનાં સર્જનો :**

ખય્યામનાં સર્જનોનો ઉલ્લેખ સા પ્રથમ બૈહકીમાં મળે છે. બૈહકીએ તેના ત્રણ રિસાલાનાં નામો નીચે મુજબ આલેખ્યાં છે :

(૧) રિસાલએ મુખ્તસરે તબીઈય્યાત (Handbook on Physics.)

(૨) રિસાલએ બહસે વુજૂદ (Discussion on Existence)

(૩) રિસાલએ કૌન-વ-તક્લીફ (Creation and Chastening).

શહરઝુરીએ પણ ઉપરની જ ત્રણ કૃતિનાં નામ આપ્યાં છે. 'તારીખ અલ્ફી' મા તેની બે નવી કૃતિનાં નામો છે:

(૪) મીઝાનુલ્-હિકમ (Philosopher's Balance) મિશ્ર ધાતુનું વજન જાણવા માટે કાંટા વિશે

(૫) રિસાલએ લવાઝિમુલ્ અમકિનાહ (ઋતુક્રાંતિ અને જુદા જુદા પ્રદેશોની ભિન્ન ભિન્ન આબોહવાના વર્ણનમાં.)

હાજી ખલીફા ચલ્પીએ 'ઝીચ'ના વર્ણનમાં લખ્યું છે:

(૬) ઝીચે મલિકશાહી લેઉમરીલ્ ખય્યામ.

બ્રોકેલમેને (Brockelman "તારીખે ઉલૂમે અરબ" (History of Arab Sciences)માં તેનાં બે વધુ સર્જનોનો ઉલ્લેખ કર્યો છે:

(૭) રિસાલતો ફિલ-એહતિયાલ લેમાઅ'રેફતે મિકદારિઝ્ઝહબ વલ-ફિઝ્ઝાહ (સોના ચાંદીનું પ્રમાણ જાણવા માટેની યુક્તિ વિશે નિબંધ)

(૮) રિસાલતો ફી શરહ મા અશકલ મિન મસાદરાત કિતાબે ઉક્લીદસ (યુક્લિડ્ઝના મુશ્કેલ ઉપસિદ્ધાંતોનું વિવરણ)

હાજી ખલીફાએ 'કશફુઝ્ઝોનૂન'માં તેના એક વિશેષ સર્જનનો ઉલ્લેખ કર્યો છે.

(૯) રિસાલતો ફિલ્ જબ્ર વલ-મુકાબેલા (બીજગણિત)

(૧૦) ખય્યામે તેના આ જ 'જબ્ર વ મુકાબેલા'માં તેના એક વિશેષ સર્જનનો હવાલો આપ્યો છે:[૧] "કિતાબુલ્ બુરહાન

૧. રિસાલએ જબ્ર વ મુકાબેલા, ખય્યામ, પેરિસ પ્રકાશન, ઈ. સ. ૧૮૫૧, પૃષ્ઠ ૯

અલા તોરીકે હંસ્તિખરાજે અઝલાઈન મુકઅબાતે વલ મુકઅ્ બાત " (વર્ગમૂળ અને ઘનમૂળ કાઢવાની રીતો વિશે દલીલ)

મિસરી વિદ્વાનોમાંના એક સાહબ, મોહ્યુદ્દીન સબરી કુરદી (શેખુલ્ મુકરા બસુલ્તાન ફલાદુને મિસર) એ હિ. સ. ૧૩૩૦ (ઈ. સ. ૧૯૧૭)માં મિસરના સઆદત પ્રેસ દ્વારા અબુઅલી સીના અને ઉમર ખય્યામ વગેરેની કેટલીક પુસ્તિકાઓનો સંગ્રહ પ્રસિદ્ધ કર્યો છે અને એનુ નામ 'જામેઉલ્ બુદાએઅ્' રાખ્યુ છે આ સંગ્રહમાં અબુઅલી સીનાની કેટલીક પુસ્તિકાઓ તો અબુઅલી સીનાના એ 'મજમૂએ રિસાઈલ'માંથી લેવામાં આવી કે જે ઈ. સ. ૧૮૯૪માં લીડનમાં છપાયો હતો અને તેના બાકીના સર્જનો અને ઉમર ખય્યામનાં ત્રણુ સર્જનો સંપાદકે નુરુદ્દીન બેક મિસરીના ગ્રંથાલયમાંથી મેળવ્યા છે. આ 'મજમૂએ રિસાઈલ' પ્રસ્તુત ગ્રંથાલયમાં હિ સ. ૬૯૯ નો લખાયેલો છે, અને અત્યંત જૂનો છે[૧]

ઉપર્યુક્ત સંગ્રહમાં ખય્યામનાં આ ત્રણુ સર્જનો છે :

(૧૧) રિસાલએ કોન વ તકલીફ, પહેલું (Creation & Chastening I)

(૧૨) બીજા રિસાલામાં 'મસાઈલે સલાસા' ત્રણુ પ્રશ્નોના જવાબ છે (૧) શુ કાર (બદી)નો સર્જક ઈશ્વર છે ? (૨) જબ્ર (નિયતિ) અને કદ્ર (કર્મવાદ)મા સત્ય શુ છે ? અને "બાકી" (Duration) વસ્તુનો વધારાનો ગુણુ છે ?

(૧૩) ત્રીજા રિસાલાનુ મથાળુ "અઝ્ઝિયાઉલ્-અકલી ફી મવઝુઈલ્ ઇલ્મીલ કુલ્લિયે' છે પ્રકાશક કે કોઈક પ્રસ્તાવના-લેખકે લખ્યુ છે કે, આમાં મૌજુદે આ'લા (ઉચ્ચ સર્જન)નુ દલીલપૂર્વ જ્ઞાન મેળવવાના ઉકેલ અને ઈશ્વરવિદ્યાના વિષયની પ્રતીતિ કરવામાં

૧. જુઓ, જામેઉલ્ બુદાએ'અનુ છેવટ, સઆદત પ્રેસ, મિસર, પૃષ્ઠ ૨૦૫, હિ સ ૧૩૩૦

આવી છે. કિંતુ વાસ્તવમાં આ 'બહસે વુજૂદ' (Existence) પર છે.

(૧૪) આ જ ' અસ્તિત્વ ' ( Existence)ની ચર્ચામાં તેનું એક વિશેષ સર્જન મળે છે, જેની ત્રણ પ્રતો અત્યારે આપણી પાસે છે.[૧] હિન્દમાં જ પ્રોફેસર શેખ અબ્દુલકાદર સાહેબ (પૂના)ની પાસે છે, અને જે જનાબ અબ્દુલકાદિર જમાલુદ્દીન નાન્કી બી. એ બીજાપુરવાસીની માલિકીની છે. આ શેખ સાહેબની પાસે સૂફીવાદ અને ફિલસૂફીની પુસ્તિકાઓનો એક હસ્તલિખિત સંગ્રહ છે, જેમાં અરસ્તૂ, ફારાબી, અબુઅલી સીના, મારી ગયેલ શેખુલ્-ઇશરાક સહરવર્દી, મુલ્લાં ઇર્કૃતિખારુદ્દીન દામગાની અને મીર મોહમ્મદ બાકિર દામાદ સ્વ: હિ. સ. ૧૦૪૦ની પુસ્તિકાઓ છે લિપિ ઇરાની ' નસ્તાઅ'લીક ' છે. સંગ્રહની એક પુસ્તિકા (મુખ્તસર મિન કવલિલ-હકીમ અરસ્તૂ ફીલફ્સે) પર આલેખન કાલ હિ. સ. ૧૦૨૭ જણાવેલો છે

આ સંગ્રહમાં એક સંક્ષિપ્ત અરબી પુસ્તિકા છે, જેના મુખ-પૃષ્ઠ પર તેનું નામ અલ અવસાફે વલ મવસૂફાત અને "રિસાલતો લિલ્હકીમે ઉમરીલ ખય્યામ" ( હકીમ ઉમર ખય્યામની કૃતિ ) નકલકારના હસ્તે આલિખિત છે. આનો પહેલો ફકરો ઇશ્વરપ્રશસ્તિ પછી આમ છે : "અલ અવસાફો લિલ મવસૂફાતે અલા ઝરબૈન" અને એના છેવટમાં : "સતાઅ'રેફો તફસીલા હાઝિહ કલામે બાઅ'દા હાઝલ ફસ્લે" (આ પ્રકરણ પછી પ્રસ્તુત વિષયની જણાવટ

૧. "આ ગ્રંથ અરબી અને ફારસીની અન્ય પુસ્તિકાઓ સહિત હકીમુલ્-મુલ્ક સાહેબનો છે અને આ ખાકસાર, ફકીર યૂસુફઅલીએ પૂરો ર્યો હિ. સ. ૧૦૨૭."

શબ્દ હકીમુલ્-મુલ્ક "સાહેબ"થી સ્પષ્ટ થાય છે કે, હકીમુલ્-મુલ્ક અને લખનાર (ઉતારો કરનાર) બે કે ઇરાની છે, કિંતુ બન્ને હિન્દુસ્તાનમાં હતા. હિ. સ. ૧૦૨૭ જહાંગીરની હકૂમતનો સમય છે અને આ યુગમાં હકીમુલ્ મુલ્ક ગીલાની મશહૂર હતા. (તુઝુકે જહાંગીરીના દીબાચામાં અરમાએ હોકમાઃ ફિલસૂફોનાં નામ )

થશે) છે, કિંતુ અમુક તીટીઓ પછી આ પુસ્તિકા સમાપ્ત થઈ જાય છે જેથી સ્પષ્ટ થાય છે કે આ અપૂર્ણ છે

ઉપર્યુક્ત પુસ્તિકાની બે વધુ પ્રતો બર્લિનના ગ્રંથાલયમાં છે આ બન્નેના ફોટો મારા મિત્ર ડૉક્ટર શ્રુઝેર સાહેબ સિદ્દીકી દ્વારા મને મળવા પામ્યા છે આ બન્નેમાંથી એકના આદિમાં અને બીજાના અંતમાં પુસ્તકાનું નામ રિસાલતુલ-વુજૂદ" (Existence) લખ્યુ છે આ ઉપરથી જણાય છે કે, આ ખય્યામના બીજો રિસાલાએ વુજૂદ" (Existence) છે આ બન્ને પ્રતોનુ છેવટ પણ એવુ જ છે

(૧૫) ઇ સ ૧૯૦૮ મા મારા ઉસ્તાદ હઝરત અલ્લામા શિબલી નોઅમાની મરહૂમે મને દક્ષિણ હૈદ્રાબાદ મોકલ્યો હતો કે, ત્યાં જઈ નવાબ ઇમાદુલ-મુલ્ક મૌલવી સૈયદ હુસેની બિલગ્રિામી મરહૂમના ગ્રંથાલયમાંથી, તેમણે નદવતુલ-ઓલેમાને અર્પણ કરેલા ગ્રંથો લઈ આવું આ અંગે હું લગભગ એક માસ મરહૂમ નવાબ સાહેબની જોડે તેમના ગ્રંથાલયમાં પુસ્તકો લે-મૂકના કામમા ગૂંથાયો મરહૂમ નવાબ સાહેબ પડે થોડી પર ચડી એક ગ્રંથ કાઢીને આપતા હતા અને હું તે જુદા મૂકતો હતો. એવામાં એક સંક્ષિપ્ત ફાન્સી પુસ્તિકા પર મારી નજર પડી જેની ઉપર ' મકાતેબાતે ઉમર ખય્યામ અને '( આ નામ ભૂલી ગયો છુ ) લખ્યુ હતું તેના મુખપૃષ્ઠ પર હતું કે "બિલગ્રિામીના ગ્રંથાલયની વિરલ વસ્તુઓમાંની એક" આની ભાષા ફારસી અને તક્તી ( સાઇઝ ) નાની હતી તે દળ લગભગ મો સવાસો પૃષ્ઠનું હતું મે આ પુસ્તિકા પણ કમનસીબ નદવાને ફાળે નાખી અને મકાન પર આવી યજમાન તથા અન્ય લોકોને બતાવી અને વળી મારા બિનઅનુભવીપણાને લીધે તેને ગ્રંથોના ઢગમા શામેલ કરી દીધી બીજા દિવસે આ ફૂલપાંકમાં એ તારાના ઝૂમખાને શોધ્યો તો તે અદૃશ્ય માલૂમ પડ્યો અને જાણે વીજળી પડી હોય એવો મને આઘાત લાગ્યો : આ

દર્દકંપ આજ પર્યંત અનુભવી રહ્યો છું. ભારે તપાસના છેવટે પણ પત્તો ન લાગ્યો તે ન લાગ્યો. ન જાણે પૃથ્વી ગળી ગઈ કે આકાશ ઓગાળી ગયું. આમ છતાં પણ એ હૈદ્રાબાદની જમીન અને આસ્માનમાં જ છે. આલી રૂમીએ તબરેઝીના હવાલાથી લખ્યું છે કે: '..........અને મૌલાના નિઝામી ઉરૂઝી દરેક ખય્યામના સમકાલીન હતા અને ક્યારેક ક્યારેક પરસ્પર પત્રવહેવાર દ્વારા ફળપ્રાપ્તિ કરતા અને પ્રેમનાં દ્વાર ઉઘાડતા." આ ફકરામાંથી અમને એ જ 'ગૂમ થયેલા યૂસુફ' ના 'કપડાની વાસ' આવે છે.

(૧૬) રિસાલએ મુકઅ્અબાત (ઘનમૂળ cube-root) (આનો ઉલ્લેખ ગંજે દાનિશ મોહમ્મદ તકીખાન હકીમ, અસ્ફહાન હિ. સ. ૧૩૦૫,–માં છે.)

(૧૭) અરાએસુન્નફાઈસ (આનો શહરઝુરીએ ભૂલથી ઉલ્લેખ કર્યો છે[૧])

(૧૮) રૂબાઇયાત અને અશઆરનો સંગ્રહ.

એનાં નીચેનાં બે નવાં સર્જનોનો ઉલ્લેખ ફ્રેડ્રિક રોઝને તેના "રૂબાઈયાતે ઉમર ખય્યામ" ના સંગ્રહના દીબાચામાં કર્યો છે. કાવીયાની પ્રેસ પ્રકાશન, બર્લિન)

(૧૯) રિસાલએ નવરોઝનામા (નવરોઝનામું)

(૨૦) બાબ દર મજમૂઅએ રવઝતુલ કુલૂબ (રૂબાઇયાતના સંગ્રહનો દીબાચો—કાવીયાની પ્રેસ પ્રકાશન, બર્લિન)

(૨૧) રિસાલતો ફિલ અજમીય્યતે ફી કુલ્લિયાતિલ વુજૂદ (પ્રોફેસર અને કઝવીનીના ચહાર મકાલા વિવરણના ઉલ્લેખ પ્રમાણે)

**ખરી સંખ્યા કેટલી:**

ઉપર્યુક્ત બધી કૃતિઓની સંખ્યા '૨૧' ની છે, કિંતુ વાસ્તવમાં આમાંની કેટલીક પુનઃ ઉલ્લેખ પામી છે અને અમુક બિન–પ્રમાણિત છે. મારા ધારવા પ્રમાણે નંબર ૧ "મુખ્તસર દર

૧. આ ભૂલ આગળ ઉપર દૂર કરવામાં આવશે.

તબઇય્યાત " અને નં. ૫ "લવાઝેમુલ્-અમકનતા" એક જ છે. ખય્યામનાં સર્જનો ટૂંકા લેખો છે, જેનાં, કોઇ નામો નથી, આથી લોકો વિધાન વસ્તુ જોઇ તેને જુદા જુદા નામથી સંબોધે છે. એજ રીતે નં. ૪ ", મિઝાનુલ્ હિકમ" અને નં. ૭ "રિસાલતો ફિલ્-એહતિયાલે લેમાઅરેફતે મિકદારીઝહબે વલ્ ફિઝ્ઝતે" એક જ છે. નં. ૧૦ "રિસાલતુલ્-અરદ્દાનો અલા-તોરોકે ઇસ્તિખરાજે અઝલાઇલ્ મુરબ્બઆતે વલ્ મુકઅ'અબાત અને નં ૧૬ " રિસાલએ મુકઅ'અબાત" પણ એક જ છે નં ૩ "કૌન વ તકલીફ" અને ન. ૧૧ તો ખુલ્લું છે કે એક જ છે નં ૧૨ "મસાઇલે સલાસા" રિસાલએ કૌન વ તકલીફ (૩ ને ૧૧)નો જ વધારો છે નં ૧૩ " અઝ્ઝેયાઉલ અકલી ફી મવઝુઇલ્-ઇલ્મીલ્-કુલ્લિયે" અને નં ૧૪ અલ્ અવસાફે લિલ્-અવસુફાત' પરસ્પર શ્રેણીબધ જોડાયેલ એક જ સાંકળની પૃથક્ પૃથક્ કડીઓ જણાય છે. અને ન ૨ રિસાલએ વહદે વુજૂદ પણ, યા તો આ જ છે યા ફારસી "રિસાલએ કુલ્લિયાતિલ વુજૂદ" ન. ૨૧ છે. નં. ૨૦ "બાબો ૨વઝ્તિલ્ કુલૂબ" વાસ્તવમાં એ જ નં. ૨૧ "રિસાલએ કુલ્લિયાતિલ-વુજૂદ"નું જ છેલ્લું પ્રકરણ છે અન્ય સર્જન નથી

સર્જનોની ખરી નામાવલી :

| નામ | હવાલો : આધાર |
|---|---|
| (૧) રિસાલએ મુકઅ'અબાત | જબ્ર વ મુકાબેલામાં ખય્યામે આનો હવાલો આપ્યો છે. |
| (૨) રિસાલએ જબ્ર વ મુકાબેલા | ચલ્પીએ કશફુઝ્ઝુનૂનમાં આનો ઉલ્લેખ કર્યો છે. |
| (૩) રિસાલએ શરેહ મા અશ્કલ મિન મસાદેરાતે ઉકલીદસ | (બ્રોકલમૅન) |
| (૪) ઝીચે મલિકશાહી | તોહફએ શાહીય્યા વ ચલ્પી |

| નામ | હવાલો : આધાર |
|---|---|
| (૫) રિસાલએ મુખ્તસર દર તસિર્ઇયાત યા લવાઝેમુલ્-અમકનતે | બૈહકી અને તારીખ અલફી અનુક્રમે |
| (૬) મીઝાનુલ્-હિકમ યા રિસાલનો ફિલ્ એહતિયાલિસ-માઅ'રેફતે મિકદારિઝ્ઝહબે વલ્-ફિઝ્ઝતે. | તારીખ અલ્ફી અને ગ્રોકલમેન અનુક્રમે |
| (૭) રિસાલએ કૌન વ તકલીફ વ રિસાલએ અસઅબએ-સલામા | બૈહકી અને શહરઝુરી |
| (૮) રિસાલતો ફી કુલ્લિયાતિલ્-વુજૂદ (ફારસી) | બ્રોકલમેન |
| (૯) રિસાલએ મવઝુએ ઇલ્મે કુલ્લિ વ વુજૂદ (અરબી) | બૈહકી અને શહરઝુરી |
| (૧૦) રિસાલએ અવસાફ યા રિસાલએ વુજૂદ (અરબી) | ,, , |
| (૧૧) કેટલાક અરબી અશઆર (કાવ્યો) | |
| (૧૨) ફારસી રૂબાઈઓ | |
| (૧૩) મકાતેબાતે ખય્યામ વ... ..... (ફારસી) | "ગૂમ" |

# ગ્રંથોનું વિહંગદર્શન

## ૧

### રિસાલએ દરિતખરાજે અઝલાએ મુરબ્બઆતે

### વ

### મુકઅબાત

**(Treatise on the Indian method of finding square-roots and cube-roots)**

( વર્ગમૂળ અને ઘનમૂળ કાઢવાની હિન્દી: રીતા )

ખય્યામના સર્જનોમાં ઘણું કરીને આ જ તેની પ્રથમ કૃતિ છે, કિંતુ આનો ઉલ્લેખ કોઈપણ ચરિત્રલેખકે કર્યો નથી, જ્યારે કે, ખય્યામે જ તેના રિસાલા જબ્ર વ મુકાબેલા(બીજ ગણિત)માં તેનો સ્પષ્ટ નિર્દેશ કર્યો છે

બુખારાના શાહ શમ્સુલ-મુલ્કના વૃત્તાંતમાં પૂર્વે, અને ફરી રિસાલએ જબ્ર વ મુકાબેલામાં હવે પછી જે કંઈ અનુમાનોનું સંપાદન કરવામાં આવ્યું છે અને આગળ જે અનુમાનો આવશે, એ ઉપરથી પ્રકટ છે કે તેના 'રિસાલાએ જબ્ર વ મુકાબેલા' હિ. સ. ૪૬૭ અને મલિકશાહી સમય જન્તેની પૂર્વનું આ સર્જન છે. આ પ્રારંભિક સર્જનમાં ખય્યામે તેના ઉપર્યુક્ત રિસાલા(Treatise)નું નામ વિષયાનુષંગે લખ્યું છે. આથી સાબિત થાય છે કે, તેનો આ સંક્ષિપ્ત રિસાલો (પુસ્તિકા), 'રિસાલએ જબ્ર વ મુકાબેલા'ની પણ પૂર્વેનું સર્જન છે. એ શરૂઆતમાં લખે છે કે, વર્ગ (Square) અને ઘન ( Cube ) પરતુઓના ભુજ (Sides) કાઢવાની અમુક રીતોની હિન્દીઓને ખબર હતી, જે સામાન્ય નિયમના આધારે છે. અને એ બધા એકથી માંડી 'નવ' સુધીના 'વર્ગ' છે, એટલે

એક, બે, ત્રણના 'વર્ગ' અને એ જ પ્રમાણે એના ગુણ્યાંકો કે 'બે'ને ત્રણમાં ગુણી ગુણાકાર કાઢવામાં આવે.

ઘણુ કરીને આ કથનથી તેના હિસાબની એ રીત છે કે જેને આપણે 'ઘડિયાં'ના નામથી ઓળખીએ છીએ. મૂળ ઈબારત આ છે:

"ઘન ( Cube ) અને વર્ગ (Square)ના ભુજ (Sides) કાઢવાની રીત હિન્દીઓ કને સામાન્ય નિયમના અનુસરણ પર છે. અને તે સ્કવેર (વર્ગ)થી ઓળખાય છે: એટલે એક, બે અને ત્રણના વર્ગ અને એ જ પ્રમાણે એના ગુણ્યાંક એટલે 'બે' ને ત્રણમાં ગુણી ગુણાકાર કાઢવામા આવે તે અને એવી જ રીતે અન્ય." ( પૃષ્ઠ ૯ )

આ પછી એ કહે છે કે, "અમારું એક સર્જન હિસાબની આ રીતના ખરાપણાની ને તે દ્વારા ખરો જવાબ મેળવવાની ખાત્રી પર છે અને અમોએ તેના અનેક પ્રકારોનો આમા વધુ ઉમેરો કર્યો છે. એટલે માલુલ્-માલ, ( The quare of the square ) માલુલ્-કઅબ, ( square of the cube ) કઅબુલ્-કઅબ[1] ( The cube of the cube ) વગેરેના અઝલાઅ (ભુજ) કાઢવાના નિયમો જ્યાંસુધી પણ હોય. આ નિયમો અત્યાર સુધી કોઈ એ શોધી કાઢ્યા ન હતા. આ નિયમોની દલીલો સંખ્યાદર્શક છે, જે 'કિતાબુલ્-ઈસ્તિકસાત'ના અંકગણિત પર આધાર રાખે છે."

'નિઝામુલ્-મુલ્ક'ના લેખકે, મોહમ્મદ તકીખાન હકીમના

1. એલજિબ્રિક unknown number ને 'શય' કહે છે અને આ un-known number ને તેના જ વડે ગુણાતા ગુણાકારને "માલ" અને માલના ગુણાકારને કઅબ અને મુકઅબ અને એના ગુણાકારને માલુલ્-માલ અને માલુલ્-માલના ગુણાકારને માલે કઅબ અને માલે કઅબના ગુણાકારને કઅબુલ કઅબ કહે છે ( મફાતિહુલ-ઉલૂમ, મ્વારેઝમી બરેલ પ્રકાશન પૃ૪ ૨૦૦ નો હાસિયો )

'ગંજે દાનિશ' (અરફાન પ્રકાશન હિ સ. ૧૩૦૫ પૃ ૫૨૩ નિશાપુરના વર્ણન-પ્રકરણમાં) ના હવાલાથી ખય્યામના એક સર્જનનું નામ 'ઇલ્મુલ્-મસાહતે વલ-મુકઅબાત, ઉલ્લેખ્યું છે.[1] ન જાણે આની કદીમ સદન શુ છે. આમ તો 'રિસાલએ ઇસ્તિખરાજે અઝલાએ મુરબ્બઆત વ મુકઅબાત' નું જ આ બીજું નામ લાગે છે

## ૨
## જબ્ર વ મુકાબિલા
### બીજગણિત Algebra

ખય્યામનુ આ બીજુ સર્જન છે. આનું પૂરું નામ "રિસાલતુન ફી બરાહીનાની જબ્રે વલ મુકાબિલા" છે. હાજી ખલીફા ચલપીએ કશ્ફુઝ્ઝુનૂનમાં જબ્ર વ મુકાબિલાના મથાળા નીચે આનો ઉલ્લેખ કર્યો છે અને આમાંની કેટલીક લીટીઓ ઉતારી છે, જે છાપેલી પ્રત પ્રમાણે છે

આ કૃતિની હસ્તલિખિત પ્રત હોલેન્ડની લોયડન લાઇબ્રેરીમાં હતી. યુરોપમાં આનો પ્રથમ હવાલો ઈ. સ ૧૭૪૨માં, ગિરાલ્ડ મીરમેને (Gerald Meerman) તેના ગ્રંથની પ્રસ્તાવનામાં આપ્યો છે. પછી ફ્રેન્ચ સેડીલોટે (Sedellot) ઈ. સ. ૧૮૩૪ના એશિયાટિક સોસાયટી જરનલના એક લેખમાં આપ્યો છે. વળી આની બીજી પ્રત પેરિસના ગ્રંથાલયમાં મળી. અને એશિયાટિક સોસાયટી પેરિસના એક વિદ્વાન સભ્ય મિ એફ વીપકે (F. Woepoke) ઈ. સ ૧૮૫૧માં તેનું ફ્રેન્ચ અનુવાદ સાથે પેરિસથી છપાવી, પ્રકાશન કર્યું.[2]

---

૧. નિઝામુલ્-મુલ્ક તૂસી પૃષ્ઠ ૪૫૬; કાનપુર

૨. એનસાઈકલોપીડિયા બ્રિટાનિકા, ખ ડ ૨૦ પૃષ્ઠ ૬૦૧, ઈ. સ. ૧૯૧૧ અને ખય્યામ 'રિસાલએ જબ્ર વ મુકાબિલા'ના ફ્રેન્ચ પ્રસ્તાવના, પેરિસ.

આ મુદ્રિત પ્રત (૫૧) પૃષ્ઠની બારીક છાપણીમાં છે.

ખય્યામે મારા ધારવા પ્રમાણે આનું સર્જન, અગાઉ કહેવાયા મુજબ હિ. સ. ૪૬૭ની પૂર્વે તુર્કસ્તાનના કોઈ શહેર બુખારા યા 'સમરકન્દમાં, શમ્સુલ્‌મુલ્ક બુખારાના શાહ (ખાકાન)ના રાજ્યમાં કર્યું છે. અને અત્યાર સુધી, તે શમ્સુલ્‌-મુલ્કના સંબંધમાં આવ્યો ન હતો એ સુવિદિત છે, નહિ તો, તે તેનું આ સર્જન આ જ કદરપિછાનને અર્પણ કરત કે, જે તેને પોતાની જોડે તખ્ત ઉપર બેસાડતો હતો. કિંતુ તેણે તેનું આ સર્જન, સમરકન્દના એક ધનપતિ વિદ્વાન કાઝીયુલ્‌-કુઝાત અબુતાહિરના નામે અર્પણ કર્યું છે.[1] અને જેઓ, જેમકે પૂર્વે આલેખાઈ ચૂક્યું છે, ઘણુ કરીને અબુતાહિર સારી સમરકન્દી (સ્વઃ હિ સ. ૪૮૪) છે. આથી જર્મન વિદ્વાન ફ્રેડ્રિક રોઝનના નીચેના અનુમાન વિશે મને ઉગ્ર મતભેદ છે—

"મલિકશાહના મૃત્યુ પછી એ '.ઝીચ' (પંચાંગ) કે જે તેણે સુધાર્યું હતું, તે બગડી ગયું અને ઉમરનું કાર્ય નિસ્તેજ થઈ ગયું. જાણે કે તેનું 'રિસાલએ જબ્ર વ. મુકાબેલા' આ જ નિરાશા-યુગનું સર્જન છે." (રૂબાઈય્યાતની પ્રસ્તાવનામાં, કાવીયાની પ્રકાશન પૃષ્ઠ ૬૬.)

—કે, મલિકશાહ પછી મોહમ્મદ બિન મલિકશાહ અને અન્ય ઉમરાવો તેના કદરદાન હાજર હતા જેમને તે તેનું અર્પણ કરી શકતો હતો.

જબ્ર વ. મુકાબિલા (Algebra)નો વિષય ખલીફા મામુનુર્‌-રશીદ (સ્વ. હિ. સ. ૨૧૮)ના યુગમાં ઉદય પામ્યો અને મોહમ્મદ બિન મૂસા ખ્વારઝમીએ જે મામૂનનો સમકાલીન હતો, તેણે આ વિષયનો પ્રથમ અરબી ગ્રંથ લખ્યો, જે લન્ડનમાં ઈ. સ.

---

૧. 'નિઝામુલ્‌-મુલ્ક'ના લેખકે 'રિસાલએ જબ્ર વ. મુકાબિલાનું નિઝામુલ્‌-મુલ્કના નામે અર્પણ થયાનું' જે જણાવ્યું છે (પૃષ્ઠ ૪૫૬) તે હકીકતથી ઊલટું છે.

૧૮૩૧માં હાસિયા, સાથે અમેઠ અનુવાદમાં છપાઈ ચૂક્યો છે પાછળથી એતજિયાના બે વધુ ગ્રંથોનો ગ્રીક પરથી અરબીમાં તરજૂમો થવા પામ્યો. એક દેવપાન્તુસનો અને બીજો અપ્પખસનો: એકનો મુક્તાદિરના સમકાલીન કિસ્તાબન લુકાએ (હિ. સ. ૨૯૫–૩૨૦) અને બીજાનો અબુલ્‌વફા બુઝજાની (જન્મ હિ. સ ૩૨૮) એ અનુક્રમે અનુવાદ કર્યો.

ખય્યામના રિસાલએ જબ્ર વ મુકાબેલાના પાને પાનેથી એ વસ્તુ વિદિત થાય છે કે તેણે તેનું આ સર્જન ભારે કાળજી, અને મહેનતથી સંશોધન કરી લખ્યું અને પોતાની નવી પ્રતીતિઓ પર પોતે નાઝ કરે છે આનંદ લે છે. પ્રસ્તુત વિષયના જેટલા ઉપલબ્ધ ગ્રંથો હતા એ વાંચે છે અને એમાંની ભૂલો સુધારે છે. આ જ વસ્તુ એ હૃદયને ભેદે છે કે આ તેનું શરૂઆતનું સર્જન છે, જ્યારે કે, હજુ તે અદ્વૈતવાદની ફિલસૂફીના શિખરે પહોંચ્યો ન હતો જબ્ર વ મુકાબેલા (બીજગણિત)ના પ્રાથમિક ગ્રંથોનાં વાચનનો ઉલ્લેખ તેની નીચેની ઈમારતોથી સાબિત થાય છે.

'જબ્ર વ મુકાબિલાના શાસ્ત્રીઓની ટેવ છે કે તેઓ...... ... .." પૃષ્ઠ ૪

"અને જે કાયદા 'જબ્ર વ. મુકાબિલાના લખનારાઓના ગ્રંથોમા છે...... .." પૃષ્ઠ ૫

"અને આ છ પ્રકરણમાંથી ત્રણ બીજગણિતીઓના ગ્રંથોના આલેખેલા છે." પૃષ્ઠ ૬

ખય્યામ આ ગ્રંથના પુરોવચનમાં કહે છે —

"શાસ્ત્રીય કાર્યોમાં એક વિષય [બીજગણિત છે તેની જરૂર જ્ઞાનની જે શાખામાં, ગણિત છે તેમાં પડે છે બીજગણિતનું એટલા માટે સર્જન કરવામાં આવ્યું છે કે જેના દ્વારા અજ્ઞાત સંખ્યા (Unknown numbers) અને 'માપ' જાણવામાં આવે

આ શાસ્ત્રમાં અનેક કાયદાઓ છે જેના ઉકેલ માટે અમુક અતિ કઠિન સમીકરણની આવશ્યકતા હોય છે જેના ઉકેલ અનેક વિદ્યાશાસ્ત્રીઓથી અણઉકેલ્ય રહ્યા છે. પુરોગામી સંશોધકોનું કોઈ સર્જન, આ બાબતમાં મને ન મળ્યું. ન જાણે, કે, શું તેઓ તલાશ અને સંશોધન પછી એને સમઝી શકયા નથી કે તેઓને તેમના સંશોધન દરમ્યાન આ સમીકરણની આવશ્યકતા જ ઊભી ન થઈ, યા તો, એમ કે આપણી ભાષામાં એના ગ્રંથનો તરજૂમો ન થયો.

માહાની એ સમીકરણનો ઉકેલ એલજિબ્રા દ્વારા કરી શકયો છે, કે જેનો અરશમીદસે તેના ગ્રંથ 'અલ-કોરતો વલ-ઉસ્તવાનતો'ના બીજા લેખની ચોથી આકૃતિમાં ખરો માનીને ઉપયોગ કર્યો છે, તો માહાનીને બીજા અમુક સમીકરણો ઘન, વર્ગ અને અંક (સંખ્યા)ની જરૂરિયાત ઊભી થઈ, જેને પ્રયત્ન પછી પણ, જયારે ન ઉકેલી શકયો તો, એવું માની લીધું કે આના ઉકેલ અશકય છે ત્યાંસુધી કે, અબૂજાફર ખાઝન પેદા થયો અને તેણે એ મુશ્કેલીઓ કોનિક સેકશન (શંકુચ્છેદ) દ્વારા ઉકેલી ફરી રેખાશાસ્ત્રીઓ (જયોમેટ્રિશિયનો)-ના એક વર્ગને આ સમીકરણોમાંનાં અમુકની જરૂર પડી તો અમુકે અને કે અમુકનાં સમીકરણો ઉકેલી લીધાં કિંતુ આ બધા જ કાયદાઓ ગણાવવા અને એ દરેક કાયદાના પ્રકાર જાણવા અને એમાંના પ્રત્યેક પ્રશ્ન પર દલીલ કાયમ કરવામાં કોઈ ગણનાપાત્ર ચર્ચા કરી નથીઃ કેવળ બે પ્રશ્નો પર દલીલો રજૂ કરી, જેનો ઉલ્લેખ હું કરીશ અને હું પહેલેથી જ એલજિબ્રાના તમામ પ્રશ્નોના સંશોધનનો ભારે ઉત્સુક હતો અને તેના શકય ઉકેલ અને અશકય ઉકેલના કાયદાઓ વિશે દલીલપૂર્વક ફરક જાણવાને અધીરો હતો, કારણ કે હું જાણતો હતો કે મુશ્કેલ સવાલો ઉકેલમાં તેની ભારે જરૂરિયાત ઊભી થાય છે." (પૃષ્ઠ ૬)

ખય્યામ પૃષ્ઠ '૬' ને '૭' માં એ પ્રશ્નો (Problems) ગણાવ્યા છે, જેના ઉકેલ પુરોગામીઓ કરી ચૂકયા છે અને એ પ્રશ્નોનું વર્ણન

આપ્યું છે કે જેને તેઓ ઉકેલી શકયા નથી અને એ બધા પ્રશ્નો તેણે જાતે પોતાની સંશોધક બુદ્ધિથી ઉકેલ્યા છે.[1]

"એ '૭' (Problems)માંથી ત્રણ કોયડા 'જબ્ર વ મુકાબિલા' (બીજગણિત)માં આલેખાયેલા છે.........કિંતુ એની ઉપર ભૂમિતિની દલીલો કરવામાં આવી નથી" (પૃષ્ઠ ૬).

"અને આ ત્રણ પ્રશ્નો (બીજગણિતમાં આલિખિત છે અને રેખાશાસ્ત્રથી તેની ઉપર દલીલો કરવામાં આવી છે, કિંતુ ગણિત (હિસાબ) કે અંક (સંખ્યા) થી દલીલો અપાઈ નથી." (પૃષ્ઠ ૭)

"અને આ ૭ પ્રશ્નો (Problems)માંનો એક પણ તેમના પુસ્તકોમાં નથી. ફક્ત એક પ્રશ્ન સંબંધી પૃથક્ વાતો થઈ છે જેનો હું આગળ ઉલ્લેખ કરીશ અને તેના ઉપર ભૂમિતિની દલીલો આપીશ, પણ 'અંક' ની નહિ" (પૃષ્ઠ ૭ ને ૮)

પૃષ્ઠ ૨૬ પર કહે છે :

"આ સ્પર્શરેષા અને છેદરેખાને વિદ્વાન રેખાશાસ્ત્રી અબુલ-જુદ, એવા નિર્ણય પર આવ્યાથી કે આ કોયડાનો ઉકેલ અશક્ય છે, સમજી શક્યો નથી અને તેનો આ નિર્ણય ખોટો હતો અને આ એ જ એક કોયડો છે કે જેને માહાનીને તેના ૭ પ્રશ્નોના ઉકેલ દરમ્યાન વિચારવાની આવશ્યકતા ઉપસ્થિત થઈ હતી." (પૃષ્ઠ ૨૬)

પૃષ્ઠ ૩૪ માં કહે છે :

"અને છતાં એ પ્રશ્ન કે જે પ્રશ્ને અર્વાચીનમાંના એકને બેચેન કર્યો, તે પ્રશ્ન આ છે.........તો આ વિદ્વાને તે ઉકેલી લીધો, જ્યારે કે, ઈરાકના વિદ્વાનો જેવા કે, અબૂ સહલ કોહી (રહેમતુલ્લાહ) પણ ઉકેલી શક્યો નહતો. કિંતુ, આમ છતાં આ

1. અફસોસ કે આ શાસ્ત્રથી હું અજ્ઞાત છું એટલું જ નહિ બલ્કે, આ શાસ્ત્રની ચર્ચા પણ સમજી શકતો નથી. આથી હું આ કૃતિ પર માત્ર ઐતિહાસિક અગત્યની જ ચર્ચા કરી રહ્યો છું.

ઉકેલકાર વિદ્વાન ન તો તેના ભેદો સમઝ્યો કે ન તો આમાંના જે અશક્ય પ્રશ્નો છે, તેનું તેને જ્ઞાન થયું અને આ વિદ્વાનનું નામ અબુલજૂદ છે "

પૃષ્ઠ ૪૪ માં ખય્યામ અબૂઅલી ઈબ્નિલ્ હસીમ મિસરીનો ઉલ્લેખ કરે છે, જે ઇલ્મે મેરાયા (Science of Glasses) અને ગણિત (mathemeties) નો મહાન શાસ્ત્રી હતો

" અને અબૂઅલી બિન હસીમે ( ખુદા એના પર રહેમ કરે ) એનુ બયાન કર્યું છે " ઉંવટે કહે છે કે મારાં આ સમીકરણો (Equations) ને સમઝી લીધા પછી તમામ મુશ્કેલીઓ ઊકલી જશે, જેને પુરોગામી શાસ્ત્રીઓ સમઝી શકયા નથી.

" આ ઉપર્યુક્ત સમીકરણોથી જે વાકેફ થઈ ચૂક્યો અને સાથેસાથ જેની પ્રકૃતિમાં સ્ફૂર્તિ અને જેને આ પ્રશ્નો (Problems) નો શાસ્ત્રીય અનુભવ હોય તેનાથી એ પ્રશ્નો (Problems) છાના નહિ રહે કે જેને પૂર્વના શાસ્ત્રીઓ ઉકેલી શકયા નહતા." (પૃષ્ઠ ૪૬)

આ પુસ્તકના સર્જન પછી પાચ વર્ષે કોઈકે તેની પાસે અબુલ્જૂદ મોહમ્મદ બિન લૈસ રેખાશાસ્ત્રીના ગ્રંથનો ઉલ્લેખ કર્યો તો તેણે તેના ઉપર એક સંક્ષિપ્ત વધારો ( પૂર્તિ ) લખી અબુલ્ જૂદની ભૂલો બતાવી છે. કહે છે.

' આ અને મારી સાથે એક વ્યક્તિએ, જે અમુકાંશે રેખા શાસ્ત્રથી વાકેફ હતો, મારા આ સર્જનનાં પાચ વર્ષ પછી મને કહ્યું કે અબુલજૂદ મોહમ્મદ બિન લૈસ રેખાશાસ્ત્રીએ ( ખુદા તેના પર રહેમ કરે ) આ પ્રકારો ગણવામાં ચર્ચા કરી છે " (પૃષ્ઠ ૪૭)

પછી અબુલજૂદની ભૂલ બતાવી છે:

" આ પછી અમારા મિત્રોમાંથી એકે અમને સૂચના કરી કે અમે અબુલજૂદ મોહમ્મદ બિન લૈસની એ ભૂલને બતાવીએ કે જે તેણે પાંચમા પ્રકારમાં કરી છે ' ( પૃષ્ઠ ૪૮ )

આ અવતરણોથી સુવિદિત છે કે, તેણે કેટલી મહેનત, ઉદ્યમ,

ઉપાસના અને કોશિશ તથા સંશોધનવૃત્તિ આનું સર્જન કર્યું છે. શું આ જ્ઞાન કંજૂસનું કારનામું છે? આથી માલુમ પડે છે કે તેનું આ સર્જન તેની જુવાની દરમ્યાનની જ્ઞાનલગ્ન અને જુસ્સાનો નતીજો છે, નહિ કે, તેની વૃદ્ધાવસ્થાની શિથિલતાનું; જ્યારે કે પ્રવર્તમાન જ્ઞાનના અંતિમ સત્યનો પડદો તેની સામે ઊંચકાઈ ચૂક્યો હતો અને તે અજ્ઞેયવાદના પરિણામે આ વિદ્યાવિજ્ઞાનનો અનાદર કરતો અને તેની તુચ્છતામાં માનનારો થઈ ચૂક્યો હતો.

પ્રસ્તુત ગ્રંથમાં તેણે જે ઇસ્લામી રેખાશાસ્ત્રીઓ (જ્યોમેટ્રિશિયન્સ)નો ઉલ્લેખ કર્યો છે તેમનાં નામ અને કાળ નીચે પ્રમાણે છે:

(૧) માહાની અબૂઅબ્દુલ્લા મોહમ્મદ બિન ઇસા બગદાદી (હિ. સ. ૨૩૯[1] અને ૨૫૦)

(૨) અબૂસહલ કોહી સ્વ. ચોથી સદીના મધ્યમાં[2] (હિ. સ. ૪૦૦ ના મધ્યમાં)

(૩) અબુલ્જૂદ મોહમ્મદ બિન લૈસ મુહન્દિસ (રેખાશાસ્ત્રી) (અબૂરીહાન બેરૂની સ્વ. હિ. સ. ૪૪૦)નો સમકાલીન હતો.

(૪) અબૂઅલી બિન હસીમ (સ્વ. હિ. સ. ૪૪૬[3] ને ૪૫૪ ના વચ્ચે)

લીડનના ગ્રંથાલયમાં (1716 Pol) મોહમ્મદ બિન લૈસનું એ પુસ્તક છે કે જે તેણે માહાનીના ગ્રંથ પર લખ્યું છે (ફ્રેન્ચ,

૧. મહાનીનો કાળ હકીમો (ફિલસૂફો)ના ચરિત્રોમાં જણાવ્યો નથી. ઇબ્ને યુનુસ હાકેમી (સ્વ. હિ. સ. ૩૯૯) એ તેના હાકેમી પંચાગ (ઝીચ)માં મૌહાનીના આકાશદર્શનોનો કાળ હિ. સ. ૨૩૯ અને ૨૫૦, નકલ કર્યો છે. ઝીચે હાકેમી, (હાકેમી પંચાગ) સંપાદક કૌસુન, પેરિસ પ્રકાશન, ઇ. સ. ૧૮૦૪ પૃષ્ઠ ૮૩ ને ૯૭

૨. ઇબ્નેઅલી ઉસૈબિઆહ, ગ્રંથ પહેલો પૃષ્ઠ ૨૨૧; મિસર.

૩. ગ્રંથ પહેલો પૃષ્ઠ ૨૪૧.

ખય્યામ–પૂર્તિ પૃષ્ઠ ૧૦૨ ) અબુલ્જૂદનું એક વિશેષ સર્જન છે, જેમાં અબૂરીહાન બેરૂનીના એક પ્રશ્નનો જવાબ છે, જેનું મથાળું આમ છે : ' જવાબુદ્ર-શૈખિલ-ફાઝિલ અબિલ્જૂદ મોહમ્મદ બિનિલ-લૅસ અબ્દોહુલ્લાહો અમ્મા સાલહુ અન્-હલ-અબુલ-ફાઝિલ અબૂરીહાન મોહમ્મદ-ઇબ્ને અહમદ-અલ-બેરૂની (ફ્રેન્ચ, ખય્યામ–પૂર્તિ પૃષ્ઠ ૧૧૪). આ બધાં નામો લખ્યા પછી ઘણે ભાગે ખય્યામે ' રહેમહુલ્લાહો અન્હ ' યા ' રહેમતુલ્લાહે તઆલા ' લખીને એ સાબિત કરી દીધું છે કે, આના સંવિધાન વખતે એ બધા મૃત્યુ પામી ચૂકયા હતા. આ સ્વર્ગસ્થોમાં છેલ્લું અને નજીકનું નામ ઇબ્ને હસીમનું છે, જે હિ. સ. ૪૪૬ ને ૪૫૪ ની વચ્ચે મૃત્યુ પામ્યો. ( ઓયુનુલ-અન્બા પૃષ્ઠ ૨૪૨ ગ્રંથ ૧ લો ) આ ઉપરથી જાહેર છે કે આનું સર્જન હિ સ ૪૫૪ પછી જ થવા પામ્યું છે. અમોએ અનુમાનથી ખય્યામનો જન્મકાળ હિ. સ. ૪૪૦ ઠરાવ્યો છે આથી આનું સર્જન, તેના નૈપુણ્ય પછી અને મલિકશાહી વેધશાળામાં આવ્યા પૂર્વે હિ. સ. ૪૬૦ અને ૪૬૭ ની વચ્ચે થવું શક્ય છે.

## ૩

## ઝીચે મલિકશાહી

### મલિકશાહી પંચાંગ

વેધશાળાનાં કાર્યોના ઉલ્લેખમાં ' ઝીચે મલિકશાહી 'ની ચર્ચા આગળ આવી ચૂકી છે. ખ્વાજા નસીર તૂસી (સ્વઃ હિ. સ. ૬૭૨) એ ' મા'રેફતે તકવીમ ' (કેલેન્ડરની પિછાન ) માં ' સી ફસ્લ ' ના નામથી એક ફારસી પુસ્તક લખ્યું છે અને તેનું પૃથક્કરણ અબ્દુલ-વાહિદ નામના કોઈ ખગોળશાસ્ત્રીએ પાછળથી કર્યું છે. આ પૃથક્કરણમાં તેણે ખય્યામના પ્રસ્તુત ' ઝીચ '–પંચાગનો ઉલ્લેખ કર્યો અને હાજી ખલીફા ચલપી ( સ્વઃ હિ. સ. ૧૦૬૮ ) એ ' કશ્ફુઝ્-

ઝુન્નત 'માં પંચાગના સિલસિલામાં આ જ પૃથક્કરણના હવાલાથી તેની આ ઝીચનો ઉલ્લેખ કર્યો છે. પરિણામે કહે છે:

"ઉમર ખય્યામના 'ઝીચે મલિકશાહી', જેનો અબ્દુલ-વાહિદે 'સી ફસ્લ'ના પૃથક્કરણમાં ઉલ્લેખ કર્યો છે."

આ ઝીચનો, આની પણ પૂર્વે અલ્લામા કુત્બુદ્દીન શીરાઝી સ્વ. હિ. સ. ૭૧૦ના 'તોહફએ શાહીય્યાહ'માં ઉલ્લેખ મળે છે.[1] તારીખોના પ્રકરણમાં છે:—

"અને અમોએ જે બયાન કર્યું તે ઉપરથી ખય્યામે જે ભૂલ, તેની 'ઝીચ'માં કરી છે તે જણાઈ આવી અને જેમાં એવું જણાવ્યું છે કે પ્રતિ ચાર વર્ષે કાયમ અધિક દિન આવશે."

આ ઇબારતથી એવુ લાગે છે કે, ખય્યામે તેની 'ઝીચ'માં તેના 'તારીખે જલાલી'ના સિદ્ધાંતો આલેખ્યા છે.

## ૪

## રિસાલએ મસાદેરાતે ઉક્લીદસ

### Corollaries of Euclid

### યુક્લીડના ઉપસિદ્ધાંતો

આ સર્જનનું પૂરું નામ 'રિસાલતુન ફી શરહે મા અશ્કલા મિન મસાદેરાતે કિતાબે ઉક્લીદસ' છે. આ પુસ્તક હજુ છપાયું નથી, તેમ ન તો મેં જોયું છે. વળી ન તો કોઈ જોનારે તેનું વર્ણન કર્યું છે. અલબત્ત, બ્રોકલમેને તેના 'તારીખે ઉલુમે અરબ' (History of A'rab's knowledges) માં લખ્યું છે કે, આની હસ્તપ્રત

1. 'તોહફએ શાહીય્યાહ'ની હપ્ર, ઓરિયેન્ટલ લાયબ્રેરી પટનામાં લેવામાં આવી, જેનો નં. ૨૦૩૯ છે.

લેયડન (હોલેન્ડ) ના પૌરસ્ત્ય-ગ્રંથાલય (Oriental Library)માં 'રક્ષિત' છે.[૧] આ ગ્રંથના મથાળાથી એવુ જાહેર થાય છે કે, આમાં યુકલીડની એ આકૃતિઓની મુશ્કેલીઓ ઉકેલવામાં આવી હશે, જેની સિદ્ધતા અન્યોન્યની સિદ્ધતા ઉપર આધારયુક્ત છે. કિંતુ ડોકટર ડેનિસન રોસે આનું નામ અગ્રેજી તરજૂમામાં આમ રાખ્યું છે: "યુકલીડની વ્યાખ્યાની કેટલીટ મુશ્કેલીઓ."[૨] જો આ ખરુ હોય તો, આ પુસ્તકનો વિષય આકૃતિઓને બદલે 'ડેફિનિશન્સ' હશે.

ખય્યામનાં આ ચાર સર્જનો ગણિતશાસ્ત્ર (Mathematics) સાથે સંબંધ ધરાવે છે.

૫

## રિસાલએ તબીઇય્યાત વ લવાઝિમુલ્—અમકિનત

Physics

### ભૌતિકશાસ્ત્ર

સૌથી પહેલાં બૈહકીએ આ 'રિસાલએ તબીઇય્યાત' (ભૌતિકશાસ્ત્ર) નો ઉલ્લેખ કર્યો છે. કહે છે:

"એ સર્જનકાર્ય અને અધ્યાપનમાં કંજૂસ હતો તેણે કોઈ પુસ્તક નથી લખ્યું, સિવાય ભૌતિકશાસ્ત્રમાં એક સંક્ષિપ્ત પુસ્તિકા."

આ જ ઈબારત જરા ફેરફાર સાથે શહરઝુરીમાં છે:

"તેની એક સંક્ષિપ્ત પુસ્તિકા ભૌતિકશાસ્ત્રમાં છે અને..."

---

૧. ચહાર મકાલાની ફૂટનોટ પૃષ્ઠ ૨૨૦, 'તારીખે હલ્કે અરબ' બ્રોકમૅનનો હવાલો ગ્રંથ ૧લો પૃષ્ઠ ૪૭૧.

૨. 'રૂબાઈય્યાત' ઉમર ખય્યામની પ્રસ્તાવના, લે. ડેનિસન રોસ; મેથ્યુન પ્રેસ પ્રકાશન, લંડન ઈ. સ. ૧૯૦૦, પૃષ્ઠ ૭૪.

આ ભૌતિકશાસ્ત્રનું કેવુ પુસ્તક હતું અને ભૌતિકશાસ્ત્રની કઈ શાખાવી સબધિત હતુ એ જણાવવામાં આવ્યુ નથી. કિંતુ 'તારીખે અલફી' ના સર્જક અહમદ ઠઠવી સિધીએ 'લવાઝિમુલ્ અમ્કિનત' ના નામથી ખય્યામની જે પુસ્તિકાનો ઉલ્લેખ કર્યો છે તેની છણાવટ આમ કરી છે:

આ રિસાલાનો હેતુ ચાર ઋતુઓ અને દેશ પરદેશના ભિન્ન ભિન્ન હવામાનનાં કારણુ જાણવાનો છે " (મુઝાફ્ફરિયા પૃ૪૩૭)

ખય્યામ તેનાં ટૂંકા સર્જનોના નામ આપતો ન હતો, બલ્કે લોકો વિષયલક્ષિત વિષયના પ્રાધાન્ય ઉપરથી તેનુ નામ ઠરાવી લે છે પ્રસ્તુત સક્ષિપ્ત રિસાલએ તબીઈય્યાત ' અને ' રિસાલએ લવાઝિમુલ–અમકિનત ' બન્ને એક જ હોવાનુ લાગે છે બૈહકીએ ફક્ત મુખ્તસરન ફીતતબીય્યાત ' ( સંક્ષિપ્તમાં ભૌતિકશાસ્ત્ર ) કહી દીધુ છે અને આને જ તારીખે અલફી ' એ વિષયલક્ષિત 'મુસન્મા એલવાઝિમિલ અમકિનત ' લખ્યુ છે એટલે એ પુસ્તક કે જેમાં સ્થળની ભૌતિક ખાસિયતો અને ગુણોનુ આલેખન હોય, જે સમગ્રપણે ભૌતિકશાસ્ત્રની ચર્ચા છ અને આજકાલ આની ચર્ચા એટલે કે ઋતુમા ફેરફાર શા માટે અને કેવી રીતે થાય છે અને જુદાજુદા પ્રદેશોની આબોહવામા શરદી અને ગરમીનો ભેદ શા માટે અને કઈ રીતે જણાય છે, તે ફિઝિકલ જ્યોગ્રાફી (ભૂગોળ)મા કરે છ અહમદ ઠઠવીએ તારીખ અલફી ' મા પ્રસ્તુત રિસાલએ લવાઝિમુલ–અમકિનત ' ના વિષયોની જે ટીકા લખી છે એ ઉપરથી અનુમાન થાય છે કે આ પુસ્તિકા તેણે જોઈ હતી અને અકબરના ઝમાનામાં (હિ સ ૧૦૦૦) એ પુસ્તિમ હિન્દુસ્તાનમાં હતી યા એમ કે આ વર્ણન તેણે અન્ય કોઈ ગ્રંથ ઉપરથી નકલ કર્યું છે જેનો તેણે હવાલો આપ્યો નથી

## મીઝાનુલ્‌હિકમ, વ રિસાલતો મા'રેફતે મિકદારીઝ્ ઝહબે વલ-ફિઝ્ઝા

### (ફિલસુફી જ્ઞાનનો) કાંટો અથવા સોના ચાંદીનું પ્રમાણ જાણવા વિશે પુસ્તિકા

અહમદ ઠઠવીએ તેના એક વિશેષ સર્જનનું નામ ' મીઝાનુલ્-હિકમ ' બતાવ્યું છે અને તેની છણાવટ આમ કરી છે :

" અને જે કંઈ તેનાં સર્જનોમાં મશહૂર છે: તેનો એક રિસાલો (પુસ્તિકા) છે, જેનું નામ 'મીઝાનુલ-હિકમ ' છે, જેમાં, જડેલા જવાહિર કાઢયા વિના તેનુ પ્રમાણ જાણવાનું વર્ણન છે." (મુઝફ્ફરીયાહ પૃષ્ઠ ૩૩૭)

ગોથા (જર્મની)ના ગ્રંથાલયમાં એક નાની પુસ્તિકા નીચેના મથાળાથી છે :

" લિલ-હકીમિલ-ફાઝેલે' અબીલ-ફત્હ ઉમર ઇબ્રાહીમુલ-ખય્યામી ફિલ-એહતિયાલે લે મા'રેફતે મિકદારિઝ્-ઝહબે વલ-ફિઝ્ઝતે ફી જિસમિન મુરક્કબો મિનહોમા "

" હકીમ, ફાઝિલ ( વિદ્વાન) અબુલ્ ફત્હ ઉમર બિન ઈબ્રાહીમ ખય્યામની પુસ્તિકા સોનાચાંદીની મિશ્રધાતુથી બનેલી વસ્તુમાંથી દરેકના વજનનું પ્રમાણ જાણવા વિશે. "

ઉપર્યુક્ત બન્ને ઈબારતો સરખાવતાં સ્પષ્ટ થાય છે કે, જે પુસ્તિકાનો ઠઠવી ઉલ્લેખ કરે છે એ જ આ પુસ્તિકા છે, જેની એક પ્રત ગોથા (જર્મની)ની લાઇબ્રેરીમાં મોજૂદ છે.

જો કે, ખાસ આ હુન્નરમાં ખય્યામ કરતાં તેના હરીફ અને સમકાલીન મુઝફ્ફર અસફઝારીનું નામ વધુ ખ્યાતિ ધરાવે છે, જેણે તેના જીવનનો મોટો ભાગ આ જ ફિલિઝ્ઝાતી ( ધાતુના ) કાંટાની સિદ્ધિમાં ગાળ્યો આ ઉપરાંત ' ઈલ્મે જર્રે સકીલ છે ' (વજનદાર

વસ્તુ ઊંચકવાની કળા ) અને ઓજારોમાં પણ તેને સિદ્ધિ વરી હતી. ચહેઝુરીમાં છે કે:

"એને એણે જ અરશમીદસનો એ કાંટો બનાવ્યો જેનાથી ખરું ખોટું પરખાતું હતું અને આ કાર્યમાં તેણે પોતાનું આખું જીવન ગાળ્યું અને એ કાંટો સુલતાના ખઝાનામાં સુપરદ કરી દીધો. તો, સુલતાની ખજાનચીએ તેનો વિશ્વાસઘાત ઉઘાડો પડી જાય એ બીકે તેને તોડી નાખ્યો." (પૃષ્ઠ ૨૯)

ખય્યામની એક વધુ સમકાલીન અબ્દુર્રહેમાન ખાઝિને 'મીઝાનુલ-હિકમત'ના નામથી આ હુન્નરની ચર્ચા પર એક સ્વતંત્ર પુસ્તક લખ્યું હતું, જેની એક અમૂલ્ય હસ્તલિખિત પ્રત જામેમસ્જિદ મુંબઈના ગ્રંથાલયમાં મોજૂદ છે. આ જ નામની એક ઉમદા કૃતિ આસફીયા ગ્રંથાલય, હૈદ્રાબાદ દક્ષિણમાં છે, જો કે આમાં તેના કર્તાનું નામ નથી, કિંતુ આના આઠમા લેખમાં પાંચમા કાંટા 'અલ-જામેઓ લુસ્-સિફાત'નો ઉલ્લેખ, અબૂહાતિમ મુઝફ્ફર અસફ્ઝારીના નિર્દેશથી છે વળી આ જ લેખમાં આ જ મુઝફ્ફરના શોધેલા એક વધુ કાંટાનો ઉલ્લેખ છે.

મુંબઈના ગ્રંથાલયની પ્રતમાં શરૂઆતની અમુક લીટીઓ એવી રીતે લખવામાં આવી છે કે જેના તારણથી એવું લાગે છે કે હિ. સ. ૫૧૫માં કેટલાક હકીમો (Philosophers)એ ફિલિઝ્ઝાત (મિશ્ર ધાતુઓ)નું વજન કરવાની તરકીબ પર જુદીજુદી પુસ્તિકાઓ લખી હતી. ઈબારત આમ છે: "વ બસતહુલ્ મુતાઅખ્ખેરૂના ફી શોહરે સનતુન ખમસા વ અશરતીન વ ખમસા મેઅતીન" ( અને અર્વાચીન લોકોએ હિ. સ. ૫૧૫ના અમુક મહિનામાં તેનો 'વિસ્તાર' લખેલો છે. ) અને હૈદ્રાબાદી પ્રતમાં જુદા જુદા ફિલસૂફોના નિબંધો એક ચોકસ ધોરણથી એકત્રિત કરવામાં આવ્યા છે. આના ચોથા લેખમાં છે: "આ લેખ પાણીના વજનના બયાનમાં છે જેનું કદીમ ફિલસૂફો અરશમીદસ, મનાલાવસ, મોહમ્મદ બિન ઝારીના રાઝી

અને ઇમામ ઉમરે આલેખન કર્યું છે." આ છેલ્લુ નામ ઇમામ ઉમર એટલે ઉમર ખય્યામનું છે. હિ સ. ૫૧૫ એ સુલતાન સન્જર સલજૂકીનો સત્તાકાળ છે. આ સુલતાનના હુકમથી એ યુગના જુદાજુદા ફિલસૂફોએ મિશ્રધાતુઓના વજન સંબંધી પુસ્તિકાઓ લખી હતી એવુ લાગે છે, જેમાંના ત્રણ ફિલસૂફોનાં નામ 'મીઝાનુલ્-હિકમત'ની આ બન્ને ભિન્ન પ્રતો દ્વારા જાણવા મળે છેઃ એટલે અબૂહાતિમ મુઝફ્ફર અસફેઝારી, અબ્દુર્રહેમાન ખાઝિન અને ઉમર ખય્યામ.

ઉમર ખય્યામનું આ સર્જન થોડાંક પાનાંમાં છે અને ઘણું કરીને આ જ હિ. સ ૫૧૫ ના કાળમાં તેનું આલેખન થયું હશે જેનો ઉલ્લેખ મુંબઈવાળી પ્રત 'મીઝાનુલ્ હિકમત' માં છે; અને આ જ નિબધ અક્ષરશઃ હૈદ્રાબાદી પ્રતના ચોથા લેખમાં છે. અને જર્મનીની ગોથા લાઇબ્રેરીમાં ખય્યામનો આ હસ્તલિખિત નિબધ સ્વતંત્ર રીતે અલગ છે, કિંતુ અપૂર્ણ છે. ફ્રેડ્રિક રોઝને આ જ અપૂર્ણ પ્રતને તેના રૂબાઇય્યાતના પ્રકાશનના છેવટમાં પ્રસિદ્ધ કરી દીધેલ છે.

## ૭

## રિસાલએ કૌન વ તકલીફ઼

## Creation & Chastening

### સર્જન અને શુદ્ધિશિક્ષા (તકલીફ઼)

આ નિબંધનો ઉલ્લેખ બૈહકી અને શહરઝુરીએ કર્યો છે. સદ્-ભાગ્યે આની એક પ્રત, જે હિ. સ. ૬૯૯ની લખાયેલી અતિ-ની હતી તે અન્ય અમુક ફિલોસોફિકલ પુસ્તિકાઓના સંગ્રહમાં

મિસરના એક રહીસ (નૂરુદ્દીન એક મુસ્તફા ખુસરે અબ્દુલ હલીમ પાશા આસિમ) ના ગ્રંથાલયમા મોજૂદ છે અને, જેમ કે આગળ કહેવાઈ ગયુ છે, આ સગ્રહ અબૂઅલી સીના વગેરેના રિસાલાઓની સાથે હિ સ ૧૩૩૦ પ્રમાણે ઈ સ. ૧૯૧૭મા છપાઈ ચૂક્યો છે અને અત્યારે અમારી પાસે છે.

આ નિબધની ઘટના જેમકે આના જ દીબાચામા નિર્દેશાયેલ છે, આ છે અબૂઅલી સીનાના શિષ્યોમાંના એક જેનુ નામ અબૂનસ્ર મોહમ્મદ બિન અબ્દુર્રહીમ નસવી છે અને જેઓ ઈરાનની સરહદ પર કાઝી (ન્યાયાધીશ) હતા, તેમણે હિ સ. ૪૭૩ મા ખય્યામને બે પ્રશ્નો પૂછ્યા હતા

- (૧) ખુદાએ આ જગત અને ખાસ કરીને ઈન્સાનનુ શા માટે સર્જન કર્યું ?

(૨) અને મનુષ્યો પર પ્રાર્થના અદા કરવાની શિક્ષા (તકલીફ) કેમ પાડી ?

આ જ બે પ્રશ્નોના કારણે પ્રસ્તુત નિબધનુ નામ 'રિસાલાએ કૌન વ તકલીફ' (Creation & Chastening) પડી ગયુ. પહેલો પ્રશ્ન કૌન (Creation) ના કારણથી અને બીજો પ્રશ્ન તકલીફ (અહકામે ઈલાહી : ઈશ્વરના વિધિ Commands of God) ના કારણથી છે,

આના આરભમાં પ્રશ્નકારે ખય્યામને સબોધી કેટલીક અરબી શેરો લખી હતી, જેમાંની આ ચાર બાકી છે:

"ઓ ઉષાના અનિલ ! અગર તુ મારા વાયદા તરફ ઉદારતા બતાવી શકે"

"તો અલ્લામા ખય્યામને મારો સલામ પહોચાડ."

"ઝૂકીને તેની ચરણ રજ લે,"

"એટલા વિનયથી કે જાણે હિકમત (પ્રજ્ઞા) નો કોઈ ફલઆહક ઝૂકે છે"

• "કે, એ જ એવો ફિલસૂફ છે, જેનાં વરસતાં વાદળાં"

"સડેલા હાડને જીવન નીર ( અમૃત ) પાય છે"

"તેને હસ્તી અને તકલીફનું કારણ પૂછ."

"એ એવું કહેશે કે, પછી તેની દલીલો 'શા માટે' ના પ્રશ્નથી પર હશે."

ખય્યામે ઉત્તરના પ્રારંભમાં સૌથી પૂર્વે લખ્યું છે કે, આખી ફિલસૂફીનો નિચોડ કેવળ ત્રણ પ્રશ્નો છે :

( ૧ ) શુ આ છે ?

( ૨ ) અગર છે તો શુ છે !

( ૩ ) અને શા માટે છે !

પછી બતાવ્યું છે કે, 'દરેક વસ્તુ, જે વિશ્વમાં હસ્તી ધરાવે છે તે અસ્તિત્વ અને શુ પણ ( ગુણ ) થી મુક્ત હોઈ શકે. અલબત્ત, 'શા માટે' થી અમુક હસ્તીમુક્ત હોઈ શકે છે. અને એનું સ્વરૂપ આમ છે, કે હસ્તીના બે પ્રકારો છે : એક આવશ્યક હસ્તી અને બીજી સંભવિત–શક્ય હસ્તી. કારણની શ્રેણીના પ્રશ્નને લાગે વળગે છે ત્યાંસુધી એ જરૂરી છે કે, એ કયાંક જઈને અટકે અને એક એવા કારણે જઈ પહોંચે, કે જેનું કોઈ કારણ ન હોય. અને આ દરજ્જો–મોભો આવશ્યક હસ્તી (ખુદા)નો છે, અને શક્ય હસ્તી (Possible existence)ના તમામ હેતુઓ અને કારણો છેવટે મહાકારણ એટલે આ જ આવશ્યક હસ્તી .( Non-Existence of which is impossible) પર પૂર્ણવિરામ પામે છે. આવશ્યક હસ્તી જેમ તેના અસ્તિત્વના ગુણધર્મો પર છે તેમ તેના ગુણ ધર્મો અને ક્રિયા પણ કારણો અને હેતુઓથી અપવાદનિયુક્ત છે. આથી એ પ્રશ્ન જ અર્થહીન છે કે તેણે શા માટે સર્જન કર્યું અને અસ્તિત્વમાં લાવ્યો ! બલ્કે, આ નિરપેક્ષ અસ્તિત્વની કેવળ પુષ્ટિના ગુણનું પરિણામ છે કે આ જગત હસ્તી ધરાવે છે અને આપણે હસ્તીરૂપ (Existent) છીએ.

આ પછી તેણે હસ્તી (Existenceના)ના મૂલગત ચડ–ઊતરના ધોરણની ચર્ચા કરી છે અને લખ્યુ છે કે, "આ સમસ્યામાં ઘણા લોકો અટવાઈ ગયા છે અને કદાચ હું અને ગુરુ 'અફઝલુલ–મુતાખે રીન શેખુર્‌-રઇસ અબૂઅલી હુસૈન બિન અબ્દુલ્લા અલ–બૂખારી આનલ્લાહો દરજાહ (અબૂઅલી સીના) બન્નેએ ઊંડુ વિચારમંથન કર્યું અને અમો આ નિર્ણય ઉપર આવ્યા "

આ પછીની જે ઇબારત છે તેનાથી ખય્યામની ગ્રંથતાનો પડદો ચિરાઈ જાય છે એ કહે છે:

"વિવાદ અને પ્રતીતિઓમાં ત્યાંસુધી પહોંચ્યા કે અમારા એ નફસ (Mind મન) ને સંતોષ મળી ગયો, જે સામાન્ય, ખોટી, દેખાવની છીછરી વસ્તુ (જ્ઞાન) પર સંતોષ માની લીધા કરે છે અથવા તો, વાસ્તવમાં વાત જ એવી સબળ અને સંગીન હોય કે તેનો સ્વીકાર આવશ્યક બને છે "

આગળ ચાલતાં જે કહે છે તેમાંથી વિકાસક્રમ (Evolution) ની સમસ્યા ઝળકી ઊઠે છે

'તો અમે કહીએ છીએ કે, આ બિના પર ખાત્રીભરી અને સંપૂર્ણ દલીલો કાયમ છે કે સર્જનહારે હસ્તીઓ (Beings)નું એકાએક સર્જન નથી કર્યું, બલ્કે, તેઓનું ક્રમવાર તેની પાસેથી ઉતારીને ધોરણબદ્ધ સિલસિલાથી સર્જન કર્યું છે"

આ પછી અબૂઅલી સીનાના ઇલાહીય્યાત[1] ( અલ્લાહ સબંધની બાબતોના વિષયની કિતાબ ) ના એ ક્રમનુ બયાન કર્યું છે કે પ્રથમ અકલા (ફરિશ્તા) નુ સર્જન થયું પછી બીજા અકલ (ફરિશ્તા)નુ સર્જન થયુ પછી ત્રીજા અકલનુ એમ દસમા અકલ સુધી, ત્યાંસુધી કે સ્થૂળ તત્ત્વ પર આ નિમ્નપદાર્થ વર્ગની સર્જન-પરંપરાનો અંત આવ્યો. આ પછી પદાર્થસ્વરૂપની ઉત્પત્તિનો દોર

---

૧. સ્થૂળ તત્ત્વ પરની બાબતોને લગતો વિષય જેમાં ખુદા, ફરિશ્તા વગેરેની બાબતો આવે છે

શરૂ થયો, આમાં કાચા પદાર્થ અને ખનિજથી માંડી વિકસતા વિકસતાં મનુષ્ય પેદા થયો. એક તરફ નિષ્પદાર્થ વર્ગના સર્જન ક્રમમાં સૌથી શ્રેષ્ઠ એ છે કે જે પ્રથમ અક્લની નિકટમાં છે અને આમ વિશેષતા અને મહત્તા ધીરે ધીરે વર્ગવાર ઉપરથી નીચે ઊતરી આવી અને બીજી તરફ પદાર્થસ્વરૂપ ઉત્પત્તિક્રમમાં વિશ્વપદાર્થ પછી મુરક્કબાત (compounds), ખનિજ વર્ગ, વનસ્પતિ વર્ગ અને પશુવર્ગમાં, આ વિશેષતા અને મહત્તાની શ્રેણી નીચેથી ઉપર કૂચ કરતી ચાલી ત્યાંસુધી કે મનુષ્યને શ્રેષ્ઠતમ પદ મળ્યુ અને નીચેથી માંડી ઉપર જઈ મનુષ્યની આધ્યાત્મિક નિકટતા, પ્રથમ અક્લની લગોલગ જઈ પહોંચી.

"ત્યાંસુધી કે આ મનુષ્ય પર તેનો છેડો આવ્યો જે તમામ મિશ્રત (Composite) હસ્તી (Existences)માં સર્વોત્તમ છે અને આ પદાર્થવિશ્વમાં, હસ્તીમા આવવામાં સૌથી છેલ્લો છે, કારણ કે નિષ્પદાર્થ હસ્તી (Non-Material Existences)માં ખુદા તરફ નૈકટ્ય ધરાવનાર સર્વોત્તમ છે અને પદાર્થ વર્ગમાં એ સર્વોત્તમ છે જે, તેના પર-લગત સ્થૂળરૂપથી ઘણે દૂર છે (પૃષ્ઠ ૧૭૧)

હવે આ પછી પ્રશ્ન ઊઠે છે કે સ્થૂલ પદાર્થ (*Material* Composites) એક પછી બીજી એવા ક્રમે શા માટે પ્રકટ થાય છે અને નિષ્પદાર્થ હસ્તી (*Non-Material Existences*) ની જેમ એકી સાથે કેમ નહિ ? આનો સરસ ઉમદા ઉત્તર આપ્યો છે, કે તમામ સ્થૂળ યોનિ અને હસ્તી (Existences) આપસમાં વિરુદ્ધ અને મુકાબલામાં છે અને જે પરસ્પર વિરુદ્ધ અને મુકાબલામા હોય તે સર્વ એકી સાથે આવિષ્કાર પામી શકતાં નથી એક જ કપડું એક જ વખતે શ્વેત અને શ્યામ ન થઈ શકે, આથી બન્ને રંગ એક પછી એક ચડશે.

તો વળી સવાલ ઉપસ્થિત થશે કે, પદાર્થરૂપ જગતમાં આ 'વિરોધ' (contradiction) શા માટે છે ? આનો જવાબ એ

જ આપ્યો છે, જે ઈમામ ગઝ્ઝાલીએ આપ્યો છે. એટલે કે જગતનું જે રીતે સર્જન થયું છે તેમાં જો કંઈ બૂરાઈ કે ખામી પણ છે તો તેની વિશેષ ભલાઈના મુકાબલે થોડીક બૂરાઈ ઉપર ધ્યાન ન આપવું જોઈએ. એટલે કે

"બહુ જ ભલાઇ પર થોડીક બૂરાઇ અનિવાર્ય થઈ પડવાના કારણે અટકી જવું વિશેષ બૂરાઇ છે"

આથી વિશ્વકર્મા આ તમામ પ્રતિવિરોધી શક્ય હસ્તીઓ (Possible Existences) ને જુદા જુદા આવિષ્કારના નિયુક્ત વિકાસ પર લાવીને ન્યાયબદ્ધ રીતે તેમાંના દરેકને તેની સિદ્ધિ અને સંપૂર્ણતા પ્રાપ્ત કરવાની તક અર્પણ કરે છે અને આ હસ્તીઓ (Existences) માં અલ્લાહની નિકટતા અને તેનાથી દૂરતાના હિસાબે જે તફાવત છે તે, ખુદાની ઉદારતામાં સંકુચિતતાને લીધે નથી બલ્કે તેની અચળ હિકમતનું પરિણામ છે આગળ ચાલતા કહે છે

"આ બધું ટૂંકમાં છે મેં આ ફિલસૂફોના એક ખાસ વર્ગને અનુસરીને વર્ણવ્યું છે છતાં જો તમે એના સિદ્ધાંતોની ખાત્રી સદલીલ કરશો તો ઈશ્વર તમને જરૂર માર્ગદર્શન કરશે"
(પૃષ્ઠ ૧૭૨.

આ પછી ખય્યામે તકલીફ (Chastening) નું સત્ય બતાવ્યું છે કે, તેના અર્થો જો કે અનેકવિધ છે કિંતુ ફિલસૂફોની નજદીક આ અર્થ છે:

"તકલીફ એ ઇલાહી ફરમાન છે, જે એટલા માટે બહાર પાડવામાં આવ્યું છે કે માનવ વ્યક્તિને તેના, આ સ્થૂળ અને આધ્યાત્મિક સિદ્ધિના માર્ગે લાવે જેની શક્તિ (Ability) તેનામાં રખાઈ છે, અને તેને જુલ્મ, બેઈન્સાફી, બૂરાઈઓ કરતો અને ખામીઓ લેતા તથા સ્થૂળ કામનાઓનો ગુલામ બનતો અટકાવવા માટે છે જે તેની બુદ્ધિ શક્તિના અમલમાં વિઘ્નરૂપ છે"

પછી તેણે શરીયત (નિયમશાસ્ત્ર) ની આવશ્યકતા અને

નુબુવ્વત (Prophethood) સંબધીં જે લખ્યુ છે તેમાં નિત્શેના પરમપુરૂષ (Super-man) ના દૃષ્ટિબિંદુનો ભાસ થાય છે તે કહે છે કે, ખુદાએ મનુષ્યજાતિનું એવી રીતે સર્જન કર્યું છે કે તેના જુદાજુદા સભ્યો અપરિમિત કાલ સુધી જીવી શકતા નથી, આથી વર્તમાન અને ભાવી વંશો પરસ્પર મળીને પ્રગતિની કોશિશો આવી રીતે ન કરતા રહે તો માનવજાતિની સિદ્ધિ અશક્ય છે. વળી, વર્તમાન તમામ માનવ-વ્યક્તિ પરસ્પરના સહકાર, સહાય અને એકબીજાની સારકારિક ને સામાજિક મદદ વિના જિંદગીની જરૂરિયાતઃ કપડાં, ખોરાક, રહેવાનાં મકાનો વગેરે મેળવી શક્તી નથી આ રીતે પરસ્પરના સહકાર અને મદદના એક ન્યાયયુક્ત ધારાની આવશ્યકતા ઉપસ્થિત થઈ, જેનુ નામ શરીયત છે

હવે પછી નુબુવ્વત (પેગમ્બરી) (Prophethood) ની ચર્ચા આવે છે, એટલે કે આ અદ્દલ શરીયતના નિયામક તરીકે એક એવી હસ્તી જોઈએ જે તમામ મનુષ્યોથી વિશેષ બુદ્ધિવાન અને બુદ્ધિમાં શ્રષ્ઠ હોય, જે દુન્યવી પરાક્રમોના મોહપાશમાં ડુબેલો ન હોય, એની ઇચ્છા અને હેતુમાં, દૌલત કે સત્તા પ્રત્યે મોહબ્બત અને માનલોભ ન હોય અને તેને પોતાની કામનાના આવેગ અને સ્વભાવના આવેશ પર પૂરેપૂરો કાબૂ હોય અને દરેક કાર્યમાં તેની વૃત્તિ ખુદાની ખાતિર અને તેના આશીર્વાદ મેળવવાની હોય, આવો જ મનુષ્ય પરસ્પરના, માનવવ્યવહારના નિયમોનો એટલે 'શરીયત'-નો નિયામક થઈ શકે છે જેથી તટસ્થ રહી કોઈ વ્યક્તિ કે વર્ગ તરફ ઢળી ન જાય તેમ તેના હુકમનુ પાલન બાદશાહ અને રૈયત પર એક સરખુ આવશ્યક બને અને અમીર-ગરીબ પર સમાન હોય

આગળ ચાલતાં કહે છે કે' જ્યારે કે દરેક મનુષ્ય ભલાઈ અને બુરાઈના સ્વીકાર અને તેના ગ્રહણની શક્તિમાં ભિન્ન હોય છે: એટલે કે દરેક મનુષ્ય ભલાઈના સ્વીકાર અને બુરાઈ છોડી દેવાની બાબતમાં જુદીજુદી શક્તિ ( Capacity ) ધરાવે છે કોઈ ઓછને

શિખામણથી સમજી જાય છે, કોઈ દલીલ અને સાબિતીથી માની જાય છે તો કોઈ મોહબ્બત અને માઅરફતને વશ થાય છે; કોઈ માન સન્માનથી આજ્ઞાપાલક બને છે તો કોઈ વળી બદલો ને શિક્ષા અને જંગ પછી અટકે છે. આથી પેગંબરો માનવ–વ્યક્તિની સિદ્ધિ માટે જેવો માણસ તેવો પ્રયોગ અજમાવે છે.

આ પછી ઇબાદત (ઉપાસના)ના સાતત્યની ચર્ચા કરી છે અને આ સિલસિલામાં એ મુદ્દો અદા કર્યો છે, જે આજકાલ સાઈકોલોજીના (માનસશાસ્ત્ર) નો 'સ્વીકૃત' સવાલ છે. એ કહે છે કે, આ ઇબાદત વારંવાર અદા કરવાની આજ્ઞા એટલા માટે છે કે:

"બસ એમના પર ઉપર્યુક્ત બંદગી (ઉપાસના) ફરજિયાત કરવામાં આવી છે......અને તેમની પાસે તે વારંવાર કરાવવામાં આવે છે જેથી આ સતત પુનરુક્તિ દ્વારા એની બાદગીરી પાકી અને સંગીન થઈ જાય." (પૃ ૧૦૪)

પછી કહે છે: આ વિધિની અદાગીરીમાં અને નિષેધથી બચવામાં ત્રણ લાભો છે:

૧. માનવમનની મનઃ કામનાઓથી બચીને બૌદ્ધિક શક્તિ (Intellectual Facutty) ને પોષણ મેળવવાની તક પૂરી પાડવી.

૨. નફ્સ (મન) ને અસ્બાહને લગની બાબતો અને મૃત્યુ પછીના અને બીજી દુનિયાના બનાવો વિશે વિચારમંથન કરતું કરવો, કે આ અસ્થિર જગતનાં મોહમાયામાંથી નીકળી ખુદાના ઉંબરા અને ફરિસ્તાઓની ખુદાઈ આલમ તરફ વળવાની અને તેના સાક્ષાત્કારની તેમાં શક્તિ (Capacity) પેદા થાય.

"અને ઇબાદત (ઉપાસના) મનને આ હક્ક અગળ આદિસત્ય–ખુદાના અસ્તિત્વનું ભાન કરાવે છે જેમાંથી દરેક હસ્તીનું અસ્તિત્વ છે. એનું સ્મરણ બુલંદ થાઓ અને તેનાં નામો પવિત્ર થાઓ. આના સિવાય અન્ય પૂજાતીત ખુદા નથી જેમાંથી હસ્તી ( ...ting things )ને યોજનાબદ્ધ રીતે વર્ગવાર અસ્તિત્વમાં

આવવાનો લાભ મળ્યો હોય, અને જેનો ઈકરાર સાચો પ્રકાશ (જ્ઞાન) આપે છે અને જે એવી દલીલો ઉપર આધાર રાખે છે કે તેમાં ફરેબ અને ભૂલોને સ્થાન નથી "

૩. ત્રીજો લાભ એ છે કે, આ વિશ્વમાં સુલેહશાંતિ, વ્યવસ્થા, નિશ્ચિંતતા, અદલ અને ઈન્સાફ તથા સામાજિક સહકાર અને ભાગીદારી જન્મે અને વિશ્વતંત્ર ખુદાના હુકમો પ્રમાણે કાયમ રહે.

આ બયાન પછી રિસાલો ખતમ થાય છે.

૭

## ત્રણ પ્રશ્નો

### "રિસાલએ કૌન વ તકલીફ"ની પૂર્તિ

પૂર્વોક્ત સંગ્રહમાં ખય્યામનો એક બીજો રિસાલો છે, જેને મિસરી પ્રકાશકે બીજો સ્વતંત્ર રિસાલો (પુસ્તિકા) ધારી તેમાંના ત્રણ પ્રશ્નોના પ્રશ્નકારનું નામ નિશાન ન મળતાં અફસોસ કર્યો છે, જ્યારે કે ઇબારત અને મતલબ ઉપરથી વ્યક્ત છે કે આનો પ્રશ્નકાર પણ એ જ છે જેણે 'કૌન વ તકલીફ'ના પ્રશ્નો કર્યા હતા અને એણે જ ખય્યામના પૂર્વોક્ત જવાબ પર ત્રણ પ્રશ્નો ઉઠાવ્યા અને ખય્યામે આ 'પૂર્તિ'માં ત્રણેના જવાબો આપ્યા છે. આથી આ રિસાલાને સ્વતંત્ર ગણવા કરતાં 'કૌન વ તકલીફ'ની પૂર્તિ જ સમજવો જોઈએ અને આ જવાબી રિસાલા (પુસ્તિકા)નો કાળ પણ એ જ હિ સ. ૪૭૩ યા એ પછીનું વર્ષ હશે આના સમર્થનમાં, જો કે બૈહકીમાં અને શહરઝુરીની અરબી પ્રતમાં અને એ ફારસી હસ્તપ્રત, જે દારૂલમુસન્નેફીનના કબજામાં છે તેમાં, એ ખુલાસો નથી કે 'રિસાલએ કૌન વ તકલીફ' એ એક જ રિસાલો હતો કે તેના અન્ય ભાગો હતા, કિંતુ શહરઝુરીની એ ફારસી

પ્રતમાં જેનું અવતરણ ઝોકુવસ્કીએ તેના લેખ 'ખય્યામ'માં લીધું છે તેમાં "વ રિસાલએ કૌન વ તકલીફ" (અને મૌન વ તકલીફ)ના બદલે "વ દો રિસાલએ કૌન વ તકલીફ" (અને બે રિસાલએ કૌન વ તકલીફ) લખ્યું છે. આ ઉપરથી જણાય છે કે આ રિસાલા (પુસ્તિકા)ના બે ભાગો હતા અને મારા ધારવામાં આ "ત્રણ પ્રશ્નો" 'કૌન વ તકલીફ'નો બીજો ભાગ છે જેમાં ટીકાકારનો પ્રત્યુત્તર છે.

પૂર્વોક્ત રિસાલામાં ખય્યામે દુનિયામાં વિરોધી તત્ત્વની આવશ્યકતા પર જે મુદ્દો ઉપસ્થિત કર્યો હતો તે ઉપર વિદ્વાનોની મંડળીમાં ભારે ચર્ચા થઇ અને ખય્યામના આ મુદ્દાસર્જનને મોટી દાદ મળી. પરિણામે ખય્યામ આ રિસાલા (પુસ્તિકા)ના આરંભમાં કહે છે :

"જગતમાં 'વિરોધ' (Contradiction)ની આવશ્યકતા હોવા પર, મારા એ વિષેના વિવાદે મારી ખ્યાતિ વધારી દીધી અને મારા નામને ચતુર્વિધ કીર્તિકળશ ચડાવ્યો અને જુદા પ્રત્યેના સારા આભારને યોગ્ય ઠરાવ્યો, કારણ કે મારી કલ્પનામાં પણ એ ખ્યાલ ન હતો કે મને આવા પ્રશ્નો પૂછવામાં આવશે અને તે પણ આવી ભારે ટીકા સહ.' (પૃષ્ઠ ૧૭૭)

• આ પછી ખય્યામે એ ટીકા નકલ કરી છે જે મજકૂર પ્રશ્નકારે એટલે કે કાઝી નસ્વીએ ખય્યામના પ્રથમના જવાબ પર કરી છે એ ટીકાનું બયાન આમ છે: "દુનિયામાં 'વિરોધ'નું જરૂરી હોવું શક્ય છે કે આવશ્યક છે, એટલે કે આ 'વિરોધની હસ્તીનાસ્તી શક્યાશક્ય પણ હતી યા તેનું હોવું જરૂરી હતું. પહેલા વિકલ્પ (શક્ય)માં જરૂરી છે કે તેના અસ્તિત્વનું કારણ છેવટે આવશ્યક અસ્તિત્વ (Necessary Existence) પર જઇને અટકે, કારણ કે તમામ શક્ય (Possible) અસ્તિત્વની કારણશ્રેણી છેવટે આવશ્યક અસ્તિત્વ પર જઇને અટકે છે. અને બીજા — 'કબૂલઃ આવશ્યક'માં જે સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતું હશે

પણ કારણ હોય છે. દાખલા તરીકે. જ્યારે ઝૈદ ( એક કલ્પિત નામ ) મનુષ્ય થયો તો એ પ્રશ્ન ન થઈ શકે કે તે બોલી કેમ શકે છે ? તેના મેં પગ કેમ છે ! તેની બે આંખો શા માટે છે ! કારણ કે મનુષ્ય હોવાનો અર્થ જ એ છે કે આ ગુણો અને લક્ષણો તેમાં જણાઇ આવે. એવા જ રીતે સૃષ્ટિની વસ્તુઓમાં ' વિરોધ 'નું હોવું તે વસ્તુના ગુણમાંલા છે જેમા ' શા માટે ' એ પ્રશ્ન ન થઈ શકે આ હસ્તીઓ (Existing Things)ને પરસ્પર વિરોધી, કોઈ સર્જકે ઉત્પન્ન કરેલ નથી, બલ્કે સ્વયંભૂ વિરોધી છે. સ્યામ અને શ્વેતન પરસ્પર વિરોધી, ઈશ્વરે સર્જેલ નથી બલ્કે એ વાસ્તવમાં જાતે જ પરસ્પર વિરોધી છે. અગર જો એનું ખારિજ (બાહ્યરૂપ)માં અસ્તિત્વ ન પણ હોય અને તે ફક્ત કલ્પનામાં જ જડે છે તો પણ ' વિરોધી 'જ રહીને જડશે. આથી એમ કહેવું યથાર્થ નહિ લેખાય, કે તેને ઇશ્વર ' વિરોધી ' સર્જેલ છે. ઈશ્વરે વસ્તુને વસ્તુ રૂપે જ બનાવી, બાકી વસ્તુઓમાં પરસ્પર નિસ્બત ઐક્યની છે યા વિરોધની છે એ કોઈ સર્જકે સર્જેલ નથી બલ્કે, સ્વયંભૂ છે. આથી તેની બનાવટ કે ઉત્પત્તિ ખુદા સાથે ઝાતી (પોતાની હસ્તી માટે બીજા ઉપર આધાર ન રાખતી ચીજ ) ધરાવતી નથી બલ્કે અરઝી ( જે વસ્તુ પોતાની હસ્તી માટે બીજા ઉપર આધાર રાખે) નિસ્બત ધરાવે છે પછી કહે છેઃ ખુદાએ સ્યામને એટલા માટે સર્જન નથી કર્યું કે તે શ્વેતથી ઝિદ (ઊલટો) છે, બલ્કે, એટલા માટે સર્જન કર્યું કે, એ પણ એક ' શક્ય ' હસ્તી (Possible Existence) હતી, થઇ શકતી હતી અને થવાની તક અર્પણ કરી. આ સિવા પર વિશ્વમાં બુરાઈનું સર્જન ખુદાએ ઝાતી (હસ્તી માટે બીજા ઉપર આધાર ન રાખનારી ) કર્યું કિંતુ હસ્તી (Existing things)ના સર્જન પછી એનું ' સ્વયંભૂ ' થઇ જવું જરૂરી હતું.

શર (Evil) ના સર્જકનું સર્જન નથી, કારણ કે ઇશ્વરનો

ઈનકાર ( અને તે, ઇરાદાવાદીએ ભુલદ છે ) બલ્કે તેની સાચી અને અનત ભેટ ભલાઈ ( Good ) ની છે, કિંતુ આ પ્રકારની ભલાઈ અશક્ય છે કે, શર (બુરાઇ ) અને અદમ (Non-Existence)થી મુક્ત અને ખાલી હોય, તો બુરાઈ સર્જનનું આરોપણ ખુદાના માથે અરઝી (પોતાની હસ્તી માટે બીજા ઉપર આધાર રાખનારુ) થયું અને અત્રેની ચર્ચા અરઝી બુરાઈ વિશે નહિ બલ્કે ઝાતી ( પોતાની હસ્તી માટે બીજા ઉપર આધાર જ રાખનારી ) બુરાઈ વિશે છે."

આ યુગમાં અશ્આરેહનુ ખાસ જોર હતુ અને મહાન વ્યક્તિઓ અશાએરાહના પક્ષમાં હતીઃ ઈમામ ઈબ્નેફેરક, ઈમામુલ્-હરમૈન અને ઇમામ ગઝ્ઝાલી જેવા વિરલ વિભૂતિઓ તેમની સમગ્ર શક્તિ અશ્અરીયતના વિકાસમા ખર્ચી ચૂકયા હતા અને ખર્ચી રહ્યા હતા. ઈમામ અશઅરીએ શર (બુરાઈ Evil)ના સર્જનનો સબંધ ઇશ્વર તરફ જ નિર્દેશ્યો હતો અને ઈરાની ફિલસૂફોમાં પ્રથમથી જ ભલાઇ ( Good ) બુરાઇ (Evil)ના સર્જનની સમસ્યા, વિશેષ અગત્ય ધરાવતી હતી અને પ્રાચીન ઇરાનીઓ ભલાઈ બુરાઈના સર્જકોને અલગ અલગ માનતા હતા. ઇસ્લામે એકેશ્વરતાનો બોધ કર્યો તો અશાએરાએ ભલાઈ બુરાઇ બન્નેનો સર્જક એક અને તે ઇશ્વરને સ્વીકાર્યો. જ્યારે ખય્યામનો ભાવાર્થ એવો છે કે ખુદા કેવળ ભલાઈ ( Good )નો સર્જક છે. વિશ્વમાં વાસ્તવિક રીતે માત્ર ભલાઈ છે. બુરાઈ ( Evil )નું અસ્તિત્વ આકસ્મિક અને પ્રાકૃતિક છે અને ખુદાએ તેને ઝાતી (હસ્તી માટે બીજા ઉપર આધાર ન રાખનારી) પેદા કરેલ નથી, બલ્કે વસ્તુઓ પેદા કરી અને એ વસ્તુઓની જોડે જે તેના જરૂરી ગુણો હતા એ પણ અકસ્માત્ પેદા થઈ ગયા પછી એ કેવા અફસોસથી કહે છે !

"અને હું દરેક, કે, જેમને ફિલસૂફોમાં ગણું છુ તેને એ વસીય્યત કરું છુ કે તે ઇશ્વરના પાવિત્ર્યને ઝુલ્મ અને બુરાઈ(Evil) થી પાક રાખે." (પૃ૦ ૧૮૩)

આ વસ્તુ પણ અબૂઅલી સીનાના ગ્રંથોમાં આલેખાયેલી છે. જેમ કે તેના ગ્રંથ 'નજાત'માં નીચેનું પ્રકરણ આલેખ્યું છેઃ

"ફસ્લ ફી અન્ના વાજેબુલ-વુજૂદ ખૈરૂન મહસૂન" (આવશ્યક અસ્તિત્વમાં કેવળ ભલાઈનું છે પ્રકરણ)

હવે કહે છે કે, જો કોઈ એમ કહે કે: તો પછી ખુદાએ એવી વસ્તુ શા માટે સરજી જેના વિશે તેને જ્ઞાન હતું કે, આ વસ્તુને અદમ (Non-Existence) અને શર (Evil) જરૂરી છે તો, આનો જવાબ એ છે કે, દરેક વસ્તુમાં ભલાઈ (Good)ના જેટલા અંશ છે તેના મુકાબલે બુરાઇનું પ્રમાણ શૂન્ય છે. દાખલા તરીકે શ્યામલતામાં એક હજાર અંશ ભલાઇ છે તો એક અંશ બુરાઈનો. આમ એક અંશ બૂરાઈના ખ્યાલે એક હજાર ભલાઇનું સર્જન ન કરવું એ જ મહા બુરાઇ છે.

"તો આ ઉપરથી જાહેર થયું કે, બુરાઈ અસ્તિત્વ ખુદાની સર્જન-સૃષ્ટિમાં અરઝી (હસ્તી માટે બીજા ઉપર આધાર રાખનારી) અને આનુષંગિક છે, સહજ ધર્મ રૂપે નથી, અને એ પણ સ્પષ્ટ થયું કે પ્રથમ હિકમત (First Wisdom)માં ભલાઈને મુકાબલે બુરાઇ સંખ્યા અને પ્રકાર બંને રીતે ઘણી જ કમ છે."

આ ખ્યાલ આબેહૂબ અબૂઅલી સીનાથી પ્રતિકૃત છે. 'શુફા'માં તેણે આ ટીકાનો અક્ષરશઃ આવો જ જવાબ આપ્યો છે. કિંતુ હકીકત તો એ છે કે આ પ્રશ્નનો જવાબ, જે ઇબ્નેરૂશ્દે 'ફસલુલ-મકાલ' અને 'કશફુલ-અદિલ્લા'માં આપ્યો છે તે ઉત્તમ છે અને ખરો છે. તે કહે છેઃ દુનિયામાં કોઈ વસ્તુ ઝાતી (પોતાની હસ્તી માટે બીજા ઉપર આધાર ન રાખનારી) બૂરી (Evil) નથી. બુરાઈ આપણા તે વસ્તુના દુરુપયોગથી નિષ્પન્ન થઈ જાય છે. દાખલા તરીકે આગ એ જાતે તો બુરી નથી. હા! કોઈ ગરીબના ઘરને એના વડે આગ લગાડી દો, તો તમારી એ 'ક્રિયા' શર (બુરાઈ) થશે અને એ ક્રિયાના કારણે આ આગને જેનાથી મકાન સળગી

ગયું, અરઝી શર કહી દઈશું. હદીસોમા પણ છે કે "વશૂ-શરૂરો લયસા ઈલયક" એ ખુદા શર (બૂરાઈ) તારી તરફ આવનાર નથી. અને આ ઈસ્લામની યોગ્ય તાલીમ છે.

૨. આ પછી આ રિસાલા (પુસ્તિકા)માં ખય્યામને એક અત્યંત મહત્ત્વનો સવાલ પૂછવામાં આવ્યો છેઃ જબ્ર અને કદ્ર (નિયતવાદ અને કર્મવાદ)ના પ્રશ્નમાં કયો વર્ગ સત્ય પર છે? અહીં ખય્યામ નિરુત્તર બની જાય છે અને તેનું આંતરિક તત્ત્વજ્ઞાન ખય્યામ ઉપર વિજય મેળવે છે અને ફક્ત બે લીટીમાં અત્યંત ચૂપકીથી નીચેનો ઉત્તર આપી આવા અત્યંત મહત્ત્વના સવાલની જવાબદારીમાંથી આબાદ છટકી જાય છે. કહે છે:

"કિંતુ તેનો આ સવાલ કે, એ બંને વર્ગોમાંથી કયો સત્ય પંથે છે? તો ઘણું કરીને જબ્ર (નિયતવાદ)માં માનનારો ખુલ્લી રીતે સત્યની વધુ નજીક છે, પણ શરત એ કે, એ બુદ્ધિહીન બકવાદ ન કરે અને તેના આ બકવાદમાં બહુ ઊંડો ન ઊતરી જાય, નહિ. તો આ સ્થિતિમા તે સત્યથી વેગળો થઈ જશે."

કિંતુ, શુ પોતે આ બુદ્ધિહીન શબ્દક્ષેપ માટે ગુનેગાર નહિ ઠરે જો તેણે આમ કહ્યું છે તો:

"હું શરાબ પાન કરું છું અને જે મારા જેવી ને માટેની લાયકાત ધરાવે છે, તેને માટે મારું (મારા જેવું) શરાબપાન સરળ છે. મારા આ શરાબપાનની ખુદાને આદિકાલથી જ ખબર હતી, જો હું ન પીઉં તો ખુદાનુ એ પૂર્વજ્ઞાન ખોટું ઠરે. તું અમારા માર્ગમાં હઝાર જાળો પાથરે છે, અને કહે છે કે, જો તમે આમાં પગ મૂકશો તો પકડી લઈશ; જગતની એક રજ પણ તારી આજ્ઞાથી પર નથી, જે હું કરું છુ તે તું જ કરાવે છે અને પાછો મારું નામ ગુનેગાર ઠરાવે છે!"

૩. આ રિસાલામાં ત્રીજો અને આખરી સવાલ એ છે કે:- શું 'બાકી' ની બકા (Duration) એ વસ્તુનો વધારાનો ગુણ

(Additional Property) છે કે મૂળ ? આ ચર્ચા પ્રાચીન કાળથી મોઅ'તઝેલા, અશાએરાહ અને અન્ય મુતકલ્લેમીનમાં વિવાદગ્રસ્ત રહી છે. વિગત જાણવાની ઇચ્છા હોય તો ઈમામ અશઅરી (સ્વ. હિ. સ. ૩૨૪) ના 'મકાલાતુલ્-ઇસ્લામીયીયન' ગ્રંથ બીજો પૃ ૩૬૬ અને ૩૬૭, ઈસ્તંબુલના પ્રકાશનમાં જુઓ.

ખય્યામ કહે છે કે આ ચર્ચા બિલકુલ નિરર્થક છે જ્યારે અસ્તિત્વ સંબંધી એ વસ્તુ સ્વીકારાઈ ચૂકી છે કે અસ્તિત્વ (Existence) અને હસ્તી (Existing) વાસ્તવમા (Inreality) એક છે, પછી ભલે સમજવામાં અલગ અલગ હોય; તો એ જ રૂપ બકા ( Duration ) નુ પણ કેમ ન થઈ શકે ? અસ્તિત્વ (Existence) અને બકા (Duration) માં ફેર માત્ર એટલો જ છે કે અસ્તિત્વ કેવળ હસ્તી ( Absolute Being ) ને કહે છે અને ,' બકા ' ( Duration ) એક નિયત સમય સુધીની હસ્તી ( Existent ) છે.

## ૮

## રિસાલએ મવઝૂએ ઇલ્મે કુલ્લિ

બૈહકીએ ખય્યામના 'રિસાલએ વુજૂદ' ( Existence ) નો હવાલો આપ્યો છે અને શહરઝુરીએ પણ ખય્યામનાં સર્જનોમાં 'રિસાલતુન ફિલ્-વુજૂદ' નું નામ આલેખ્યુ છે. આ વિષયની ચર્ચામાં તેના બે રિસાલા ( પુસ્તિકા ) મળે છે. એક ફારસીમાં જેનું વર્ણન આગળ આવે છે અને બીજો અરબીમાં છે તેના મિસરી પ્રકાશનના રિસાલાઓ ( પુસ્તિકાઓ ) માં આ રિસાલો મૌજૂદ છે અને પ્રકાશકે તેનુ નામ 'અલ્ઝેયાઉલ્-અકલી ફી મોવ્ઝૂઇલ્-ઇલ્મિલ-કુલ્લીયે' રાખ્યું છે આ નામ રિસાલાના પ્રારંભની લીટીઓ પરથી લેવામાં આવ્યું છે. શરૂઆતની લીટીઓ આ છે:

"એ મૌજૂદ (?) જે ફિલસૂફીના મૂળનું પ્રસ્થાનબિંદુ છે એટલે એ બહ્મજ્ઞાન જે જ્ઞાન માત્રનું મૂળ છે, કલ્પ્ય (Conceivable) છે." (પૃષ્ઠ ૧૮૭)

આ પ્રકાશનની ઇમારતમાં 'અલ્-મૌજૂદ' (The Existing) શબ્દ છપાયો છે, ભાવાર્થના હિસાબે 'અલ્-વુજૂદ' (The Existence) વાંચવામાં આવે. હવે 'અલ્-મૌજૂદ' નહિ બલ્કે 'અલ્-વુજૂદ' (The Existence) કલ્પ્ય (Conceivable) છે. આ પ્રતના સંપાદક અને હાંસિયા લખનારે વાચનદોષ પ્રમાણે આ શબ્દની નોંધમાં એવું સમજાવ્યું છે કે, મવજૂદે મુત્લક (કેવળ હસ્તીઃ Absolute Being) કલ્પ્ય છે, જ્યારે કે આ ખરું નથી અને ન તો આના વિશે દલીલ છે.

આ રિસાલાની ચર્ચાનો સાર એ છે કે અસ્તિત્વ (Existence)–ની કલ્પના સ્વયંસિદ્ધ છે. અસ્તિત્વના પ્રમાણ માટે કોઈ દલીલની જરૂર નથી પછી કહે છે કે વુજૂદ (અસ્તિત્વ) જ મવજૂદ (હસ્તીઃ Existent) છે. વળી એ કે કુલ્લિ (Universal Existence) વાસ્તવરૂપે (Inreality) હસ્તીમાં નથી. વાસ્તવરૂપમાં જે હસ્તી છે તે માત્ર અંશો જ છે. આ જ સિલસિલામાં તેણે એ વસ્તુ લખી છે જે હ્યુમની ફિલસૂફીમાં જોવા મળે છે.

"કેવળ પરાબુદ્ધિનું જ્ઞાન ન અમને થયું છે, ન થઈ શકે છે, બલ્કે, અમારા તમામ તર્કો કલ્પનામિશ્રિત હોય છે, કલ્પના, માત્ર તેના અંશો સુધી જ પહોંચી શકે છે." (પૃષ્ઠ ૧૯૨).

અને છેવટે એક અર્વાચીન વિદ્વાનનો અભિપ્રાય ટાંકીને તેની પ્રસંશા કરી છે કે, આવશ્યક અસ્તિત્વ (Necessary Existence) અને શક્ય અસ્તિત્વ (Possible Existence) માં અસ્તિત્વનું જોડાણ કેવળ શાબ્દિક છે. બન્ને જગ્યાએ અસ્તિત્વની હકીકત ભિન્ન છે.

"અર્વાચીન લોકોના વિદ્વાને–ખુદા એમની કબરને આરામ

આપે અને એમના નફ્સ (મન) ને પાક રાખે—પોતાની અમુક ચર્ચાઓમા કેટલું સરસ કહ્યું છે કે, એ અસ્તિત્વ જે હકીકતે અનવલ (આદિસત્વ) ની હકીકત છે એ ખુદ જ 'આવશ્યક' છે અને તેણે આમ એટલા માટે કહ્યું કે, કેવળ આવશ્યકમાં કોઈ અન્ય હસ્તી કોઈ રીતે પણ સાપેક્ષ નથી. પછી કહ્યુ... ....."

આ અર્વાચીન વિદ્વાન, સ્પષ્ટ છે કે, અબૂઅલી બિન સીના છે. આ પછી ખય્યામ કહે છે:

"આ વિષય પર અનેક ઊંડી ચર્ચાઓ અને કેટલાય સંશોધનો છે, અને બુદ્ધિતેજ જેની વ્હારે ધાય અને ખુદાની જેને પ્રેરણા મળે, તે એકેશ્વરતા (તૌહીદ)ની સમસ્યામા અત્રે એ વસ્તુને એટલી જોશે તેની બુદ્ધિને સંતોષ થશે. પગંબરાએ પહોંચવાની ખુદને પ્રેરણાની ભીખ માગુ છુ અને નિશદિન તેનો ત્રણી છુ"

આ ફકરાઓ પર રિસાલો સમાપ્ત થાય છે. આ ઉપરથી અંદાજ આવી શકે છે કે, તૌહીદ (એકેશ્વરતા)ના પ્રશ્નની અસર ભાવ અને ખુદાની ભક્તિ તેના હૃદયમા કેટલી આવેગભરી હતી અને પોતાના ફિલસૂફીભર્યા તસવ્વુફ (બ્રહ્મજ્ઞાન) દ્વારા મકસદ પર્યંત પહોચવાનો તેના દિલમા કેટલો ઉમગ હતો.

૯

## રિસાલતુન ફિલ્ જૂવદ

### અસ્તિત્વ

અસ્તિત્વના પ્રશ્ન પર ખય્યામનો બીજો રિસાલો (પુસ્તિકા) જે ફારસીમા છે, તેની એક પ્રત બ્રિટિશ મ્યૂઝિયમ લંડનના પુસ્તકાલયમાં છે અને જેનો નં. Or, 6572 F 51 છે. બ્રિટિશ મ્યુઝિયમ લાયબ્રેરીના સભ્યોનો હુ ઋણી છુ. કે જેમણે આની એક છબીપ્રત મને અર્પણ કરી. આ પુસ્તિકાનું મથાળુ આમ છે:

" રિસાલતુન ખિલ- અજમીય્યા લે-ઉમરિ બિનલ-ખય્યામ ફી કુલ્લીયાતિલ વુજૂદ "

આખા દીબાચામાં લખ્યું છે કે, ખય્યામે આ રિસાલો ફખ્રુલ-મુલ્ક બિન મુઅય્યદ (?)ની દરખાસ્તથી ફારસીમાં લખ્યો છે. પણ આ ફખ્રુલ-મુલ્ક બિન મુઅય્યદ નામમાં દેખીતી રીતે કલમદોષ છે, કારણ કે ફખ્રુલ-મુલ્ક અને મુઅય્યદુલ-મુલ્ક બન્ને પિતાપુત્ર નહિ, બલ્કે, ભાઈભાઈ હતા અને બન્ને નિઝામુલ મુલ્ક તૂસીના પુત્રો હતા અને વઝીર હતા. પ્રથમ મુઅય્યદુલ-મુલ્ક બિન નિઝામુલ-મુલ્ક હિ. સ. ૪૮૭માં બરક્યારૂક બિન મલિકશાહનો વઝીર નિયુક્ત થયો અને પછી ફખ્રુલ-મુલ્ક નિમાયો, જેણે હિ. સ. ૫૦૦માં દેહત્યાગ કર્યો. આથી, આ રિસાલો જો ફખ્રુલ-મુલ્કના નામે અર્પણ થયો હતો તો સમઝવું જોઈએ કે તેનો વિઝારતી કાલ હિ. સ. ૫૦૦ સુધીમાં હશે.

આ થોડાંક પૃષ્ઠોની પુસ્તિકા છે, જેમાં અસ્તિત્વની ફિલસૂફીભરી ચર્ચા છે અને (જાણો કે) ના મથાળાથી સાત ટૂંકાં પ્રકરણો છે. પહેલા પ્રકરણમાં જવહર (Essence), જિસ્મીય્યત (પદાર્થ વસ્તુ) બસીત (અમિશ્રિત Spirit), અક્લ (Intellect) અને મન (નફ્સ Mind)ની વ્યાખ્યાઓ અને તેના પ્રકારો છે. પછી અક્લ (Intellect) અને નફ્સ (Mind) તથા અવકાશ (Spheres : અફ્લાક)ના અણુબદ્ધ-સર્જનની ચર્ચા છે. બીજા પ્રકરણમાં : અવકાશ (Spheres), તત્ત્વો (Elements) અને તેનાં સર્જનો (ખનિજ પદાર્થો વનસ્પતિ અને પશુવર્ગ)નું તથા તેના પરસ્પર કારણ (cause) અને પરિણામ (Effect)નું કથન છે. ત્રીજા પ્રકરણમાં : અક્લ (Intellect) અને મન (નફ્સ : *Mind*) ની સમજનું વર્ણન છે. ચોથા પ્રકરણમાં પાંચ વિશ્વ અને આબ્યંરાઝ (જે ચીજો પોતાની હસ્તી માટે બીજા ઉપર આધાર રાખે); પાંચમા પ્રકરણમાં આવશ્યક, શક્ય અને અશક્ય અસ્તિત્વની વ્યાખ્યાઓ છે; છઠ્ઠામાં: જવહર (Essence) અને અર્ઝ-

(આકસ્મિક તથા લક્ષણો અને ગુણધર્મો)ની ચર્ચા છે; અને સાતમા પ્રકરણમાં: આ યુગના ચાર સમ્પ્રદાયો (ફિરકા): મુતકલ્લેમાન, હુકમા, બસ્માઈલીય્યા અને સૂફીઓના સિદ્ધાંતો અને તેમના પંથ પર ટૂંકું દર્શન છે; અને અહીં રિસાલો ખતમ થાય છે.

આ રિસાલામાં આમ તો ઈશ્વરવિદ્યા (ઈલાહીય્યાત) અને સામાન્ય ક્રિયા પ્રક્રિયાના પ્રચલિત અને જર્જરિત પ્રશ્નો છે અને ખાસ કરીને અક્લ, નફ્સ (Mind), અફ્લાક (અવકાશ Spheres) અને તત્ત્વો (Elements)ના શ્રેણીબદ્ધ સર્જનનું વર્ણન છે, કિંતુ આ રિસાલા દ્વારા ખય્યામની બે સૈદ્ધાંતિક માન્યતાઓ હાથ લાગે છે.

૧. એક તો એ કે: એ ઉકૂલે અશરા (Ten Intellects) અને નુફૂસે ફલક (Sphere's Minds), જે મલિનતા અને સ્થૂલતાની ધૂળથી પાક છે અને જેમાંથી સૃષ્ટિસર્જનનો આરંભ થયો. પ્રથમ આવશ્યક અસ્તિત્વ (Necessary Existence)-માંથી અક્લે અવ્વલ (પ્રથમ અક્લ First Intellect or Reason) જેનું બીજું નામ અક્લે ફઆલ (Operative Intellect) છે, તેનું સર્જન થયું. પછી અક્લે અવ્વલ (First Intellect)માંથી નફ્સે અવ્વલ (First mind) અને દ્વિતીય અક્લ (Second Intellect); આ જ પ્રમાણે શ્રેણીબદ્ધ દસ સુધી. (આનું જ નામ સિલસિલતુત્ તરતીબ છે). સર્જન શ્રેણીની પરાકાષ્ઠા ઈન્સાન અને ઈન્સાનનું છેવટ અક્લ (Intellect) અને નફ્સ (Mind:મન) પર છે. આથી સર્જનના છેવટ (ઈન્સાનની અક્લ અને મન) અને ઉત્પત્તિના આરંભ (એટલે વિશ્વબુદ્ધિ અને વિશ્વમન—Cosmic Intellect & Mind)ની વચ્ચે નિસ્બત અને એકરૂપતા (Resemblance) હોવી જોઈએ. કારણ કે, જાતિ જાતિ ભણી આકર્ષાય છે. (અલ્ જિન્સો યમીલો ઈલ્લે જિન્સે). અલ્લાહતા'લા (આવશ્યક

અસ્તિત્વ ) અને મનુષ્યની વચ્ચે આ અકલો (Cosmic Intellects: વિશ્વબુદ્ધિ) નફ્સો ( વિશ્વમન : Minds) અને ફલકો ( Spheres : અવકાશ) માધ્યમ છે અને આનું જ બીજું નામ 'અરબાબ' છે. ઇન્સાનના અકલ અને મનની સિદ્ધિ તો એ છે કે તે પવિત્ર અને શુદ્ધિ દ્વારા એશઆરામ અને સ્થૂલતાથી મુક્ત થઈ જવામાં આ નફ્સો ( Cosmic Minds) અને અકલો ( Cosmic Intellects)ની નકલ ઉતારે અને એકરૂપ થઈ જાય: એટલે કે, સ્થૂલ મનુષ્ય વિશ્વવ્યક્તિ (Cosmic Entities)નો નમૂનો અને આદર્શ બની જાય. આની નિકટતા જન્નત છે અને એનાથી દૂરતાનું જ નામ નિત્ય સજા–નરક છે.

"આ નિયમને 'રિસાલતુત્ તરતીબ' ( Orderly series of Cause & Effect) કહે છે અને મનુષ્ય જો આ કારણ (Cause) અને પરિણામ (Effect)ની શ્રેણીને પિછાણે તો એ ખરેખર મનુષ્ય છે. અને જાણે, કે ઉપર જણાવેલા તમામ અરબાબ-Entities ( Intellect, Mind and Spheres ) એ માધ્યમ છે, કારણ કે ફલકો (અવકાશ), તત્ત્વો (Elements), સૃષ્ટિ (Creations), તેના અસ્તિત્વનાં કારણ (ઇલ્લત: Cause) અને પરિણામ (Effect) છે, નહિ કે તેનું જિન્સ (Genus), જ્યારે કે તે ખુદાતા'લા તરફથી છે ! હવે, જ્યારે આપણે એ જાણી લીધું કે ઉમદા વસ્તુ એટલે નફ્સ ( *Mind* ) અને અકલ ( Intellect)નું છેવટ શું છે તો જણાયું કે આદિ પણ અહીંથી જ છે. અને મનુષ્ય જ્યારે આદિ અને અંત (છેવટ) જાણી લે છે ત્યારે તે બરાબર રીતે સમજી લે છે કે તેના નફ્સ (મન) અને અકલ (બુદ્ધિ)ની ઉપજાતિ (Spec es), નુફૂસ (Cosmic mind: વિશ્વમન ) અને ઉકૂલ (Cosmic Intellect વિશ્વબુદ્ધિ)ના જિન્સ–જાતિમાંથી છે અને અન્ય અસ્તિત્વ ( Entities) તેઓનાથી ઘણે દૂર છે. બસ એ માણસે પોતાના જિન્સ (Genus)ને પામવા પ્રયત્નશીલ રહેવું

જોઈએ જેથી તે પોતાના જવહર ( Essence )થી દૂર રહેવા ન પામે, નહિ તો, નરકનો વાસી થને."

ખય્યામનો એ જ નૈતિક સિદ્ધાંત છે જેનો ઈમાદ કાતિબે કિફ્તીના કથન પરથી આ પ્રમાણે ઉલ્લેખ કર્યો છે: "તે યૂનાની (ગ્રીક) ફિલસૂફીના સિદ્ધાંતો મુજબ આત્મશુદ્ધિ અને ઉચ્ચ ચારિત્ર્યનું શિક્ષણ આપતો હતો"

૨ આ રિસાલાથી ખય્યામનો દ્વિતીય પાયાનો ખ્યાલ વ્યક્ત થાય છે એટલે કે તે મુતકલ્લેમીન વિવાદમસ્ત અને ફિલસૂફોની તત્ત્વભરી ચાલાકી અને મુદ્દાબાજીના જાદૂને બિનઅસર સમજી ચૂક્યો હતો અને તેને સૂફીવાદના સુંદર જગતમાં ઈશરાકી (ફિલસૂફોનો એક ફિરકો) બારીમાંથી ડોકિયું કરવાનો ચસકો લાગ્યો હતો. આથી રિસાલાના છેલ્લા પ્રકરણમાં કહે છે

"જાણો કે, ઈશ્વરની પિછાનના જિજ્ઞાસુઓ ચાર વર્ગમાં વહેંચાઈ જાય છે

પહેલો વર્ગ મુતકલ્લેમીન છે જે સંતોષ આપનારી મકહબી દલીલો અને માન્યતા ઉપર સંતુષ્ટ છે અને ખુદાની પિછાન માટે આ જ માર્ગ તેણે પસંદ કર્યો છે

બીજો વર્ગ હકીમો અને ફિલસૂફોનો છે આ લોકો બુદ્ધિ પૂર્વકની દલીલો વડે તર્કશુદ્ધ નિયમોને ખુદાની પ્રતીતિનું સાધન જાણે છે અને કોઈ દલીલોથી તેઓ સંતોષ નથી માનતા કિંતુ આ લોકોને તર્કશાસ્ત્રના નિયમો જીતી શક્યા નહિ અને નિરાશ થયા

ત્રીજો વર્ગ ઈસ્માઈલીયા અને તાલીમિયા છે આ લોકો કહે છે કે ખુદાને ઓળખવાનો માર્ગ રસૂલ (સ. અ. વ.) ના આપેલાં ખરાં સૂચનો સિવાય અન્ય નથી, કારણ કે ખુદા (ઈશ્વર)ની ઓળખના માર્ગમાં અનેક મથો છે એટલે કે, સર્જક અને તેના જાતિધર્મ વગેરેમાં દલીલો નિષ્ફળ જાય છે અને બુદ્ધિ અટવાઈ જાય છે તેથી ઉત્તમ માર્ગ તો એ જ છે કે એક સાચા પેગંબરની

વાતોથી દલીલ કરવામાં આવે.

ચોથો વર્ગ સૂફીઓનો છે. આ લોકો ખુદાને ઓળખવા બાબતમાં ચિંતન, મનનના તાલિબ નથી, કારણ કે આંતરિક શુદ્ધિ કરી અને આચરણ સુધારીને પ્રાકૃતિક મલિનતા અને સ્થૂળતાથી માનસિક શક્તિને સ્વચ્છ કરી ખુદાને ઓળખવાની કોશિશ કરે છે અને જ્યારે, આ રીતે તેનો આત્મા પવિત્ર થઈ જાય અને મલકૂત (ફરિશ્તાઓ)ને મુકાબલે આવી જાય તો એવા સત્યનું તેને દર્શન થાય છે કે તેમાં શંકાવિશંકાને સ્થાન નથી. ખરેખર આ પંથ ઉત્તમ છે, કેમકે ખુદા એેક માનવ આત્માને તેની સિદ્ધિથી વિમુખ કરતો નથી. પછી કોઇ મનુષ્ય જો કંઈ પામી શકતો નહોય તો તેમાં આડરૂપ ફક્ત પ્રકૃતિક અશુદ્ધિ અને અંધકારનાં આવરણો જ છે. આ અંતરાયો દૂર થઈ જાય અને પડદો ઊંચકાઈ જાય તો વસ્તુતઃ હકીકત જેવી ને તેવી વ્યકત થઈ જાય. રસૂલુલ્લાહે આ જ વસ્તુનો નિર્દેશ કર્યો છે : ખબરદાર કે તમારા ખુદાની કને તમારા માટે શાશ્વત આશીર્વાદ છે; બસ તેની નજીક આવી જાઓ."

આ છેલ્લા પ્રકરણ પરથી સ્પષ્ટ છે, કે, ખય્યામ મુતકલ્લેમીનના વિચારો, ફિલસૂફોનાં તત્વચિંતનો અને શાંતિ પ્રેરવાની ઇસ્માઈલી બાતેનીઓની રીતોથી અતૃપ્ત રહેતાં સૂફીવાદના અધ્યયન અને તેનાં તેજકિરણોની પુષ્ટિ ઇચ્છતો હતો. કિંતુ વિસ્મયજનક વસ્તુ તો એ છે કે, ખય્યામના આ છેવટના પ્રકરણમાં જે કંઈ ટૂંકમાં છે એ જ વસ્તુ ઇમામ ગઝ્ઝાલીના "મુનકઝ મિનઝ્ઝલાલ"—માં પૃથક્કરણ સહિત વિસ્તારથી આલિખિત છે. આ જ ચાર વર્ગો (ફિરકા)ના ઉલ્લેખ છે અને આ ચારે વિશેનો ઇમામનો અભિપ્રાય પણ આવો જ છે. છેવટે મુતકલ્લેમીન, હકીમો (ફિલસૂફો), અને ઇસ્માઈલીઓની દલીલ અને પ્રેરણાથી તૃષા ન છીપતાં સૂફીઓના વર્ગમાં દાખલ થવાનુ બયાન પણ છે, હવે, આ તો આ યુગમાં ઘણાખરા વિવેકશાળીઓ આ જ એક માર્ગે સૂફીવાદ

(ખુરાસાન) ના ઉંબરે પહોંચ્યા હતા, એટલે ખય્યામ અને ગઝ્ઝાલીના પ્રસંગો સમાન છે યા એકના અસલી અને બીજાના નકલી પ્રસંગો છે.

ઇમામ ગઝ્ઝાલીએ આ ગ્રંથ—જે વાસ્તવમાં તેના જીવન પ્રસંગ છે, તે લગભગ ૫૦ વર્ષના ઉમરે પ્રણું કરીને હિ. સ. ૪૯૯ માં લખ્યો છે અને હિ. સ. ૪૮૮ થી ૫૦૦ ની વચ્ચેનો સમય ખય્યામનો એ પુસ્તિકા " કુલ્લિયાતુલ-વુજૂદ " ના સર્જનનો છે, જે વઝીર ફખ્રુલ-મુલ્કનો વિચરતી કાળ છે અને જેના નામ ઉપર આ પુસ્તિકાનું અર્પણ છે.

હોલૅન્ડના વિદ્વાન ક્રિશ્ચિયન ઝોને અને એના ઉપરથી નકલ કરી જર્મન વિદ્વાન ફ્રેડ્રિક રાઝને તેના કવિયાતી પ્રકાશનના રૂબાઇયાતના સંગ્રહના પ્રસ્તાવમાં[1] ખય્યામની ઇબારતની લીટીઓને ' રૌઝતુલ કુલૂબ ' નામના કોઈ હસ્તપ્રત સંગ્રહમાંથી ખય્યામના નામે નકલ કરી છે. પણ જેમકે હમણાં જ અમે જાણી ચૂક્યા કે, આ લીટીઓ વાસ્તવમાં ખય્યામની આ જ પુસ્તિકા 'કુલ્લિયાતુલ-વુજૂદ' ની છે, એક કોઈ અલગ રિસાલા નથી.

## ૧૦

## રિસાલએ વસ્ફ વ મવસૂફ

આ સાત પાનાનો અરબી રિસાલો છે જે હજુ સુધી છપાયો નથી. આની હસ્તપ્રત અમારી કને છે. આ પણ વાસ્તવમાં અસ્તિત્વના પ્રશ્ન પર છે. આ પ્રશ્નમાં ખય્યામને ભારે રસ હોવાનું લાગે છે. આના વિષય ઠેર ઠેર ' રિસાલએ કૌન વ તકલીફ ' ના પરિશિષ્ટને મળતા આવે છે, ક્યાંક ક્યાંક તો શબ્દો અને ફકરા પણ મળતા આવે છે; વળી ચર્ચાનો સાર પણ મળતો જ આવે છે.

[1] ખય્યામની રૂબાઈયાતોનો સંગ્રહ કાવિયાની પ્રકાશન, સંપાદક ફ્રેડ્રિક રોઝન: પૃષ્ઠ ૬૬, પ્રકાશન વર્ષ ૧૩૦૪ હિજરી શમસી.

છતાં ઇબારતમાં પૂરતો તફાવત છે. એમ જણાય છે કે, રિસાલએ કૌન વ તકલીફના 'પરિશિષ્ટ' પર ફરી અમુક ટીકાઓ થઈ હતી જેના ખય્યામે આ રિસાલામાં ફરી જવાબો આપ્યા છે. પણ, આ રિસાલાનો આરંભ 'અલ-અવસાફો બિલ-મૌસૂફાતે અલા-ઝરબૈન' થી છે, તો, નવલકારે સંગ્રહમાં રિસાલાઓની અનુક્રમણિકામાં આનું નામ જ 'રિસાલએ વસ્ફ વ મવસૂફ ઉમર ખય્યામ' રાખી દીધું છે. આ જ શબ્દોમાં: "અલ-અવસાફો બિલ મવસૂફાતે અલા-ઝરબૈન" 'રિસાલએ કૌન વ તકલીફ" (Creation and Chastening) ના પરિશિષ્ટનુ પ્રથમ વાક્ય છે, છતાં તેના અન્ય વુજૂદ (Existence: અસ્તિત્વ) ના સર્જનોથી આનો વિષય પૂરતી રીતે ભિન્ન છે.

આમાં શરૂઆતમાં એ બયાન છે કે, ગુણો (Characteristics) અને લક્ષણોની સાબિતી વસ્તુ પર કઈ રીતે થાય છે અને અસ્તિત્વનું પ્રમાણ હસ્તી (Being) ને કઈ રીતે મળે છે? ગુણ અને લક્ષણોના પ્રકાર, ઝાતી (પોતાની હસ્તી માટે બીજા ઉપર આધાર ન રાખનારી) અને અરઝી (પોતાની હસ્તી માટે બીજા ઉપર આધાર રાખનારી) ની વ્યાખ્યા. પછી આખા . રિસાલામાં એ ચર્ચા છે કે, શક્ય (Possible existences) નું અસ્તિત્વ મોજૂદ ફિલ ખારિજ (Being in Reality) નથી અને તે વધારાનું છે અને તે માનસિક છે સર્જન છે. શક્ય (Possible Existences) હસ્તીઓની અસલીયત અદમ (Non-Existence: નાસ્તિ) છે. અને અસ્તિત્વ, આવશ્યક અસ્તિત્વની અસરથી ખાલરૂપે એને મળે છે. આ સામાન્ય ચર્ચા ઉપરાંત આ રિસાલામાંથી તેની બે માન્યતાઓ જાણવા મળે છે. પહેલું એ કે વસ્તુના સત્ય સુધી પહોંચવા માટે ચિંતન અને મનન તથા તપશ્ચર્યાની જરૂર છે. કહે છે:

"તો જે વ્યક્તિ પોતાને આ વસ્તુમાં તંગ આવી ..ગૈઢાઓમાં

જાણે, તો તે,—એક વહેમી વાતથી જે વાતે તેને આડે માર્ગે દોરી દીધો, તેનાથી ફરી ગયો—તેણે પૂરી તપશ્ચર્યા કરવી જોઈએ અને ખુદા તાલા પાસેથી આશીર્વાદની મદદ માગવી જોઈએ; તે (ખુદા) કબૂલ કરનાર છે."

રિસાલાનો છેવટ સાર આ લીટીઓમાં છેઃ.

"તો જાહેર થયું કે તમામ જાતો (Essences) અને તત્ત્વો (Elements) મુબ્દએ અવ્વલ (ઈશ્વર) ની જાતમાંથી (જે સત્ છે.) એક પછી એક અને સિલસિલાબદ્ધ અસ્તિત્વમાં આવ્યાં છે. અને આ બધા જ સદ્ (Good) છે અને કોઈ રીતે પણ આમાં શર (Evil : બૂરાઈ) નથી અને જે બૂરાઈ (Evil) અથવા શરના નિંદનીય ગુણના અર્થમાં છે એ 'વિરોધ' (Contradiction) ની અનિવાર્યતાને કારણે ઉત્પન્ન થયેલ છે, જેમક તમે આનો વિસ્તાર જાણી ચૂક્યા. નાસ્તિક આલિમો જે કાંઈ કહે છે તેનાથી ખુદા અત્યંત બુલંદ છે.

ઉપરના લખાણથી માલૂમ પડ્યું કે, આ પુસ્તિકા 'રિસાલએ કૌન વ તકલીફ (Creation and Chastening) ની ચર્ચા સાથે સંબંધ ધરાવે છે અને એ જ સિલસિલાના અનુસંધાનમાં છે.

## ૧૧

## અરાઈસુન્નફાઈસ (?)

મરહૂમ મૌલાના શિબ્લીને ઈ. સ. ૧૯૦૪ માં હૈદ્રાબાદમાં શહરઝુરીકૃત 'તારીખુલ-હુકમા' (History of Philosophers) જેનું નામ 'નુઝહતુલ-અરવાહ' છે—ની એક પ્રત મળી. જે ૧૦૨૯ હિ. સ. માં એક એવી પ્રત પરથી નકલ કરવામાં આવી હતી, જે હિ. સ. ૭૭૬ માં તબરીઝમાં લખાઈ હતી. મૌલાનાએ આ પ્રતની નકલ લીધી અને અસલ સાથે સરખાવી સુધારો વધારો

કર્યો અને આ પ્રત અત્યારે અમારી પાસે છે. આમાં ખય્યામના ચરિત્રમાં, ઇમામ ગઝ્ઝાલી અને ખય્યામના વિવાદનો ઉલ્લેખ છે, ત્યાં ખય્યામનો મૌખિક ફકરો આલિખિત છે:

"તો ખય્યામે કહ્યું કે, મેં આને મારા સર્જન 'અરાઈસુનન્નફાઈસ' માં વર્ણવેલું છે, પછી ખય્યામે એક લાંબું વક્તવ્ય શરૂ કર્યું." (પૃષ્ઠ ૨૭)

કિંતુ શહરઝુરી-કૃત ખય્યામના જીવનચરિત્રનું જે અવતરણ ઝુકુવસ્કિએ સુઝફ્ફરીયામાં પ્રસિદ્ધ કરેલું છે તેમાં આ ઇબારત નથી. આમાં "બસ ખેય્યામે વક્તવ્ય શરૂ કર્યું"થી ઇબારત શરૂ થાય છે.

અસલ વસ્તુસ્થિતિ એ છે કે શહરઝુરીએ બૈહકીના 'તારીખુલ-હુકમા'ની મતલબ સમઝવામાં ભૂલ કરી છે. 'અરાઈસુન્નફાઈસ' ખય્યામનું નહિ, બલ્કે ખુદ બૈહકીનું સર્જન છે, જેમાં તેણે પ્રસ્તુત પ્રશ્ન પર ચર્ચા કરી છે અને જેનો ઉલ્લેખ તેણે અહીં પોતાના તરફથી કૌંસમાં કર્યો છે.

બૈહકીની મૂળ ઇબારત આ છે:

ઇમામ હુજ્જતુલ-ઇસ્લામ ગઝ્ઝાલી એક દિવસ તેને ત્યાં ગયા અને તેને પૂછ્યું કે, તમામ અવકાશ ભાગોમાંથી એક ખાસ ભાગને ધ્રુવપદ કેમ મળ્યું?—અને મેં (એટલે બૈહકીએ) આ પ્રશ્ન મારા ગ્રંથ 'અરાઈસુનન્નફાઈસ'માં આલેખી દીધેલ છે. તો ઇમામ ખય્યામે એક લાંબું વક્તવ્ય શરૂ કર્યું."

આ બિનાને એ વસ્તુથી સમર્થન મળે છે કે 'અરાઈસુનન્નફાઈસ' નામનો ગ્રંથ ખરી બૈહકીના સર્જનોમાં હસ્તી ધરાવે છે. અલી બૈહકીનું જીવનચરિત્ર, 'યાકૂતે મુઅજ્જમુલ ઉદબા' માં વિસ્તારથી આલેખ્યું છે અને તેનાં સર્જનોની અનુક્રમણિકા આપી છે જેમાં આ 'અરાઈસુનન્નફાઈસ'નું નામ પણ છે.

## ૧૨

# નવરોઝ નામા (નવરોઝ નામુ)

ખય્યામના સર્જનોમાં એક નવા ગ્રંથ 'નવરોઝ નામા'ને સ્ટેટ લાઇબ્રેરી બર્લિનના પૌરસ્ત્યવિભાગ (Oriental Branch)ના સંચાલક ડૉક્ટર વેલ જાહેરમાં આણેલ છે. અને તેમની સૂચના મુજબ રિસાલાના કેટલાક વિષયોનો ખુલાસો ફ્રેડ્રિક રોઝને તેના 'ઉમર ખય્યામની રૂબાઇય્યાત' (મથ્યુન કંપની ઈ. સ. ૧૯૩૦)ના પ્રકાશનના દીબાચામાં આપ્યો છે અને મૂળ ગ્રંથના પહેલા પૃષ્ઠની છબી આપી છે આ સ્ટેટ લાઇબ્રેરીમાં અગિયારમી ઇ. સ.ની (હિજરી પાંચમી) સદીના '૭' પંડિતોની લખેલી કેટલીક પુસ્તિકાનો એક સંગ્રહ છે. આની નકલનું વર્ષ ઇ. સ. ૧૩૬૫ (હિ. સ. ૭૬૭[1]) છે. આ સંગ્રહમાં '૫૪' પૃષ્ઠોનો એક ફારસી 'રિસાલએ ખય્યામ' છે જેનું નામ 'નવરોઝ નામા' છે. ખય્યામે આના આરંભમાં તેના સર્જનનું કારણ એવું બતાવ્યું છે કે, એક દોસ્તે 'નવરોઝ'ની હકીકત અને તેનો ઇતિહાસ પૂછ્યો હતો અને તેની ફરમાઇશની અદાયગીમાં આ પુસ્તક લખ્યું છે. દીબાચાની અસલ ઇબારત આ પ્રમાણે છે:

"તારીફ કેવળ એ ખુદાની કે જે સૃષ્ટિનો સર્જનહાર છે, ઝમીન અને ઝમાન (કાલ)નો માલિક છે, તમામ જીવોનો પોષક છે, બાહ્યાંતરથી સર્વજ્ઞ છે, સનાતન, અદ્વિતીય અને મુક્ત છે, નિર્મર્યાદ અને નિરંતર છે, નિરપેક્ષ છે. ખુદાની રહેમત એ પેગંબરો ઉપર જે આદમથી માંડી હ. મુહમ્મદ (સ. અ વ.) સુધી થયા અને તેમના વંશ કુટુંબીઓ ને સાથીઓ તથા બુઝુર્ગો

---

૧. મુઅજ્જમુલ-ઉદબા, યાકૂત ગ્રંથ '૫'મો પૃષ્ઠ ૨૦૮-૨૧૮, મઆઇસુનનફાઇસ નામ પૃષ્ઠ ૨૧૨માં છે; (મિત્ર)

›

પર ખ્વાજા હકીમ ફિલસૂફ સૈયેદુલ-મુહકૂકેકીન મલેકુલ-ઉલેમા ઉમર બિન ઈબ્રાહીમ ખય્યામ સલામ પઢે છે. જ્યારે મારી નજર એના ઉપર પડી કે જ્યાં બુદ્ધિની પરાકાષ્ઠા છે ત્યારે શબ્દથી વધુ ઉમદા કોઈ વસ્તુ મને લાધી નહિ અને કલામથી વધુ બુલંદ અન્ય કોઈ વસ્તુ જોઈ નહિ, કારણ કે, જો કલામથી ઉત્તમ જગતમાં અન્ય કોઈ વસ્તુ હોત તો ખુદા તે વસ્તુને રસૂલ (સ. અ. વ.)ના સંપર્કનું સાધન બનાવત અને અરબીમાં કહેવત છે કે, ઝમાનામાં ઉત્તમમા ઉત્તમ સાથી કિતાબ છે. એક દોસ્ત કે જેની સોબતનો હક મારા ઉપર ઘણો હતો તે અને અમે સારા સમયમા સાથે જ હતા. મને તેણે દરખાસ્ત કરી કે હુ એ લખું કે 'નવરોઝ' રાખવાનું કારણ શુ છે અને કયા બાદશાહે આની શરૂઆત કરી છે. તેની દરખાસ્ત મેં માન્ય રાખી અને ખુદાની મહેરબાનીથી એ બધું ટૂંકમાં આલેખી દીધુ."

**નવરોઝ નામાનો આરંભ**

"આ કિતાબમાં એ વસ્તુ બયાન કરવામાં આવી છે કે: નવરોઝની હકીકત શુ છે અને ઈરાનના બાદશાહો નવરોઝ કયા દિવસને કહેતા હતા અને કયા બાદશાહે આનો આરંભ કર્યો અને કેમ તેને મોટો દિવસ ગણવામાં આવે છે. અન્ય બાદશાહોના કાનૂન અને તેમની ટેવો દરેકને ટૂંકાવી લખવામાં આવશે; ઈન્શા-અલ્લા (ઈશ્વરેચ્છા). કિંતુ નવરોઝ નિયુક્ત કરવાનું કારણ એ થયું કે, કારણ કે તેઓ જાણતા ન હતા કે સૂર્યના બે દોર હોય છે...

**રસાલામાં સોળ જુદાંજુદાં પ્રકરણો છે:**

(૧) નવરોઝ નામાનું મૂળ.

(૨) ઈરાનના શાહોના યુગમાં.

(૩) મોબેદ મોબેદાનનુ, શાહી દરબારમાં નવરોઝના અભિનંદન અને આશીર્વાદ આપવા અને ભેટ અર્પણ કરવા આગમન.

(૪) બાદશાહને સંબોધીને મોબેદ મોમેદાંન સફળતાના જે દુઆના કલમા ઉચ્ચારતા હતા

(૫) સોનું અને તેને લગતું જે કંઈ કહેવામાં આવ્યુ.

(૬) ગુપ્ત ભંડારોનો પત્તો લાગવો.

(૭) મુદ્રા અને મુદ્રાને લગતી જે વાતો કહેવામાં આવી છે.

(૮) અનાજ ( અને ખાસ કરીને જવ) સંબંધી.

(૯) તલવાર સંબધી.

(૧૦) તીર અને કમાનને લગતું

(૧૧) કલમ અને તેના પ્રકારો.

(૧૨) ઘોડા અને તેના પ્રકારો.

(૧૩) બાઝનો શિકાર અને બાઝનો ઉછેર.

(૧૪) શરાબની ખૂબીઓ (અને તેનાં વૈદ્યકીય લાભહાનિ અને તેની ખરાબ અસરોથી બચવાની તદબીરો. )

(૧૫) શરાબની શોધની કહાણી.

(૧૬) એક સુંદર ચહેરાના ફાયદા

પુસ્તકના પ્રાર્થના-વચનમાં (જે પાછળથી વધારી દેવામાં આવેલ છે), ખય્યામનું નામ સ્પષ્ટ રીતે મૌજૂદ હોવા છતાં આને ખય્યામનું સર્જન માનવાનો દિલ ઈન્કાર કરે છે. આ વાસ્તવમાં હાજરજવાબી વિદ્યા (ઈલ્મે મુહાઝેરાત) અને સુલતાની દરબારીઓનો કલા પર છે. એટલે એ પ્રશ્નો વિશે છે જેના જ્ઞાનની આવશ્યકતા બાદશાહના દરબારીઓ અને સોબતીઓને ઊભી થાય છે શુષ્ક હકીમ ખય્યામને આવા રસ ઝરતા પ્રશ્નો સાથે કંઈ સબધ હોય એમ લાગતું નથી. આ જ યુગમાં અમીર ઉન્સુરેલ્-મઆલી કૈકાઉસે આવા પ્રકારનો એક ગ્રંથ લખ્યો છે, જે ' કાબૂસ નામા'થી પ્રસિદ્ધ છે. અને તે મુંબઈમાં છપાઈ ગયો છે. વળી આ પાછી હિ. સ. ૫૯૯માં મોહમ્મદ બિન અલી બિન સુલેમાન રાવન્દીએ 'રાહતુસ્-સુદૂર તારીખે આલે સલજૂકી'ના ઊવટમાં આને મળતાં થોડાંક પ્રકરણો લખ્યાં છે.

આ ગ્રંથના આ ફકરાઃ "એક એવો દોસ્ત કે જેની સાથે રહેવાનો મને હક્ક હતો અને સારા ઝમાનામાં એ મારો સાથી હતો તેણે મને દરખાસ્ત કરી..." ઉપરથી ફ્રેડ્રિક રોઝને જે બિનપરવા તરંગવિહાર કર્યો છે કેઃ આ દોસ્ત નર હતો કે ઓરત, અને એ વિશે જે અનઉપયોગી ચર્ચાઓ કરી છે તે તેના પૂર્વ દેશવાસીઓના સાહિત્યના બિલકુલ અજ્ઞાનનું પ્રતિબિંબ છે.

ખય્યામે આ પુસ્તકના દીબાચામાં જે અરબી કહેવત ટાંકી છે એ અરબીના મશહૂર શાએર મુતનબ્બી (સ્વ હિ. સ. ૩૫૪)ની કાવ્યપંક્તિ છે.

## ઉમર ખય્યામનો મઝહબ (ધર્મ)

ઉમર ખય્યામનો મઝહબ ઈસ્લામ હતો. આવુ મશાઈય્યત આમૈઝ ઈશ્વરાકી ફિલસૂફીયાના ઈસ્લામની રૂપરેખા ફારાબીના 'ફુસૂસ,' હકીમો (ફિલસૂફો) ના 'ઈખ્વાનુસસફા' અને અબૂઅલી સીનાના 'ઈશારાત' તથા 'ઈલાહીય્યાતે શફા'માં નજરે પડે છે. એકંદરે તે મુસ્લિમ અને ખુદા તથા રસૂલને માનનારો હતો.

એ નમાઝ પઢતો હતો (જુઓ બૈહકી તથા શહરઝુરીમાં મૃત્યુનો પ્રસંગ). હજ્જ પણ તેણે કરી હતી. કિફ્તીએ, ઘણું કરીને કાતિબ અસ્ફહાનીના 'ખરીદતુલ—કસ્ર' માંથી નકલ કરીને લખ્યુ છે કેઃ

"જ્યારે તેના ઝમાનાના લોકોએ તેના ધર્મ સંબંધી ટીકા કરી ત્યારે તે 'જાન'ના ડરે દોષમુક્ત થવા હજ્જ માટે ગયો. જ્યારે બગદાદ પહોંચ્યો ત્યારે તેના સહપંથીઓએ યત્ન કર્યો કે તેનાથી ફાયદો ઉઠાવે, કિંતુ તેણે દ્વાર બધ કરી લીધાં, અને હજ્જથી પાછા ફરી પોતાના ઘરમાં એકાંતવાસ સ્વીકારી લીધો અને ચૂપચાપ તેના ઈબાદતખાનામાં જતો અને ચાલ્યો આવતો." (કિફ્તી પૃષ્ઠ ૨૪૪ લીપઝિગ)

આ ઈબારતના છેવટના ફકરાથી સાબિત થાય છે કે, તે એકાંતવાસ લઈ તપશ્ચર્યા ( રિયાઝત ) અને બંદગી ( ઈબાદત )માં લીન રહેવા લાગ્યો હતો.

ખય્યામના મૃત્યુની બિના પરથી પણ—જેનો ઉલ્લેખ અબુલ્‌હસન બૈહકીના અખ્બારુલ્ હુકમા (યા તતિમ્મએ સિવાનુલ-હિકમત)ના હવાલાથી ઉલ્લેખ થઈ ચૂક્યો છે,—તેના મઝહબી વિચારોનો અંદાજ આવી શકે છે, કેઃ તે અબૂઅલી સીનાના ગ્રંથ 'ઈલાહીયાતે શફા'નું અધ્યયન કરી રહ્યો હતો, 'જ્યારે એકાનેક' ( one [and the many)ની ચર્ચા પર પહોંચ્યો, ત્યારે, તેના ઉપર એવી અસર થઈ કે, વચ્ચે દાંતખોતરણી મૂકી, ઊઠીને ઊભો થઈ ગયો, લોકોને બોલાવી વસીયત કરી. પછી નમાઝ પઢી. આ દરમ્યાન કંઈ ન ખાધું કે પીધું. છેવટે ઈશાની નમાઝ ( night prayer ) પઢી સજ્દા (પ્રાર્થનાની એક ક્રિયા) માં નીચેનું રટન કર્યા કરતો હતો :

"( ઓ ખુદા ) તું જાણે છે કે, મેં મારી શક્તિ પ્રમાણે તને ઓળખ્યો. તું મને ક્ષમા કરી દે, કે મારી આજ પિછાન તારા દરબારમાં મારો વસીલો છે."

આમ કહી એ કોકિલકંઠ સદાને માટે ખામોશ બની ગયો.[1]

પોતાના 'રિસાલએ કૌન'માં તેણે પેગંબરના આગમનની આવશ્યકતા પર દલીલ રજૂ કરી છે. અલ્લાહની ક્ષમા ( મગફેરતે-ઈલાહી )ની દુઆ વારવાર યાચી છે. જઝા અને સઝા ( કર્મફળ ) બિહિશ્ત અને દોઝખ સંબંધી તેનાએ જ ખ્યાલો હતા જે અન્ય મુસ્લિમ ફિલસૂફોના છે

## ખય્યામનો સંપ્રદાય ને પંથ

ખય્યામ મુસ્લિમ તો હતો, પણ પ્રશ્ન એ ઊઠે છે કે, એ

૧. દુર્રતુલ ચહર્મુરી પૃષ્ઠ ૨૭, બહકી અને દુર્રતુલ અખ્બાર, પૃષ્ઠ ૬૦

યુગના ઇસ્લામ ફિરકાઓમાં કયામાં હતો? યા ઓછામાં ઓછું એટલું કે, કયા પક્ષના વિચારોની તેના ઉપર ઊંડી અસર હતી? જેને ખય્યામનાં સર્જનો વાંચવાની તક મળી છે તે તો તરત જ કહી દેશે કે ખય્યામ પોતે જ પોતાને હકીમો (ફિલસૂફો)ના વર્ગમાં શામેલ કરતો હતો. અને એ જ જમાતને તે સત્યના મૂળ અમીન અને હકીકતના મૂળ રહસ્યદ—ભેદ જાણનાર સમજતો હતો. તેના યુગના ફિલસૂફ વર્ગની વિચારહીનતા અને સંસારાસક્તિ પર ભારે અફસોસ કરતો હતો અને તેને આવી લાગણીથી એટલું દુઃખ થતું હતું, જેટલું કે પોતાની અંગત વસ્તુની બરબાદી પર કોઈને થાય છે. આથી તે તેના બીજા રિસાલા 'રિસાલએ જબ્ર વ મુકાબેલા' (બીજગણિત)માં,—જે તેના યૌવનકાળનું ફળ છે,—તેમાં કહે છે:

"...અને અમારા ઝમાનાના ઘણાં લોકો કે જેઓ હકીમોનો પાઠ ભજવે છે તેઓ સત્યને અસત્યમાં ભેળવી દે છે અને ફરેબ-બાઝી તથા તેમના જ્ઞાનના ડોળની સરહદ તેઓ ઓળંગતા નથી અને જ્ઞાન પ્રજ્ઞાન વિશે જે કંઈ જાણે પણ છે તેનો, તુચ્છ ભૌતિક ગરજો સંતોષવામાં ઉપયોગ કરે છે. જો તેઓ, કોઈ એવી વ્યક્તિને જુએ છે કે જે સત્યનો શોધક છે, સચ્ચાઈને પસંદગી આપે છે, અસત્ય અને છળ કપટના ત્યાગમાં પ્રયત્નશીલ છે, ડોળ દમામ અને ફરેબ છોડે છે, તો, તેને ઉતારી પાડે છે અને જાહેરમાં તેની ઠેકડી કરે છે." (પૃ૪ ૩)

વ્યક્ત છે કે 'કોઈ એવી વ્યક્તિ'થી એ ખુદ ખય્યામ પોતે છે. આથી બિલકુલ સ્પષ્ટ છે કે, તે પોતાને પણ આ વર્ગમાં ગણાવે છે જેની હીનતા પર તેને આટલો બધો અફસોસ છે અને એક હકીમની જરૂરી નીતિરીતિ કેવી હોવી જોઈએ તેની રેખા તે તેના દૃષ્ટિબિંદુએ આ રીતે દોરે છે: સત્યનો શોધક, સચ્ચાઈનો આશિક, અસત્યથી વિમુખ અને છળકપટથી પાક અને ઢોંગનો દુશ્મન હોવો જોઈએ.

તે તેના રિસાલા 'મલાસતા અસઅલા' (ત્રણ પ્રશ્નો)માં જે 'રિસાલએ કૌન વ તક્લીફ'નુ પરિશિષ્ટ છે, તેના ફિરકાને આ શબ્દોમાં શિખામણ આપે છે

'અને હું દરેક એ વ્યક્તિ કે જેને ફિલસૂફોમાં સમજુ છુ, તને આ શિખામણ આપુ છુ કે તે ખુદાના દરબારને જુલમ અને બુરાઈથી પર સમજે" (પૃષ્ઠ ૧૮૩, મિસર.)

આ ઇબારતથી સ્પષ્ટ થાય છે કે, તે તમામ પક્ષો (ફિરકાઓ)માં, ખુદાની ખરી ભવ્યતા અને ભુલદી સમઝવાની લાયકાત ધરાવનાર વર્ગ તરીકે ફિલસૂફો (હકીમો)ને ગણતો હતો

કિંતુ ફિરકએ હુકમા' (ફિલસૂફ પક્ષ)થી આશય શો છે' આનો અર્થ મુસ્લિમ ફિલસૂફોનો એ વર્ગ છે, જેમનો હેતુ, અકલ (દર્શનશાસ્ત્ર) અને નકલ (ધર્મશાસ્ત્ર) તથા મઝહબ અને ફિલસૂફી વચ્ચેનુ સમીકરણ હતો આ લોકોની માન્યતામાં હકીમો (ફિલસૂફો)ના દર્શન અને નબીઓ (પેગમ્બરો)ની તાલીમ સમાન દરજ્જે સત્ય પર સ્થિત છે અને બન્નેના બરાબરીના સત્યો છે પેગમ્બરોની તાલીમમાં જો કોઈ બિના ખુલ્લી રીતે અકલની વિરુદ્ધ છે તો તેનો અર્થભેદ (તાવીલ) કરી તેના અર્થનું પૃથક્કરણ એવી રીતે કરવામાં આવે કે તે અકલ અને ફિલસૂફીનો સુમેળ સાધી લે. આ ફિરકો ઇસ્લામી ધર્મસિદ્ધાંતોનુ પૃથક્કરણ ફિનોસોફિકલ રસ' (રેશ્ટ) પ્રમાણે કરતા હતા અને યૂનાની ફિલસૂફો તથા અમ્બીયા-પેગમ્બરો (સ. અ.)ને એક જ ઘરની બે ડાળી સ્વીકારી બન્નેની તાલીમનુ સમીકરણ કરતા હતા

આ સપ્રદાય (ફિરકો) 'મુતકલ્લેમીને ઇસ્લામ' (Conservative Muslims) અલગ હતો, કેમ કે મુતકલ્લેમીનનુ સ્થાન એક 'સરક્ષક'નુ હતુ તે ઇસ્લામી સિદ્ધાંત અને માન્યતાઓને

મૂળ સમઝી તેની વિરુદ્ધની વસ્તુને રદ કરતા હતા અને ખોટી સમઝતા હતા, એટલે કે ઇસ્લામના શાસ્ત્રીય વકીલ અને 'સંરક્ષક' હતા અને ઇસ્લામી પ્રશ્નોની એ રીતે છણાવટ કરતા હતા કે તે સીધેસીધા બુદ્ધિ વિરુદ્ધના ન હોય અને તેઓ ઇસ્લામ વતી યુનાની ફિલસૂફી અને ફિલસૂફોને ખોટા ઠરાવવામાં અને તેમની પ્રતીતિઓની નબળાઈઓ સાબિત કરવામાં જરાએ વિલંબ કરતા ન હતા. મતલબ કે મઝહબ તેમનું અસલી અને ફિલસૂફી તેમનું વૈષયિક પાસું હતું.

વળી, આ મુતકલ્લેમાને ઇસ્લામમાં એ જુદા જુદા ફિરકા હતા અને તેઓના પોતપોતાની ઢબના જુદાજુદા સિદ્ધાંતો હતા. જેઓમાં આ સમયે ઝાહેરીયા ( હમ્બલીયા ), અશઅરીયા (શાફેઈયા અને માલિકીયા ), માતુરીદીયા ( હનફીયા ) અને મોઅ'તઝેલા મશહૂર ફિરકાઓ હતા

હકીમો (ફિલસૂફો) ત્રણ પક્ષમાં વહેંચાઈ ગયેલા હતા :

૧. એક તો એ કે જે ફિલસૂફીભર્યા ખ્યાલો ધરાવતા હતા, કિંતુ આચારમાં સંસારાસક્ત અને વિલાસભક્ત હતા, જેવા કે અબૂ અલી સીના વગેરે.

૨. અને બીજા એ કે જેમના ખ્યાલો ફિલસૂફીભર્યા અને ચરિત્ર ત્યાગીઓનાં હતાં. આ લોકો ઇસ્કન્દરીયાના અફલાતૂની ( પ્લેટો ) હકીમો અને યુનાનના રવાકી ફિલસૂફોની જેમ તેમની ફિલસૂફીના સિદ્ધાંતો અને વિચારો પ્રમાણે શુષ્ક જીવન ગુજારતા હતા અને કડક તપશ્ચર્યા દ્વારા મનશુદ્ધિ અને આત્મવિકાસના દરવાજાઓ શોધતા હતા. આ લોકોને ફિલસૂફ સૂફી કહી શકીએ છીએ. ફારાબી ( સ્વ. હિ. સ. ૩૩૯ ), ઇબ્નેમસકવૈહ ( સ્વઃ હિ. સ. ૧ ) અને શેખુલ-ઇશ્રાક સુહરવરદી ( હિ. સ. ૫૮૭માં માર્યો ૯) વગેરે આ જ સપ્રદાયના હતા.

૩. ત્રીજો પક્ષ એ હતો, જે ફિલસૂફીભર્યા ખ્યાલોની સાથે

એક ઇમામ ( One Leader ) ની કેવળ તાબેદારીના માનનારાઓ હતા અને તેઓ આ જ ઇમામની તાબેદારીને મુક્તિ (નજાત) નું માધ્યમ સમઝતા હતા અને આ લોકો બાતેનીયા, ઇસ્માઇલીયા અને તાઅ'લીમીયા[1] કહેવાતા હતા. આ ફિરકાના મતો અને સિદ્ધાંતો વિશે હકીમ નાસિર ખુસરૂ ( સ્વઃ લગભગ હિ. સ. ૪૬૦ ) ના ગ્રંથો 'ઝાદુલ-મુસાફેરીન' અને 'વજ્હે દીન' બર્લિનથી પ્રકાશન પામી ચૂક્યા છે. 'રસાઇલે ઇખ્વાનુસ્સફા'ના સર્જકો પણ આ જ ફિરકાના સંબંધમાં હતા અને આને માટે એક 'અલવી હકૂમત" (અલી (સ. અ.) ના ખાનદાનની હકૂમત) નું સંસ્થાપનનું સ્વપ્ન સેવતા હતા. અને કદાચ પાછળથી કોહિસ્તાન અને અફ્રીકામાં ઇસ્માઇલીયા હકૂમતનું સંસ્થાપન આ જ સ્વપ્નનું ચણતર હોય.[2]

"હુકમાએ ઇસ્લામ"

ઇમામ રાઝીએ તેના 'તફસીરે કબીર' માં ઠેકઠેકાણે હુકમાએ ઇસ્લામ નો ઉલ્લેખ પ્રસ્તુત રીતે જ કર્યો છે અને તેમના વિચારોના પ્રતિબિંબ ઝીલ્યાં છે. એક જગ્યાએ કહે છે : "એહતજ હુકમાઉલ-ઇસ્લામ બેહાઝલ-આયતે."[3] (આ આયત પરથી ઇસ્લામના પંડિતો દલીલ લાવ્યા છે ) એક બીજે સ્થળે કહે છે : "અલ-મકામુસ્સાની

---

૧. આ લોકો બાતેનીયા એટલા માટે કહેવાતા હતા કે 'શરીઅત' (ધર્મશાસ્ત્ર) ના દરેક પ્રશ્નનો એક ગૂઢ (બાતેની) અર્થ લેતા હતા અને અને વ્યક્ત અર્થની દરકાર કરતા હતા અને ઇસ્માઇલીયા એટલા માટે કે, તેઓ હઝરત જા'ફરસ્સાદિકના મોટા પુત્ર ઇસ્માઇલ (સ. અ.)ને ઇમામ માનતા હતા અને અહીંથી જ આ શીઆહ ઇસ્ના અશરીયાથી અલગ થયા જાય છે. જ્યારે તાઅલીમીયા એટલા માટે કહે છે કે, ફિલસૂફીની તાલીમ એમના ધર્મનું એક અંગ હતું.

૨. 'રસાઇલે ઇખ્વાનુસ્સફા', રિસાલો ૭ મો, ગ્રંથ ૪ થો, પૃષ્ઠ ૧૯૫ ને ૨૨૫ મુંબઈ.

૩. આયતનું વિવરણ, વલ્લઝીના 'યઝોકૂનલ્લાહા કિયામૌં વ કોઊદન'—અને એ લોકો કે જેઓ ઊઠતાબેસતા અલ્લાહનું સ્મરણ કરે છે.

વહોવા કવલો[1] હુકમાઈલ ઈસ્લામ." (બીજું પ્રકરણઃ હુકમા એ ઈસ્લામના કથન) આ હુકમાઃ યાકૂબ કન્દી, અબૂનસર ફારાબી, અબૂઅલી સીના, ઈબ્નેમસકવૈહ શૈખુલ-ઈશરાક સુહરવરદી અને, ઈખ્વાનુસ્સફાના સર્જકો વગેરે છે.

આ 'હુકમાએ ઈસ્લામ મતો, વિચારો અને અર્થભેદ (તાવીલ) ની રીતમાં એક પદ્ધતિના છે. આનો પ્રવેશ ઈસ્લામમાં કેવી રીતે થયો? અત્યાર સુધી આનું તલસ્પર્શી સંશોધન કરવામાં આવ્યું નથી. મેં આ હકીમોના સર્જનો અને મતો તથા માન્યતાઓનો અભ્યાસ કર્યો તો મેં આટલો પ્રકાશ ઝીલ્યો કે, ઈસ્લામ પૂર્વે હર્રાન (ઈરાક) માં કેટલાક હકીમોનો વર્ગ હતો, જે એક તરફ ઈરાની અને બીજી બાજૂ મિસરી તથા યૂનાની ફિલસૂફીમાં વિદ્વત્તા ધરાવતો હતો. આવો જ એક વર્ગ ઈસ્કન્દરીયા (મિસર) માં પણ હસ્તીમાં હતો, તે એક તરફ ઈસાઈ સિદ્ધાંતો અને બીજી બાજૂ યૂનાની ફિલસૂફીના વિચારોની અસરમાં હતા. ઇસ્લામ આવ્યો અને એના પૂરમાં બધા જ ડૂબી ગયા. અબ્બાસીયાએ જ્યારે ઈરાકને તેનું પાયતખ્ત બનાવ્યું અને જ્ઞાન વિજ્ઞાનના અનુવાદો પ્રતિ લક્ષ દોર્યું ત્યારે આ વર્ગનું ભાગ્યપુષ્પ ઊઘડી ગયું. આમાં હર્રાનના સાએબી અને સુરયાની આગળ ને આગળ હતા.

ઇસ્લામના પ્રભાવમાં આવી એ જ સમીકરણનો સિદ્ધાંત, તેઓ ઈરાની, ઈસાઈ અને અન્ય મઝહબો અને ફિલસૂફીના ખ્યાલોમાં લાગુ કરી ચૂક્યા હતા, તે ઇસ્લામમાં પણ લાગુ કરી દીધો અને આ વિચારોના લોકો "હુકમાએ ઈસ્લામ" કહેવાયા. આ હકીમોની

---

૧. આયતનું વિવરણ "વલકદ મુઅક્કબાતુમ્ મીમ્બ બૈને યદયહે (૨અ'દ)"—અને તેના માટે તેની સમક્ષ એક પછી એક આવનાર છે.

૨. આયતનું વિવરણ. "કાલત લહુમ રોસોલોહુમ ઈન્ નાહનો ઈલ્લા બશરૂમ મિસ્લોકુમ (ઈબ્રાહીમ):—તેણે કહ્યું કે આપ તો પેગમ્બર છો, તો અમે કહ્યું કે, નથી અમે. કિંતુ તમારા જેવા મનુષ્ય છીએ.

શરીઅતનો સૌથી પરિપૂર્ણ સહીફા ' ઇખ્વાનુસ્સફા ' ના '૫૧' રિસાલા (પુસ્તિકાઓ) છે. વળી, યાકુબ કિન્દી ( વફાત હિ. સ. ૨૨૨), ફારાબી ( સ્વ. હિ. સ. ૩૩૯ ), અબૂઅલી સીના ( સ્વ: હિ. સ. ૪૨૮, અને ઇબ્નેમસકવૈહ ( સ્વ: હિ સ. ૪૨૧ ) ના સર્જનો છે. યાકૂબ કિન્દીનો તો કોઈ ફિલસૂફી ગ્રંથ હસ્તગત નથી, કિંતુ, ફારાબી ( સ્વ: હિ ૩૩૯ ) ની પુસ્તિકાઓ અને ખાસ કરીને તેનો રિસાલો 'ફુસૂસ' આ ફિરકાના વિચારોનું દર્પણ છે. ફારાબીનો પ્રસ્તુત રિસાલો ( પુસ્તિકા ) તેના અન્ય રિસાલાની પેઠે મિસર તથા યુરોપમાં છપાઈ ચૂકયો છે.

ફારાબીના બાદ અબૂઅલી સીનાની ' ઇલાહીય્યાતે શફા ' ઇશારાત ' અને ઇબ્નેમસકવૈહની અલફૌઝુલ-અકબર વલ અવસત વલ અસગર અને કિતાબુત્-તહારત વગેરે કૃતિઓ છે.

ઇખ્વાનુસ્સફા સંબંધી એ વસ્તુ નિઃશંક છે કે આનું, ચોથી સદી હિજરીના અંત ( હિ. સ. ૩૭૩ ) દૈલમીયોના યુગમાં બસરા મુકામે સર્જન થયુ છે. સર્જકોના નામ જો કે બરાબર રીતે જાણવામાં નથી, છતાં અબુહય્યાનના સમકાલીન-કથન ઉપર-જે કિફતીએ નકલ કર્યું છે—આટલું સપ્રમાણ છે કે, આ રિસાલા ( પુસ્તિકાઓ ) એક જ વ્યક્તિના નથી,[1] બલ્કે, એક પક્ષના વિચારો છે, જેમ કે એમાં ઠેકઠેકાણે સ્પષ્ટ કરવામાં આવ્યું છે. અને વિશેષતાપૂર્વક તેના આ ફકરા ધ્યાનમાં લેવા જેવા છે:

---

૧. ઇખ્વાનુસ્સફાના સર્જકોમાં કિફતી અને સહરઝુરી તથા હાજી ખલીફા ચલપીએ નીચેના વિદ્વાનોનાં નામો આલેખ્યા છે: અબૂસુલેમાન મોહમ્મદ બિન મારારૂલ બુસ્તી, અબુલહસન અલી બિન હસન ઝન્જાની, અબૂઅહમદ મહેરજાની, ઝૈદ બિન રફાઆહ અને ઔફી. જ્યારે ઇખ્વાનુસ્સફાના મુંબઈ પ્રકાશન (મુખબરૂલઅખબાર પ્રેસ હિ. સ. ૧૩૦૬)ના મુખપૃષ્ઠ પર સર્જકનું નામ અહમદ બિન અબ્દુલ્લા લખ્યું છે. આ ગ્રંથ વિશે કિફતીના ' અખબારૂલ હુકમા'માં સુંદર વર્ણન છે. (પૃષ્ઠ ૫૮, મિસર) અને જે અબુહય્યાનના સમકાલીન પૈરવા પર અવલંબિત છે.

"અમારા ઘણા મઝહબી ભાઈઓ અને મિત્રો છે, જેઓ શરીફ લોક અને વિદ્વાનો છે, તેઓ શહેરોમાં પથરાયેલા છે. તો તેઓમાં કેટલાક શાહઝાદા, અમીરઝાદા, વઝીરઝાદાઓ, સરકારી ઓધ્ધેદારો ને દફતરીઓ છે અને કેટલાક ખાનદાની લોકો, ઝમીનદારો, સોદાગરો તથા હુન્નરમંદો (ઉ.)માંના છે; કેટલાક શાસ્ત્રો, સાક્ષરો, વિધિનિષેધશાસ્ત્રીઓ અને ધર્મનાવિકોના પુત્રો છે, અને અમુક કારીગરો તથા ધંધાદારી લોકોની પ્રજા છે." (ગ્રંથ ૪ થો, પૃષ્ઠ ૨૦૭, મુંબઈ પ્રકાશન,)

આ પછી લખ્યું છે કે, અમે અમારાં મતો માન્યતાઓ બાદશાહો અને વઝીરોથી ડરીને ગુપ્ત નથી રાખતા, બલ્કે, એટલા માટે ગુપ્ત રાખીએ છીએ કે, નાલાયક સમક્ષ હિકમતનાં મોતી વેરવાથી કંઈ ફાયદો-નથી પછી દુન્યવી સલ્તનત અને હકૂમતની તુચ્છતા દર્શાવી છે.

"જાણુ એ ભાઈ કે, અમો પૃથ્વી પરના બાદશાહોની ઈર્ષ્યા કરતા નથી તેમ ન તો મન્સબ કે મરતબાની અમને ખાહિશ છે, બલ્કે, અમને તો આસ્માની બાદશાહી અને ફિરિશ્તાના દરજ્જાની તાલાવેલી છે, કારણ કે અમારું જવહર (essence—સત્ત્વ) આસ્માની જવહર છે અને અમારી આલમ 'આલમે ઉલવી' છે અને અમો આ જગતની સ્થૂળ કેદમાં ગિરફતાર અને મુસાફર છીએ અને પદાર્થતત્ત્વના સાગરમાં ડૂબેલા છીએ." (પૃ૪ ૨૦૮)

પછી વળી, તેમનો એ સિદ્ધાંત આલેખે છે કે, અમે ધર્મ-ગ્રામી હોવા ઉપરાંત ફિલસૂફી અને હિકમતનો ઇન્કાર કરતા નથી. કહે છે :

"અને જાણ એ ભાઈ, કે, અમે જ્ઞાનવિજ્ઞાનની કોઈ જ્ઞાન-શાખાના દુશ્મન નથી અને ન તો અમને કોઈ મઝહબ વિશે પૂર્વગ્રહ છે, તેમ ન તો હકીમો અને ફિલસૂફોના કોઈ ગ્રંથની, જેનુ તેઓએ વિવિધ જ્ઞાનશાખામાં સર્જન કર્યું હોય અને જે

તેમની બુદ્ધિ અને સંશોધનનો નિચોડ હોય—તેની અવગણના કરીએ છીએ કિંતુ અમારી શ્રદ્ધા અને ભરોસો તેમ અમારા કાર્યની બુન્યાદ, પૈગમ્બરોના ગ્રંથો અને જે કંઈ તેઓ લાવ્યા અને ફિરિશ્તાઓએ તેમને જે ખબરો આપી અને તેમને જે પ્રેરણા અને આંતરિક અવાજ મળ્યાં તેના ઉપર છે. (પૃષ્ઠ ૨૦૯)

પછી નીચે જણાવેલા જ્ઞાનપ્રકારના ગ્રંથોમાં તેમનાં ધ્યેય સાધનો બતાવ્યા છે

૧ વિશ્વરચના, આસમાનથી જમીન સુધી તેનુ સ્વરૂપ, આકાશી (spheres)ની રચના અને શ્રેણી, રાશિમંડળોના પ્રકાર, નક્ષત્રોની ગતિ તત્ત્વો અને ખનિજવર્ગ, વનસ્પતિ અને પશુવર્ગનુ જ્ઞાન

૨ નુફૂસ (Cosmic Mind વિશ્વમન)ની હકીકત અને તેના પગથિયાં ને દરજ્જા, પરસ્પર એક વિશ્વમનની બીજા પર અસર અને આકાશો (spheres), જ્યોતિ, તત્ત્વો ખનિજવર્ગ, વનસ્પતિ, પશુવર્ગ, ઇન્સાનના તબક્કાઓ (પાયરીઓ) પૈગમ્બરો ફિલસૂફો, બાદશાહો તેમના અનુયાયીઓ અને વેપારીઓ તથા આમ જનતા પર તેની અસર—આ વિષયમાં તેઓ કહે છે કે, આ તે જ્ઞાન છે જેનુ અમારા સિવાય અન્ય અધ્યયન કરતા નથી

અને અમારો આ બીજો ગ્રંથ છે, જેમા અમારી સાથે અન્ય કોઈ જોડાયુ નથી અને અમારા સિવાય કોઈ તેને સમજતુ નથી, અને તે છે 'માઅરેફત' (ખુદાની ઓળખ)

આગળ ચાલતા તેઓ કહે છે.

'તો, જો, એ મહેરબાન અને નેક ભાઈ! તને અને તા૨ા ભાઈઓને આ ચારે ગ્રંથોના અભ્યાસનો શોખ હોય, કે જેથી તેના વિષયો તુ જાણે અને તેની મતલબ તુ સમજે તેમ તેના ભેદોથી તું વાકેફ થાય, તો તારા આ ભાઈઓની મજલિસમાં ભાગ લે. જેઓ શ્રેષ્ઠ વ્યક્તિઓ છે અને તારા પ્યારા અને નિખાલસ મિત્રો

છે, તેમની વાતો સાંભળીશ, તેમના સદ્‌ગુણો જોઈશ અને તેમના સંસ્કારો જાણીશ, તો કદાચ તું પણ તેમના જેવા સસ્કારો ઝીલે અને તેમના વિનય વિવેકથી વિભૂષિત થાય........અને આસમાની સામ્રાજ્યમાં ચડવાની તને કૃપા પ્રાપ્ત થાય અને ખાસ ફરિસ્તાઓને, જેઓ અલ્લાહના આસનને ઘેરી વળેલા છે,—તું જોઈ શકે."

આ જ કૃતિના બીજા ભાગ છે કે, ફિલસૂફો પેગમ્બરોના મઝહબના ઈન્કારનાર અને મઝહબી ફિલસૂફોના સર્જનથી વિમુખ હોય છે; જ્યારે, અમે આ બન્નેનુ સમીકરણ કરી બન્નેનું સરખું સમર્થન કરીએ છીએ અને સમઝીએ છીએ કે, આ બન્ને એક જ થડની બે ડાળીઓ છે અને એક લક્ષ્યસ્થાનના બે માર્ગો છે.

"દીની વિદ્વાનોનો એક વર્ગ તેઓમાંના ઘણાનો ઈન્કાર કરે છે; યા તો ફિલસૂફોના કથન ન સમઝવાને કારણે યા તેમના કથનમાં વિચારમથન ન કરતા અને કેવળ ધાર્મિક જ્ઞાન અને ફરજો અદા કરવામાં લીન રહેવાના કારણે, કે પછી આનું કારણ એવુ છે કે આ બન્ને વર્ગો વચ્ચે ઘર્ષણ અને પરસ્પર હઠાગ્રહ છે, વળી એ જ રીતે ફિલસૂફોમાંના ઘણાએક ઓખરાના અને મધ્યમ કક્ષાના લોકો પેગમ્બરોના હુકમો અને ધર્મ ફરજો સંબંધી ગફલતી કરે છે અને શરીઅતશાસ્ત્રીઓને ઉતારી પાડે છે અને શરીઅતની ફરજો માત્ર ડરથી અને ન છૂટકે સ્વીકારે છે............આ બધુ એટલા માટે કે, આ બન્ને પક્ષો ઉપર જણાવેલી બિનાના વાસ્તવિક જ્ઞાનને પાળી શકતા નથી અને એટલા માટે પણ, કે આ બન્ને પક્ષો વિશ્વના નિરપેક્ષ સત્યથી બેખબર છે અને જ્યારે કે અમારા માનનીય વિદ્વાન શાસ્ત્રી બિરાદરોનો મઝહબ એ છે કે આ ધર્મશાસ્ત્ર અને દર્શનશાસ્ત્ર બન્નેના જ્ઞાનમાં ઊંડું મંથન કરી બન્નેની હકીકતોને જાહેરમાં મૂકે: એટલે ફિલસૂફોના જ્ઞાન અને પેગમ્બરોનાં જ્ઞાનની..............ફરી જાણી લે કે, દર્શનશાસ્ત્ર (ઇલ્મે હિકમત) અને ધર્મશાસ્ત્ર બન્ને ખુદાઈ જ્ઞાન છે. મૂળ મતલબ

અને ધ્યેયની બાબતમાં બન્ને એકમત છે, પણ પૃથક્ વિગતોમાં ભિન્નમત છે. એટલે કે, ફિલસૂફીનો શ્રેષ્ઠતમ હેતુ, જેમકે અમારા કહેવાઈ ગયું છે તે એ છે કે, મનુષ્ય તેની શક્તિ પ્રમાણે ખુદાઈ સિફતો—ગુણની પ્રતિમારૂપ બને. જેમ કે અમે અમારા તમામ રિસાલાઓમાં આલેખ્યું છે.........એ જ રીતે નુબુવ્વત (પેગંબરી) અને શરીઅત (ધાર્મિક ફરજો)નો હેતુ પણ માનવ મનનું સંસ્કરણ અને શુદ્ધિ છે અને આ જીવન મરણના જગતરૂપી જહન્નમથી તેને મુક્તિ આપવી અને આકાશરૂપી સ્વર્ગસૃષ્ટિ અને સ્વર્ગવાસીઓની પુષ્ટિ સુધી પહોંચાડવાનો હેતુ છે......................આ બન્નેની એક જ નેમ છે અને આ જ દર્શનશાસ્ત્ર અને શરીઅત (ધર્મશાસ્ત્ર) બન્નેનું એક જ ધ્યેય છે." (પૃષ્ઠ ૩૨૯, ૩૩૦, ગ્રંથ બીજો, મુંબઈ.)

આ મતલબો સમઝાયા પછી ચાલો હવે આપણે ખય્યામને સમઝીએ. તેના પુરાણા ચરિત્રનિરૂપક કાતિબ અસ્ફહાનીએ—જે તેનો લગભગ સમકાલીન હતો,—તેના મઝહબ અને પંથની આ રીતે છણાવટ કરી છે:

"ખુરાસાનનો ઇમામ, પોતાના જમાનાના અલ્લામા યૂનાની જ્ઞાન (ગ્રીક ફિલસૂફી) થી વાકેફ હતો અને એક બદલો આપનાર ખુદાની શોધનો બોધ આપતો હતો. દૈહિક આચારમાં પવિત્રતા દ્વારા જેથી મનશુદ્ધિ થાય અને યૂનાની ફિલસૂફીના સિદ્ધાંત પ્રમાણે ચારિત્ર્ય ઘડવાની આજ્ઞા કરતો હતો." (અખબારૂલ-હુકમા, કિફ્તી પૃષ્ઠ ૨૪૪, લીપઝગ, હિ. સ. ૧૩૨૦)

આ થોડીક લીટીઓમાં ખય્યામનું જે રેખાચિત્ર દોરાયું છે એથી વધીને તેના ખ્યાલોની કોઈ ખરી પ્રતિમા મળે એમ નથી.

વિચાર કરો, આ એ જ શરીઅત છે જેનો બોધ ઇખ્વાનુસ્‌સફામાં છે અને જેનું ટૂંકમાં સમગ્ર દર્શન અબૂઅલી સીનાના 'ઇલાહીયાત 'માં થાય છે, અને પૂર્વકાલ તરફ આગળ વધો તો યૂનાની

(ગ્રીક)ના શુદ્ધ સ્વાકી (ફિલસૂફોનો એક ફિરકો) અને ઈશ્વરાકી ફિલસૂફોના જીવનમાં નજરે પડે છે પછી અફલાતુને ઇલાહી (તત્ત્વજ્ઞ પ્લેટો) અને ઈસ્કન્દરીયાના મઝહબી ફિલસૂફોનાં સૂચનોમાં.

એ તો જાણી ચૂક્યા કે, ખય્યામની ગણના હકીમો—ફિલસૂફોમાં કરવી જોઈએ, કિંતુ ઉપર્યુક્ત ચર્ચામાં ચાર પ્રકારના ફિલસૂફો આવ્યા. હવે સવાલ છે કે, આ ચાર પક્ષમાંથી ખય્યામ કયા પક્ષમાં હતો ? સદ્દભાગ્યે આનો ઉત્તર એના એક સર્જનમાંથી મળી રહે છે તેના ‘ કુલ્લિયાતુલ્ વુજૂદ ’– (ફારસી) ના છેવટમાં નીચેનું પ્રકરણ છે :

“ જાણો કે ખુદાની પિછાનના જિજ્ઞાસુઓ ચાર વર્ગમાં વહેંચાઈ જાય છે :

(૧) પહેલો વર્ગ મુતકલ્લેમીન છે જે સંતોષ આપનારી મઝહબી દલીલો અને માન્યતામાં સંતોષ માને છે અને ખુદાની પિછાન માટે આ જ માર્ગ તેણે પસંદ કર્યો છે

(૨) બીજો વર્ગ હકીમો અને ફિલસૂફોનો છે આ વર્ગ બુદ્ધિપૂર્વકની દલીલો સહિત તર્કશુદ્ધ નિયમોને ખુદાની પ્રતીતિનું સાધન ગણે છે. કોઈ દલીલોથી તેમને સંતોષ નથી કિંતુ આ લોકોને તર્કશાસ્ત્રના નિયમો જીતી શક્યા નહિ અને નિરાશ થયા.

(૩) ત્રીજો વર્ગ ઈસ્માઈલીયા છે આ ગિરોહ કહે છે કે ખુદાની ઓળખનો માર્ગ રસૂલ (સ. અ. વ.)નાં આપેલાં ખરાં સૂચનો[1] સિવાય અન્ય નથી, કારણ કે, ખુદાની ઓળખના કાર્યમાં અનેક ગૂંચો છેઃ એટલે કે, સર્જક અને તેના જાતિધર્મ (Genus and properties) વગેરેમાં દલીલો નિષ્ફળ જાય છે અને બુદ્ધિ અટવાઈ જાય છે. બસ, ઉત્તમ માર્ગ તો એ જ છે કે એક પેગમ્બરની વાણીથી દલીલ કરવામાં આવે.

---

૧. જુઓ ‘ વજ્હેદીન ’ હકીમ નાસિર ખુશરૂ કૅસ્માઈલી, “ બીજું પ્રકરણ : અન્દર પેદા કરદન ખુદાવન્દ હક્ક અઝ જુમલા દાઆ વાકુનિન્દગાન” કાવીયાની પ્રકાશન, બર્લિન; પૃષ્ઠ ૧૩

(૪) ચોથો વર્ગ સૂફીઓનો છે. આ લોકો ખુદાને ઓળખવાની બાબતમાં ચિંતન મનનના પક્ષકાર નથી, કારણ કે આંતરિક શુદ્ધિ કરી અને આચરણ સુધારીને પ્રાકૃતિક મલિનતા ને સ્થૂળતાથી માનસિક શક્તિને સ્વચ્છ કરી ખુદાને ઓળખવાની કોશિશ કરે છે; અને જ્યારે, આ રીતે તેનો આત્મા પવિત્ર થઈ જાય અને મલકૂત (ફરિસ્તાઓ)ના મુકાબલે આવી જાય ત્યારે તેને એવા સત્યનું દર્શન થાય છે કે જેમાં શંકાવિશંકાને સ્થાન નથી. ખરેખર આ પંથ ઉત્તમ છે, કેમ કે, ખુદા એક માનવ આત્માને તેની સિદ્ધિથી વિમુખ કરતો નથી. પછી કોઈ મનુષ્ય જો તે કંઈ પામી શકતો નથી તો, તેમાં આડરૂપ પ્રાકૃતિક અશુદ્ધિ અને અંધકારનાં આવરણો જ છે. આ અતરાયો દૂર થઈ જાય અને પડદો ઊંચકાઈ જાય તો વસ્તુની હકીકત જેવી ને તેવી વ્યક્ત થઈ જાય.

આ ઇબારતથી બિલકુલ સ્પષ્ટ છે કે, તે મુતકલ્લિમ ન હતો, ફિલસૂફ હકીમ પણ ન હતો, ઇસ્માઇલી હકીમ પણ નહિ, અગર હતો, તો, સૂફી હકીમ. અને આ જ તરીકે પસંદગીયુક્ત અને સાચો ગણાતો હતો. સૂફીઓ સાથેના તેના સંબંધ અને નિસ્બતની પ્રથમ ખબર આપણને 'અખબારૂલ હુકમા'માં કિફ્તી (હિ. સ. ૬૪૬) આપે છે.

"પછીના સૂફીઓ તેનાં કાવ્યોના બાહ્ય હેતુઓથી વાકેફ થયા."

વળી, આ જ ગ્રંથમાં તેના બગદાદના સફરને લગતા અહેવાલમાં તેના ખાસ ફિરકા (પક્ષ)ના લોકોનો ઉલ્લેખ છે.

"અને જ્યારે તે બગદાદ આવ્યો ત્યારે, પ્રાચીન જ્ઞાનમાં તેના અનુમાર્ગીઓ તેની પાસે આવ્યા......અને તે હજથી તેના વતનમાં પાછો આવ્યો તો ફક્ત તેના ઇબાદતઘરમાં સવાર સાંજ આવજા કરતો હતો. (પૃષ્ઠ ૧૬૩, મિસર)

"એટલે તરીકતહી ફિલ્ ઇલ્મીલ્ કદીમ" "પ્રાચીન જ્ઞાનમાં તેના અનુમાર્ગીઓ" થી વ્યક્ત છે કે, તેના સમવિચારના "પ્રાચીન-

જ્ઞાન" ધરાવનારા બગદાદમાં મૌજૂદ હતા "ઇલ્મે કદીમ"— "પ્રાચીન જ્ઞાન" થી હેતુ ઘણુ કરીને ફિલસૂફી છે. કિંતુ ફિલસૂફીભર્યો સૂફીવાદ પણ ફિલસૂફીની બહાર નથી ઉપર્યુક્ત ઇબારતના બીજા ટુકડા ઉપરથી વ્યક્ત છે કે તે હજ્જથી પાછો ફરી એકાતવાસી થઈ ગયો અને માત્ર તેના ઇબાદતઘરમાં તેની આવજા હતી. આ બન્ને ટુકડાઓનો ભાવાર્થ નિષ્પન્ન કરવામા આવે તો તે તે એક તરફ 'ઇલ્મે કદીમ' (ફિલસૂફી) નો વિદ્વાન હતો તો બીજી તરફ એકાતવાસી ખુદાભક્ત. આમ તે વાસ્તવમાં 'સૂફી હકીમ" હતો.

**ખય્યામનો સૂફીવાદ ફિલસૂફીમય હતો ?**

મે ઉપર કહ્યું કે ફિલસૂફી ભર્યો સૂફીવાદ ફિલસૂફીથી મુક્ત નથી મૂળમાં એવુ છે કે, 'તસવ્વુફ' (સૂફીવાદ) શબ્દ અત્યારે બે ભિન્ન અર્થોમાં બોલાય છે યા એમ કહો કે 'તસવ્વુફ (સૂફીવાદ) ના બે પ્રકારો છે: એક 'મઝહબી તસવ્વુફ" (મઝહબની મર્યાદામાં રહીને ચાલતો સૂફીવાદ) અને બીજો 'ફિલસૂફીમય સૂફીવાદ". મઝહબી સૂફીવાદનો ઉદ્દેશ- જેમા મઝહબી રૂહ એટને ઇખલાસ (નિખાલસતા), મોહબ્બત (શુદ્ધ પ્રેમ), ત્યાગ, તકવા (ખુદાનો ડર રાખીને આચર વિચાર કરવો), ઇબાદત (ભક્તિ) અને શરીઅત પર પેગમ્બરોના આદેશ મુજબનું વર્તન રાખવુ. આનુ જ નામ હદીસની પરિભાષામાં અહસાન[૧] છે પહલી અને બીજી સદીમા. ઝાહિદો (પવિત્ર પુરુષો) અને ભક્તો આ જ પ્રકારના હતા આમ મુસ્લિમોથી ભિન્ન કોઈ ખાસ અભિપ્રાયો કે માન્યતાઓ અને વિચારો તેમના ન હતાં અને તેઓ ફિલસૂફીવી પણ બિનવાકેફ

૧. સહીહ બુખારી અબવાબુલ ઈમાન. આથી જ શાહ વલીયુલ્લા સાહેબ મોહદ્દિસ દહેલ્વીએ 'હુજ્જતુલ્લાહિલ બાલેગાહ' મા ઇસ્લામી તસવ્વુફ (સૂફીવાદ) ને "અહેસાન" શબ્દથી અદા કરેલ છે. અને આ અર્થનિરૂપણ યોગ્ય છે. અને ખુદ 'હદિસે નબવી' થી ઉપલબ્ધ છે.

હતા. તેઓ માત્ર કુરાન અને હદીસમાં જ ડૂબેલા હતા અને રોઝા (અપવાસ), નમાઝ, કુરાનવાચન (તિલાવતે કુરાન) અને તવાફિલ (વધારાની નમાઝો) તેમનું રાતદિનનું કાર્ય હતું. શુદ્ધ નિખાલસ આચાર અને જગતની સેવા પર તેઓ ખૂબ ભાર મૂકતા હતા.

અને ફિલસૂફીમય સૂફીવાદથી, ઈલાહીયાત (ઈશ્વે ઈલાહી) વિશે પંડિતાઈથી ઊભરતા ખ્યાલો રાખવા અને ફિલસૂફની જેમ શુષ્ક જીવન ધારણ કરી તેમના નૈતિક શિક્ષણ પર અમલ કરવાનો ઉદ્દેશ છે.

પ્રથમના સૂફીવાદનું વિચારકેન્દ્ર નુબુવ્વત (પેગંબરી) છે અને આમાં પેગમ્બરોના જીવનનું અનુપાલન અને અનુગમન હોય છે, જ્યારે દ્વિતીય સૂફીવાદનું વિચારકેન્દ્ર હિકમત (Philosophy) છે, અને આમાં ફિલસૂફો અને હકીમોના જીવનનું અનુસરણ હોય છે. અને આ બન્ને વચ્ચે કેટલો ફરક છે!

ખય્યામનો સૂફીવાદ મઝહબી નહિ, બલ્કે, ફિલસૂફીમય હતો: એટલે કે, તેની સામે પેગમ્બરોનાં જીવન નહિ, બલ્કે, ફિલસૂફોનાં જીવન આદર્શરૂપ હતા અને એમના જ ખ્યાલો ધરાવતો હતો. સૂફીવાદના આ બન્ને ભિન્ન પ્રકારો વચ્ચે ભેદભાવ ન સમજી શકાવાથી ઇસ્લામી સૂફીવાદના પશ્ચિમના ગ્રંથકારો અનેક ભુલભુલામણીઓમાં અટવાઈ ગયા છે સક્રિય સૂફીવાદનો આરંભ તો ઇસ્લામમાં ભક્તિ અને સંસારત્યાગમાં ઉગ્ર રીતે થયો, કિંતુ, પાછળથી એમાં જે નઝરી તસવ્વુફ વિષયગત (theoratical) સૂફીવાદ દાખલ થયો જેમાં ખાસ વિચારો, ખાસ માન્યતાઓ અને અભિપ્રાયો તેમજ એક ખાસ પ્રકારની ફિલસૂફીનું મિશ્રણ હતું તે નવ અફ્લાતૂની શાળા (Neo-Platonic School) નું શિક્ષણ હતુ, જેનો ઇસ્લામના શુદ્ધ સૂફીવાદમાં ત્રીજી શતાબ્દીના અંતમાં પ્રવેશ થવા લાગ્યો; અને આ જ એ સૂફીવાદ છે જેને આપણે "ફિલસૂફીમય સૂફીવાદ" કહીએ છીએ.

**ફિલસૂફીયાના તસવ્વુફ ( ફિલસૂફીમય સૂફીવાદ )**

આ ફિલસૂફીમય સૂફીવાદનુ મૂળ, યૂનાન (ગ્રીસ) ના ઇશરાકી અને ઇસ્કિન્દરીયાહ અને અફલાતૂની શાળા હોવાનું કેટલાક પુરાણા મુસ્લિમ પંડિતોએ પણ સ્વીકાર્યું છે. જેમકે મશહૂર હકીમ અબૂ-રૈહાન બીરૂની ( સ્વ. હિ. સ. ૪૪૦ ) કહે છે :

" આ હકીમોમાં કેટલાક એવા હતા, જેઓ સમઝતા હતા કે તમામ વસ્તુ વાસ્તવમાં એક છે. વળી, આમાં પણ બે પક્ષો છે : એક પક્ષ એ વસ્તુનો માનનારો છે કે, આ વસ્તુઓનો તફાવતી ગુણ (Distinctive Property ) એમાં અપ્રકટ હસ્તી ધરાવતો હોય છે અને બીજો પક્ષ કહે છે કે, વર્તમાનમાં નહિ, બલ્કે, ભવિષ્યમાં તેના આવિષ્કારની શક્તિ તેનામાં હસ્તી ધરાવે છે. દાખલા તરીકે, ઇન્સાન એ પથ્થર અને ખનિજ પદાર્થોથી કેવળ એટલા માટે પર છે કે, તે 'ઇલ્લતે ઉલા' ( મહાકારણ : ખુદા ) ની નઝીક છે. નહિ તો એ પણ પથ્થર અને ખનિજવર્ગમાં જ છે. આમાના અમુકનો એવો મત હતો કે, ખરું અસ્તિત્વ ( Real Existance) માત્ર 'ઇલ્લતે ઉલા' નું છે, કારણ કે તે તેના અસ્તિત્વમાં બીજાની જરૂર નથી અને તેના સિવાય અન્ય હસ્તીને પોતાના અસ્તિત્વમાં તેની ( ખુદાની ) હાજત છે, અને જે તેના અસ્તિત્વમાં સાપેક્ષ છે તેનુ અસ્તિત્વ ખયાલી (કાલ્પનિક) છે પણ સાચું નથી. અને સત્ય એ જ એક કેવલ છે. અને આ મત સૂફીઓનો છે અને આ જ હકીમો છે, કારણ કે, 'સફ' યૂનાની ( ગ્રીક ભાષા ) માં 'હિકમત' ને કહે છે અને આ ઉપરથી જ ફિલસૂફને યૂનાની ( ગ્રીક ભાષા ) માં 'પીલા સુપા' કહે છે, એટલે 'હિકમતનો આશિક' ( તત્વજ્ઞાન પ્રેમ ). અને જ્યારે કે, ઇસ્લામમાં અમુક લોકો તેમનાં મંતવ્યોની લગભગમાં પહોંચ્યા તો તેઓ પણ આ જ નામ ( સૂફી ) થી ઓળખાયા. " ( કિતાબુલ્-હિન્દ, પૃષ્ઠ ૧૬, લીડન )

અલ્લામા ઇબ્નેતૈમીય્યાહ (સ્વ: હિ. સ. ૭૨૮) જેઓ અક્લ અને નકલ: ફિલસૂફી અને મઝહબ બન્નેના ઇમામ હતા, તેના રિસાલા 'ફિસ્સમાએ વર્ રકસ' (સંગીત અને નૃત્ય વિશેની પુસ્તિકા) માં લખે છે:[1]

"અને ઇબ્નેસીનાએ એક ફિલસૂફી ઘડી, જેનું તેણે તેની પૂર્વના યૂનાની ફિલસૂફો અને (મુસ્લિમોમાંના) બ્રેહમીયા ફિરકાના બિદઅતી મુત્તકલ્લેમીન વગેરેના ખ્યાલોનુ મિશ્રણ કરી સર્જન કર્યું હતું. ઘણી–ખરી શાસ્ત્રીય અને અમલી વસ્તુઓમાં ઇરનાઇલી મુલ્હેદ્દીનના પથે ગયો અને આમાં કેટલીક વસ્તુઓ સૂફીઓની ભેળવી દીધી જે વાસ્તવમાં તેના સમવિચારના ઇસ્માઇલી કરામતએ બાતેનીયાના વિચારોમાંથી લીધેલી, કારણ કે, ઇબ્નેસીનાના વંશજો મિસરના હાકિમ બે અમરિલ્લાહ (ફાતેમી ઇસ્માઇલી) ના અનુયાયીઓમાં હતા. આ લોકો એમના જ ઝમાનામાં હતા અને એમનો મઝહબ 'રસાઇલે' ઇખ્વાનુસ્સફા–વાળાઓનો મઝહબ હતો"

હાજી ખલીફા ચલપી કશ્ફુઝ્ઝુનૂનમાં સૂફીવાદના વિષયમાં લખે છે –

"અને જાણવુ જોઈએ કે, ઇલાહીયાત (ઇલ્મે ઇલાહી શાસ્ત્ર)ના ફિલસૂફો (હુકમા)માં ઇશ્રાકી ફિલસૂફો પથ અને રૂઢિમાં સૂફીઓ જેવા છે. ખાસ કરીને આમાંના અર્વાચીન (ઇશ્રાકી) કિંતુ ફરક માત્ર એ પ્રશ્નોમાં છે જેમાં ઇશ્રાકીઓનો મઝહબ ઇસ્લામના મઝહબ વિરુદ્ધ છે! અને એ બનવા જોગ છે કે આ પારિભાષિક શબ્દ (તસવ્વુફ) એમની જ પારિભાષિક (સૂફ)થી ઉપલબ્ધ હોય. જેમકે આ બાબત જે શખ્સે ઇશ્રાકી ફિલસૂફીના ગ્રંથો જોયા છે. તેનાથી અજાણી નથી."

ઠીક આ લોકો તો સૂફી જગતની બહારના છે પણ, શેખ ફરીદુદ્દીન અત્તાર જેઓ મશહૂર સૂફી છે, તેમના 'તઝકેરતુલ અવ

1. મજ્મુએ રિસાઇલે કુબરા, ઇબ્ને તૈમીયા, ગ્રંથ બીજો, પૃષ્ઠ ૨૯૮ આમેરીયા શરફીયા પ્રકાશન મિસર.

લિયાંમાં શેખ અબુલહસન ખિરકાની (સ્વઃ હિ. સ. ૪૨૫) અને શેખ અબૂઅલી સીના (સ્વઃ હિ. સ ૪૨૮)ની પરસ્પર મુલાકાતોના ઉલ્લેખ પછી લખે છે:

"ત્યાંસુધી કે આ પછી તરીકત (તસવ્વુફ: સૂફીવાદ) ફિલસૂફી સુધી પહોંચ્યો. જેમકે જાણીએ છીએ." (પૃષ્ઠ ૨૦૭ ખિ નિસ્ફેસાની)

'દબિસ્તાનુલ મઝાહિબ'ના સર્જક ફાની કાશ્મીરી (સ્વઃ હિ. સ. ૧૦૮૧) જે પોતે આ જ "ફિલસૂફીમય"ના શરાબથી મસ્ત હતા, તેઓ સૂફીઓની માન્યતાઓના વિષયમાં એક આરિફ (સિદ્ધ)ના શબ્દો ટાંકે છે:

"એક આરિફ (સિદ્ધ)ના મુખેથી સાંભળ્યું કે, સૂફીઓની માન્યતાઓ એ જ છે જે ઈશરાકીઓની છે. કિંતુ, સૂફીઓ હવે રહસ્યમય અને સંકેતાર્થમાં બયાન કરે છે, જેથી અપાત્ર લોકો ન આવે અને ન સમજે, પેગમ્બરો, અવલીયાઓ અને કદીમ ફિલસૂફોના માર્ગમાં." (પૃષ્ઠ ૩૧૮, મુંબઈ)

આ હવાલાઓ ઉપરથી એ વસ્તુ વ્યક્ત છે કે, "ફિલસૂફીમય તસવ્વુફ" ઈશરાકી ફિલસૂફી, નવ અફલાતુની (Neoplatonic), ઈલાહીયાત (ઈલ્મેઈલાહી શાસ્ત્ર) અને ઈખ્વાનુસ્સફાના તાવીલાત (અર્થભેદના સિદ્ધાંત) એક જ ઝરણાની જુદીજુદી ધારો છે.

આટલી છણાવટ પછી એ જણાયું હશે કે ખય્યામનો સંપ્રદાય કે પંથ વાસ્તવમાં 'ફિલસૂફીમય સૂફીવાદ'નો હતો અને તે પોતે પણ "સૂફી હકીમ" હતો. હવે ચાલો તેના આંતરિક ખ્યાલો અને માન્યતાઓમાં પણ ડોકિયું કરી લઈએ. બીરૂની જેવા રહસ્યગ્રના ઉદ્ગારો હમણાં જ સાંભળી ચૂકયા છો કે, સૂફી ફિલસૂફોનો વુજૂદ (અસ્તિત્વ Existance)ની ચર્ચા અને તેની પ્રતીતિમાં ભારે દિલચસ્પી હતી અને તેઓ 'ઈલ્લતે ઉલા' (મહાકારણ) જેને 'અલ અવ્વલ' (આદિ પહેલુ) અને 'અલ હક' (સનાતન સત્ય) કહેતા હતા તેનું અસ્તિત્વ ખરું અને અન્ય હસ્તીના અસ્તિત્વને કાલ્પનિક

માનનારા હતા ખય્યામના ફિલસફી વિષયના રિસાલા પર જે વિહંગ દર્શન પૂર્વે આપી ચૂક્યું તેના અભ્યાસથી દરેક વ્યક્તિ જાણી શકે છે કે, તેના અસ્તિત્વના પ્રશ્નની ચર્ચા પ્રત્યે કેટલી દિલચસ્પી હતી અને કેવા હૃદયથી તેમાં શ્રદ્ધા ધરાવતો હતો. 'ઇલ્લતે ઉલા' (મહાકારણ)ના પ્રાંતમારૂપતે સિદ્ધિ માનવીઃ આ બોધ પણ ખય્યામના 'રિસાલા કુલ્લિયાતુલ-વુજૂદ'માં જડે છે, અને આ જ તાલીમ 'ઇખ્વાનુસ્સફા'માં છે, જેમકે પૂર્વ આપણે અવતરણો આપી ચૂક્યા છે.

તેણે તેના "પ્રિય સૂફીવાદ"ના મૂળ સિદ્ધાંતોનો ઉ 'રિસાલએ કુલ્લિયાતુલ-વુજૂદ'મા નીચેના શબ્દોમાં કર્યો છેઃ

"આ લોકોએ ચિંતન અને મંથન દ્વારા મા'અરેફત (ખુ ઓળખ)ની જિજ્ઞાસા નથી કરી, કારણ કે, આંતરિક શુદ્ધિ આચરણ સુધારીને પ્રાકૃતિક મલિનતા અને દૈહિક (સ્થૂલ) અસ પવિત્ર કરી ખુદાને ઓળખવાની કોશિશ કરે છે. જ્યારે જવહર (Essence) પવિત્ર થઈ જાય છે અને ફરિશ્તાએ હરોળમા આવી જાય ત્યારે તેને એવા સત્યનું દર્શન થાય છે જેમાં શંકા વિશંકાને સ્થાન નથી."

આ સિદ્ધાંત, ઢબ અને રૂઢિ સમગ્ર ઈસ્કન્દરીયાના ઇશરા ઈલાહીયાત (ઈશ્વરઈલાહી શાસ્ત્ર) એટલે નવ અફલાતૂની (Neoplatonic) ફિલસૂફીની અનુરેખા છે અને બિલકુલ આ જ રંગ ઇખ્વાનુસ સફાના રિસાલાઓમાં ઝળકે છે અને આ જ ફિલસૂફીમય સૂફીવાદને રૌચ છે.

આ જ પ્રમાણે માનવસિદ્ધિની પરાકાષ્ઠા "મા'અરેફત" ખુદાની ઓળખને ઠરાવવી; જેમકે ખય્યામના આ શબ્દોથી સ્પષ્ટ છે જે તેણે મૃત્યુ સમયે ઉદ્ગાર્યાં હતાઃ

"ઓહ ખુદાવંદ! મેં મારી શક્યતાભર તારી 'મા'અરેફત' પ્રાપ્ત કરી; મને ક્ષમા આપી દે! મારી આ જ મા'અરેફત તારા

દરબારમાં મારો વસીલો છે " (બેંહકી તે શહરઝુરી) એ પણ આજ મઝહબ અને પંથની ભાષા છે

માઅ'રેફત (સાક્ષાત્કાર)નો માર્ગ ખય્યામની આગળ તપશ્ચર્યા (રિયાઝત) છે, જેમ કે તેના 'રિસાલએ વસ્ફ લિલ્ મવસુફ'માં છે -

" તો, જે પોતાને આ જ્ઞાનમાં 'અપૂર્ણ' પામે . . તો તેને સંપૂર્ણ તપશ્ચર્યા અને ખુદાની કૃપાયાચના અનિવાર્ય છે "

આ તાલીમનું મૂળ એ જ છે

ખુદા અને તેની જાત અને ગુણો તથા નુબુવ્વત (પેગમ્બરી) ને રિસાલત (Divine Mission) ને લગતા ખય્યામના એ જ ફિલસુફી વિચારો છે જે 'ઇખ્વાનુસસફાના' રિસાલાઓ (પુસ્તિકાઓ) અને અબૂઅલી સીનાના ઈશારાત' અને શફા માં જણાય છે. જેમ કે 'રિસાલએ કૌન તકલીફ'માં (Creation & chastening) તેણે પોતે જ એ જાહેર કર્યું છે, 'ફિસાગોરસ'ના 'મસઅલએ અદદ' (Problem of Numbers)માં પણ તેને રસ છે, જેનો તેણે તેના 'રિસાનએ કુલ્લિયાતુલ્-વુજૂદ'માં ઉલ્લેખ કર્યો છે. આ પ્રશ્નમાં 'રસાઈલે ઇખ્વાનુસસફા'ના સર્જકોને પણ એટલી જ શ્રદ્ધા હતી, તેનો ઉલ્લેખ તેમણે તેમના હિસાબ (ગણિત)ના રિસાલામાં કર્યો છે.

તેની ફિલસુફીમય તૌહીદ (એક જ ખુદાની માન્યતા) આત્મા અને મલાએકત (ફરિશ્તાઓ)ની હકીકતનું બયાન નીચેની રુબાઈમાં છે, જે જો કે બોડલીન લાઈબ્રેરી અને લાહોરની હસ્તપ્રતોમાં નથી, કિંતુ અન્ય પ્રતોમાં છે અને તે બિલકુલ ખય્યામના વિચારના પ્રતિબિંબરૂપ છે[૧]

' જહાનનો જાન સત્ય છે અને જહાન તેનું બદન છે

" રૂહો (spirits) ફરિસ્તાઓ, તેની જ્ઞાનેન્દ્રિયો છે.

" ફલકો (અવકાશ), તત્ત્વો (elements) અને સર્જન (Creation) તેના અવયવો છે.

---

૧. દારાશિકોહે 'મજમઉલ-બહરૈન'માં વે સાદદીન હમવી (સ્વ. હિ સ ૬૫૮)ની દોવાનો નિર્દેશ કર્યો છે, પૃષ્ઠ ૧૦૮ કલકત્તા.

"આ જ કેવળ તૌહીદ (એક જ ખુદાની માન્યતા) છે, આ બધો શબ્દખેલ છે.

અન્ય ફિલસૂફોની જેમ તેને પણ ઇન્સાનિયતના 'ઇમા માઅરેફત' (સાક્ષાત્કાર સિદ્ધિનું) જ્ઞાન હતું, આથી તેના મૃત્યુ સમયે જે દુઆ (પ્રાર્થના) તેના મુખે હતી તે આ હતી :

"ઓ ખુદાવંદ! તું જાણે છે કે, મે મારી શક્તિ પ્રમાણે તને ઓળખ્યો તું મને મુક્તિ આપી દે, કે, મારી આ જ માઅરેફત (સાક્ષાત્કાર) તારા દરબારમાં મારો વસીલો છે."

(બૈહકી ને શહરઝુરી)

તેની એક રૂબાઈ પણ તેના આ વિચારનું સમર્થન કરે છે. કહે છે :

"જે દિવસે તમારા આચાર વિચારનો બદલો અપાશે
"ત્યારે તે બદલો તમારી ખુદાની ઓળખ (માઅરેફત) પ્રમાણમાં હશે"[૧]

આથી પણ વધુ સ્પષ્ટ રીતે તેના ખ્યાલનું પ્રતિબિંબ તેને રૂબાઈમાં ઝિલાયું છે :

'ઓ સાકી! માઅરેફત (ખુદાની ઓળખ)નો શરાબ મા ઉઝિતનું કારણ છે.

'કિંતુ જેઓ માઅરેફતથી અજ્ઞાન છે તેઓને માટે તે પાન પાપ છે

'ભલા, જે મનુષ્ય બેમાઅરેફત (ખુદાને ન ઓળખનાર) હો એ તે કંઇ મનુષ્ય છે?

"ઇન્સાનિયતનું ખમેર જ માઅરેફત છે."

ઉપર્યુક્ત દુઆ (પ્રાર્થના)ના આ શબ્દો "મે તને મારી શકિત પ્રમાણે ઓળખ્યો" રે એવું સૂચન કરે છે કે, તેને ખુદાની સમગ્ર

૧. દસના (પટના), મુંબઈ અને બિનારીદ
૨. ગુલઝારે હસૈની અને મોહમ્મદી પ્રેસ મુંબઈ

ઓળખની શક્યતા લાગતી ન હતી અને સમજતો હતો કે આ માનવશક્તિથી પરની વસ્તુ છે. આ માન્યતા તેની એક રૂબાઈમાં આ રીતે અદા થઈ છે:

"મારું બુદ્ધિનૈપુણ્ય તને સાબિત કરવામાં લાયક નથી.
"અને મારું ચિંતનકાર્ય, સિવાય કે તારી બંદગી, કંઈ નથી.
"અને તારી ભવ્ય હકીકતને હું કેવી રીતે જાણી શકું?
"અને કદાચ તને ઓળખનાર કેવળ તું પોતે જ હશે."[1]

ખુદાના આલિમે કુલ (સર્વજ્ઞ) હોવા વિશે તેને શ્રદ્ધા હતી. તેની નીચેની રૂબાઈમાં આ વિચાર કેટલી ભવ્ય રીતે અદા થયો છે:

"મારી ગુપ્ત વાત અવકાશનો તમામ જાણકાર જાણે છે;
"જે રગેરગ અને રજેરજથી તે વાકેફ છે.
"હું માનું છું કે તું જગતને ઢોંગ કરી છેતરી શકે."
"કિંતુ તું તેની જોડે શું કરીશ કે જે રજેરજથી વાકેફ છે અને એકે એકને ઓળખે છે![2]"

રિસાલએ કૌનમાં ખુદાતાલાનું નામ -(જેને તે અલ્ હક્ક (સનાતન સત્ય), અલ્-અવ્વલ (The First), અલ્-વાજિબ (*The neccessary*), અલ્-હક્કુલ અવ્વલ (The first truth) વગેરે શબ્દોથી અદા કરે છે, ત્યારે વિનય અને વિનમ્ર ભાવે ઉચ્ચારે છે અને કહે છે કે, તમામ શક્ય અસ્તિત્વ આ જ વાજિબે તઆલા (ખુદા)ની કૃપાદૃષ્ટિ છે.

"આ 'હક્કે અવ્વલ' (આદિ સત્ય) જેમાંથી દરેક વસ્તુનું અસ્તિત્વ છે, તે ખુદા—તેનો મહિમા ઉત્કૃષ્ટ થાઓ અને તેના નામો પવિત્ર રહો સિવાય અન્ય કોઈ નથી, જેમાંથી તમામ હસ્તીએ વિકાસ-ક્રમના નિયમ પર સિલસિલાબદ્ધ થઈ કૃપા મેળવી છે, જેની સાચી

૧. દેસના (પટના), મુબઈ ને કાવિયાનો—(૫૭)
૨. દેસના: પટના અને મજમુએ મુન્તખબાતે દારુલ-મુસન્નેફીન તથા બીનરીક્ડ.

ફિલસૂફી (હિકમત) સદલીલ નિયુક્ત છે." (પૃષ્ઠ ૧૭૪ રિસાલએ કૌન)

આ ઉપરથી સાબિત થાય છે કે, તેના નામે અમુક નિર્દેશા-યેલી રૂબાઈઓનું વાચન કરી જેઓએ તેને નાસ્તિક ધાર્યો છે તેઓ કેટલા ભ્રમિત છે. તે ખુદાને કેવળ સદ્ (Absolute good) અને નેક જ કલ્પતો હતો અને શ્રદ્ધા ધરાવતો હતો કે તેની એક એક ક્રિયા પણ કેવળ સદ્ છે. બીજા રિસાલા (ત્રણ પ્રશ્નો) માં કહે છે:

"અને હું દરેક શખ્સને કે જેને ફિલસૂફીમાં ગણું છું તેને ભલામણ કરું છું કે આ ખુદાના ભવ્ય દરબારને જુલમ અને બુરાઈ (Evil)ના આરોપથી પાક રાખે."

(પૃષ્ઠ ૧૮૩)

'રિસાલએ વસ્ફ વ મોવસૂફ' જે વાસ્તવમાં અસ્તિત્વ (વુજૂદ)ની ચર્ચામાં છે, તેના અંતભાગમાં તે કહે છે:

"તો જાહેર થયું કે તમામ જાતો (Essences) અને વસ્તુઓ 'હક્કે તઆલા' (The Final Truth) જે આદિ મૂળ છે, ત્યાંથી શૈલીબદ્ધ નિયુક્ત નિયમમાં પાંગરી છે. અને આ બધું જ સદ્ છે. તેમાં (બુરાઈ)ને અંશ માત્ર પણ સ્થાન નથી."

આ વિચાર તેની નીચેની રૂબાઈ સમગ્ર રીતે ઝીલે છે:

"લોકકથા છે કે કયામતમાં દરેકની પૂછપરછ થશે,
"અને એ પ્રિય દોસ્ત (ખુદા) કોપાયમાન હશે.
"કિંતુ એ કેવળ સદ્, સિવાય કે સદ્ બીજું કાંઈ થશે નહિ.
"બસ ખુશ રહો! કારણ કે પરિણામ સારું જ હશે."

તેના નામે નિર્દેશાયેલી એક રૂબાઈ આ છે:

"જે પાત્રમાં કાયમ શરાબ રહેતો હોય
"તેને એક મસ્ત તોડવાનું પસંદ કરતો નથી;
"તો પછી આવા સુંદર હાથપગ અને ભવ્ય મૂર્તિનું

" લાડમાં કોણે સર્જન કર્યું અને દ્વેષથી કોણે વિસર્જન કર્યું ?"[1]

મતલબ કે, એક મદિરામસ્ત શરાબીને જરા જેટલા સંબંધમાં તો તેના પ્યાલા પ્રતિ એટલો પ્રેમ ઊભરાઈ આવે છે કે તેનું તોડવું સાંખી શકતો નથી; પછી એ શાથી શક્ય છે કે, આલમના પરવરદિગાર જેણે આ સુંદરમાં સુંદર સર્જન કર્યું છે તે, પોતે ગુસ્સો કરી કે કીનો રાખી તેને ભાંગીફોડી નાખે !

આ જ ફિલસૂફીની બિના પર ખય્યામમાં મુરજિયતના[2] વિચારો જણાઈ આવે છે, એટલે ખુદા તેની એકતાની માન્યતા અને તેની ઓળખ પછી કોઈને શિક્ષા કરશે નહિ, ગુનેગારોના તમામ ગુના તેની સંપૂર્ણ મહેરબાની વડે માફ કરી દેશે, કારણ કે, તેને કોઈના પ્રત્યે કીનો અને દુશ્મનાવટ નથી અને તે કેવળ સદ્ (Good) છે.

" ગુનાને કારણે, ઓ ખય્યામ ! આ વિલાપ અને વલોપાત શાને ?
" અને આ અફસોસ અને આક્રંદના ઓછાવત્તાથી ફાયદો શો ?
" અગર કોઈ નિર્દોષ છે તો તે માફીનો અધિકારી ક્યાં ?
" ગુનાને કારણે તો માફી છે તો ગમગીની શા માટે ?
" શરાબઘર અમારા શરાબપાનથી આબાદ છે
" મે હજાર પ્રાયશ્ચિત્તના ડૂમગનો ભાર પણ મારે માથે છે;
" અગર હું ગુનો ન કરું, તો રહેમત કોણ કરે ?
કારણ કે રહેમતની શોભા ગુનો કરવાથી છે.
" પરવરદિગારે આપણી હસ્તીની માટીનું પૂતળું ઘડ્યું.
" ત્યારે એ જાણતો હતો કે આપણાથી કેવાં કેવાં કાર્યો થશે,
" આમ તેની આજ્ઞાથી પર મારો એક ગુનો નથી.

---

1. બોડલીનની પ્રતના મૂળ (Text) પ્રમાણે

2. મુરજિયત મુસ્લિમોમાં એક ફિરકો (વર્ગ) છે જેમની શ્રદ્ધા છે કે 'ઈમાન' પછી તમામ ગુના કયામતમાં માફ થઈ જશે. કેટલાક મોટા મોટા વિધિનિષેધવાળાઓ (ફકીહો) અને મોહદ્દીસો ( Traditionalists ) આ પક્ષમાં ગણાય છે.

"તો પછી કયામતના દિવસે, બળવાનુ શાને માટે?"[1]

નુબુવ્વત ( પેગમ્બરી ) અને રિસાલત ( Divine Mission)ના નાયકનો અર્થ તેની નજીક એ "સિદ્ધ વ્યક્તિ" નો છે, જે આદિલ કાર્ય ( સુન્નત ) દ્વારા આ દુનિયામાં શાંતિ અને વ્યવસ્થા સ્થાપી અને દુનિયાદારોને જગતની મલિનતામાંથી પવિત્ર કરી 'તકર્રુબે તઆલા' ખુદાની તરફ વળવાનુ નિમંત્રણ કરે છે અને આ માટે તેને આધ્યાત્મિક શક્તિની મદદ હોય છે 'રિસાલએ કૌન' ના અંત ભાગમાં તેણે નુબુવ્વત ( પેગમ્બરી ) અને રિસાલત ( Divine Mission ) ની આ જ વ્યાખ્યા કરી છે અને આ જ વસ્તુ ફારાબીના રિસાલા ( પુસ્તિકાઓ ) અને અબૂઅલી સીનાના 'ઈશારાત'માં છે

ખય્યામ 'જબ્ર' નિયતિની-ફિલસૂફીમાં માનતો હતો જો તેનો આ ખ્યાલ રૂબાઈયાતના શબ્દેશબ્દથી છે તેમ તેના ફિલોસોફીમય રિસાલા ( ત્રણ પ્રશ્નો ) પરથી પણ એ વસ્તુ જાહેર થાય છે તે કહે છે

"ઘણુ કરીને, ખુલ્લી રીતે 'જબરી' ( નિયતિ'માં માનનારો ) સત્યની વધુ નજીક છે"

આ જ વસ્તુ તેની રૂબાઈઓમાં પણ છે દાખલા તરીકે

"તકદીરે જે રેખા દોરી તે દોરાઈ ગઈ તેમાં હેરફેર શક્ય નથી,

"અને અફસોસ કર્યાથી સિવાય કે, જીગર ખૂન (બહુ જ દિલગીરી) બની જાય,-કંઈ નથી

"તું અગર જિંદગીભર ખૂનનાં આંસુ વેરતો રહે,

"તો એક ટીપુએ તારા ભાગ્યમાં લખાયાથી વધુ નથી

કિંતુ એ યાદ રહે કે, ખય્યામની જબ્ર (નિયતિ)ની ફિલસૂફી મઝ-

---

[1] હેરૉનાની પ્રતના મૂળ સાથે સરખાવતા મુબઈની પ્રતોમાં 'કે' ના બદલે 'શું' છે વિનફીલ્ડમાં ચોથી પંક્તિ આમ છે 'તમામ રહેમત અમારા ગુના કરવા પર છે' કાવીયાની પ્રમાણે.

કેવી તર્કો પર નહિ બલ્કે, ફિલસૂફીમય દલીલો પર નિર્ભર છે. તે જ કહે છે:

"નેકી અને બદી ઈન્સાનમાં સ્વાભાવિક છે."

"ખુશી દિલગીરી ખુદાના હુકમમાં છે;"

"આને માટે નસીબને દોષ ન દે,"

"નસીબ પોતે જ તારા કરતાં હજાર દરજ્જે લાચાર છે."

આ બિલકુલ એ નવ-અફલાતૂની (Neoplatonic) મસ્થાઈલાહ ફિલસૂફી પ્રમાણે છે, જેનું પૃથક્કરણ અબૂઅલી સીનાએ કર્યું છે: જો કે આસમાનની ગતિ જ સ્થૂળ જગતની ક્રાંતિનું કારણ છે, છતાં આસમાન તેની ગતિ અને તેનાં પરિણામ લાવવામાં બિલકુલ લાચાર છે.

ઇલાહીયાત (ઈલ્મે ઈલાહી શાસ્ત્ર)ના આ પ્રશ્નની સમગ્ર પ્રાથમિક સિદ્ધાંતોની સમગ્ર પર આધાર રાખે છે:

(૧) ખુદા. આવશ્યક અસ્તિત્વ (Necessary existence) દરેક કોણથી એક છે

(૨) અને જે દરેક કોણથી એક હોય તેમાંથી એક ક્રિયા થઈ શકે છે. કારણ કે, જો તેમાંથી બે ક્રિયાઓ થશે તો તે દરેક કોણેથી એક રહેશે નહિ. એટલે કે આના કર્તા અને તેના કર્તાના દ્વિકોણ થઈ તેની એકતા નષ્ટ થઈ જશે

પરિણામ એ આવ્યું કે, ખુદા આવશ્યક અસ્તિત્વ (Necessary existence)માંથી માત્ર એક જ વસ્તુ થઈ શકે છે જેનું નામ 'અકલે અવ્વલ' (First Reason or Intellect) છે.

બીજો પ્રાથમિક સિદ્ધાંત એ છે કે, મહાકારણનું પરિણામ (Effect) માં વિલંબ શકય નથી. જ્યારે કોઈ વસ્તુનું મહાકારણ જણશે કે તરત તેનું પરિણામ (Effect) જડી આવશે. ચાવી ફેરવતાંની સાથે જ તાળું ઊઘડી જશે. આવશ્યક અસ્તિત્વ (Necessary existence) જે દરેક કોણથી એક છે તે મહાકારણ છે.

"તો પછી કયામતના દિવસે, બળવાનું શાને માટે?"[1]

નુબુવ્વત (પેગમ્બરી) અને રિસાલત (Divine Mission)ને નાયકનો અર્થ તેની નજીક એ "સિદ્ધ વ્યક્તિ" તો છે, કે આદિલ કાર્ય (સુન્નત) દ્વારા આ દુનિયામાં શાંતિ અને વ્યવસ્થા સ્થાપી અને દુનિયાદારોને જગતની મલિનતામાંથી પવિત્ર કરી 'હક્કે તઆલા' ખુદાની તરફ વળવાનું નિમંત્રણ કરે છે અને આ માટે તેને આધ્યાત્મિક શક્તિની મદદ હોય છે. 'રિસાલએ કૌન' ના અંતભાગમાં તેણે નુબુવ્વત (પેગમ્બરી) અને રિસાલત (Divine Mission) ની આ જ વ્યાખ્યા કરી છે અને આ જ વસ્તુ ફારાબીના રિસાલા (પુસ્તિકાઓ) અને અબૂઅલી સીનાના 'ઇશારાત'માં છે.

ખય્યામ 'જબ્ર' નિયતિની-ફિલસૂફીમાં માનતો હતો. જેમ તેનો આ ખ્યાલ રૂબાઇયાતના શબ્દેશબ્દથી છે તેમ તેના ફિલૉસૉફીમય રિસાલા (ત્રણ પ્રશ્નો) પરથી પણ એ વસ્તુ જાહેર થાય છે. તે કહે છે:

"ઘણું કરીને, ખુલ્લી રીતે 'જબરી' ('નિયતિ'માં માનનારો) સત્યની વધુ નજીક છે."

આ જ વસ્તુ તેની રૂબાઇઓમાં પણ છે, દાખલા તરીકે:

"તકદીરે જે રેખા દોરી તે દોરાઈ ગઈ તેમાં હેરફેર શક્ય નથી;

"અને અફસોસ કર્યાથી સિવાય કે, જીગર ખૂન (બહુ જ દિલગીરી) બની જાય,–કંઈ નથી.

"તું ઉમર જિંદગીભર ખૂનનાં આંસુ વેરતો રહે,

"તો એક ટીપુંએ તારા ભાગ્યમાં લખાયાથી વધુ નથી.

કિંતુ એ યાદ રહે કે, ખય્યામની જબ્ર (નિયતિ)ની ફિલસૂફી મર્ક-

---

૧. હેસનાની પ્રતના મૂળ સાથે સરખાવતાં મુંબઈની પ્રતોમાં 'કે' ના બદલે 'ચ' છે. વિનફીલ્ડમાં ચોથી પંક્તિ આમ છે: 'તમામ રહેમત અમારા ગુના કરવા પર છે.' કાવીયાની પ્રમાણે.

હળી તર્કો પર નહિ બલ્કે, ફિલસૂફીમય દલીલો પર નિર્ભર છે. તે જ કહે છે:

"નેકી અને બદી ઈન્સાનમાં સ્વાભાવિક છે."

"ખુશી દિલગીરી ખુદાના હુકમમાં છે;"

"આને માટે નસીબને દોષ ન દે,"

"નસીબ પોતે જ તારા કરતાં હજાર દરજ્જે લાચાર છે."

આ બિલકુલ એ નવ–અફલાતૂની (Neoplatonic) મશ્શાઈયાહ ફિલસૂફી પ્રમાણે છે, જેનું પૃથક્કરણ અબૂઅલી સીનાએ કર્યું છે: જો કે આસમાનની ગતિ જ સ્થૂળ જગતની ક્રાંતિનું કારણ છે, છતાં આસમાન તેની ગતિ અને તેનાં પરિણામ લાવવામાં બિલકુલ લાચાર છે.

ઇલાહીયાત (ઈલ્મે ઈલાહી શાસ્ત્ર)ના આ પ્રશ્નની સમઝ પ્રાથમિક સિદ્ધાંતોની સમઝ પર આધાર રાખે છે:

(૧) ખુદા. આવશ્યક અસ્તિત્વ (Necessary existence) દરેક કોણથી એક છે

(૨) અને જે દરેક કોણથી એક હોય તેમાંથી એક ક્રિયા થઈ શકે છે. કારણ કે, જો તેમાથી બે ક્રિયાઓ થશે તો તે દરેક કોણથી એક રહેશે નહિ. એટલે કે આના કર્તા અને તેના કર્તાના દ્વિકોણ થઈ તેની એકતા નષ્ટ થઈ જશે

પરિણામ એ આવ્યું કે, ખુદા આવશ્યક અસ્તિત્વ (Necessary existence)માથી માત્ર એક જ વસ્તુ થઈ શકે છે જેનું નામ 'અક્લે અવ્વલ' (First Reason or Intellect) છે.

બીજો પ્રાથમિક સિદ્ધાંત એ છે કે, મહાકારણનું પરિણામ (Effect) માં વિલંબ શક્ય નથી જ્યારે કોઈ વસ્તુનું મહાકારણ જડશે કે તરત તેનું પરિણામ (Effect) જડી આવશે. ચાવી ફરતાંની સાથે જ તાળું ઊઘડી જશે. આવશ્યક અસ્તિત્વ (Necessary existence) જે દરેક કોણથી એક છે તે મહાકારણ છે.

"તો પછી કયામતના દિવસે, બળવાનું થાને માટે?"[1]

નુબુવ્વત (પેગમ્બરી) અને રિસાલત (Divine Mission)ના નાયકનો અર્થ તેની નજીક એ "સિદ્ધ વ્યક્તિ" નો છે, જે આદિલ કાર્ય (સુન્નત) દ્વારા આ દુનિયામાં શાંતિ અને વ્યવસ્થા સ્થાપી અને દુનિયાદારોને જગતની મલિનતામાંથી પવિત્ર કરી 'હક્કે તઆલા' ખુદાની તરફ વળવાનું નિમંત્રણ કરે છે અને આ માટે તેને આધ્યાત્મિક શક્તિની મદદ હોય છે. 'રિસાલએ કૌન' ના અંતભાગમાં તેણે નુબુવ્વત (પેગમ્બરી) અને રિસાલત (Divine Mission) ની આ જ વ્યાખ્યા કરી છે અને આ જ વસ્તુ ફારાબીના રિસાલા (પુસ્તિકાઓ) અને અબૂઅલી સીનાના 'ઇશારાત'માં છે.

ખય્યામ 'જબ્ર' નિયતિની-ફિલસૂફીમાં માનતો હતો. જેમ તેનો આ ખ્યાલ રૂબાઈયાતના શબ્દેશબ્દથી છે તેમ તેના ફિલૉસૉફીમય રિસાલા (ત્રણ પ્રશ્નો) પરથી પણ એ વસ્તુ જાહેર થાય છે. તે કહે છે:

"ઘણું કરીને, ખુલ્લી રીતે 'જબ્રી' ('નિયતિ'માં માનનારો) સત્યની વધુ નજીક છે."

આ જ વસ્તુ તેની રૂબાઈઓમાં પણ છે. દાખલા તરીકે:

"તકદીરે જે રેખા દોરી તે દોરાઈ ગઈ તેમાં ફેરફાર શક્ય નથી;

"અને અફસોસ કર્યાથી સિવાય કે, જીગર ખૂન (બહુ જ દિલગીરી) બની જાય,—કંઈ નથી.

"તું અગર જિંદગીભર ખૂનનાં આંસુ વેરતો રહે,

"તો એક ટીપુંએ તારા ભાગ્યમાં લખાયાથી વધુ નથી.

કિંતુ એ યાદ રહે કે, ખય્યામની જબ્ર (નિયતિ)ની ફિલસૂફી મર્ક-

1. હેસનાની પ્રતના મૂળ સાથે સરખાવતાં મુંબઈની પ્રતોમાં 'કે' ના બદલે 'ચ' છે. વિનફીલ્ડમાં ચોથી પંક્તિ આમ છે: 'તમામ રહેમત અમારા ગુના કરવા પર છે.' કાવીયાની પ્રમાણે.

કેવી તર્કો પર નહિ બલ્કે, ફિલસૂફીમય દલીલો પર નિર્ભર છે. તે જ કહે છે:

"નેકી અને બદી ઈન્સાનમાં સ્વાભાવિક છે."

"ખુશી દિલગીરી ખુદાના હુકમમાં છે;"

"આને માટે નસીબને દોષ ન દે,"

"નસીબ પોતે જ તારા કરતાં હજાર દરજ્જે લાચાર છે."

આ બિલકુલ એ નવ–અફલાતૂની (Neoplatonic) મશ્શાઈયાહ ફિલસૂફી પ્રમાણે છે, જેનું પૃથક્કરણ અબૂઅલી સીનાએ કર્યું છે: જો કે આસમાનની ગતિ જ સ્થૂળ જગતની ક્રાંતિનું કારણ છે, છતાં આસમાન તેની ગતિ અને તેનાં પરિણામ લાવવામાં બિલકુલ લાચાર છે.

ઇલાહીયાત (ઇલ્મે ઇલાહી શાસ્ત્ર)ના આ પ્રશ્નની સમઝ પ્રાથમિક સિદ્ધાંતોની સમઝ પર આધાર રાખે છે:

(૧) ખુદા. આવશ્યક અસ્તિત્વ (Necessary existence) દરેક કોણથી એક છે

(૨) અને જે દરેક કોણથી એક હોય તેમાંથી એક ક્રિયા થઈ શકે છે. કારણ કે, જો તેમાંથી બે ક્રિયાઓ થશે તો તે દરેક કોણેથી એક રહેશે નહિ. એટલે કે આના કર્તા અને તેના કર્તાના દ્વિકોણ થઈ તેની એકતા નષ્ટ થઈ જશે

પરિણામ એ આવ્યુ કે, ખુદા આવશ્યક અસ્તિત્વ (Necessary existence)માંથી માત્ર એક જ વસ્તુ થઈ શકે છે જેનું નામ 'અક્લે અવ્વલ' (First Reason or Intellect) છે.

બીજો પ્રાથમિક સિદ્ધાંત એ છે કે, મહાકારણનુ પરિણામ (Effect)માં વિલંબ શકય નથી. જ્યારે કોઈ વસ્તુનું મહાકારણ જડશે કે તરત તેનું પરિણામ (Effect) જડી આવશે. ચાવી ફેરતાંની સાથે જ તાળું ઊઘડી જશે. આવશ્યક અસ્તિત્વ (Necessary existence) જે દરેક કોણથી એક છે તે મહાકારણ છે.

આના અસ્તિત્વની સાથે જ તેનું પહેલું પરિણામ (First effect) વિનાવિલંબ વ્યક્ત થઈ ગયું. આનું નામ 'અકલે અવ્વલ' (First Reason) છે. હવે 'અકલે અવ્વલ' (First Reason) ના બે ગુણ છે: એક તો એ કે તે 'ઈલ્લતે ઉલા' (First Cause મહાકારણ)નું પરિણામ (Effect) છે અને પૂર્વકારણ (ઈલ્લતે કદીમા)ની સાથે પૂર્વપરિણામ (મઅલુલે કદીમા) છે. બીજું એ કે, તે 'ઈલ્લતે ઉલા' (First Cause : મહાકારણ) માંથી ઉત્પન્ન છે આથી જ તે જાતે સૃષ્ટ છે અને બીજામાં તેનું હોવું અનિવાર્ય છે. આથી આમાંથી બે ક્રિયાઓ થઈ. આ હિસાબે 'અકલે અવ્વલ' (First Reason) માંથી 'અકલે સાની' (Second Reason) અને 'ફલકે અવ્વલ' (First Sphere) નું સર્જન થયું. આમ જ 'અકલે સાની' (Second Reason) માંથી 'અકલે સાલિસ' (Third Reason) અને 'ફલકે દુવ્વુમ' (Second Sphere), 'અકલે સાલિસ' (Third Reason) માંથી 'અકલે રાબેઅ' (Fourth Reason) અને 'ફલકે સિવ્વુમ' (Third Sphere), 'અકલે રાબેઅ' (Fourth Reason) માંથી 'અકલે ખામિસ' (Fifth Reason) અને 'ફલકે ચહારૂમ' (Fourth Sphere), 'અકલે ખામિસ' (Fifth Reason) માંથી 'અકલે સાદિસ' (Sixth Reason) અને 'ફલકે પંજુમ' (Fifth Sphere), 'અકલે સાદિસ' (Sixth Reason) માંથી 'અકલે સાબેઅ' (Seventh Reason) અને 'ફલકે શશુમ' (Sixth Sphere), 'અકલે સાબેઅ' (Seventh Reason) માંથી 'અકલે સામિન' (Eighth Reason) અને 'ફલકે હફ્તુમ' (Seventh Sphere), 'અકલે સામિન' (Eighth Reason) માંથી 'અકલે તાસેઅ' (Ninth Reason) અને 'ફલકે હશ્તુમ' (Eight Sphere), 'અકલે તાસેઅ' (Ninth Reason)માંથી

'અકલે આખિર' (Tenth Reason) અને 'ફલકે નહુમ' (Ninth Sphere); 'ફલકે નહુમ' (Ninth Sphere) ને કંપ અનિવાર્ય હતો, આન્દોલન થયું, આ આન્દોલને તમામ 'અવકાશ' (Spheres)ને આન્દોલાવ્યા "અવકાશ" (Spheres)ના કંપન દ્વારા અસ્તિત્વમાં આવ્યા અને આમાં અદ્દોલન અને ક્રાંતિ ધન-પદાર્થ ને પ્રવાહોની ઉત્પત્તિ અને પ્રલયનો આરંભ થયો અને જગતની રંગબેરંગી હસ્તીઓથઈ અને આમ જ ચાલ્યા કરશે અધ્યાત્મે આ પ્રશ્નની ચર્ચા 'રિસાલાએ કુલ્લિયાતુલ વુજૂદ'માં પૂરેપૂરી કરી છે અને આ અસ્તિત્વનીશ્રેણીની વિસ્તારથી છણાવટ કરી છે. અધ્યાત્મના અરબી શેરે અને અને અમુક ફારસી રૂબાઈઓમાં પણ તેની આ વિચારસરણી ઝળકે છે તેના એ શેરમાં—જેની બૈહકી અને શહર-ઝુરીએ નકલ કરી છે,—એક પંક્તિ આ છે :

"મારી સેવામાં સમગ્ર દુનિયા અટકે, સાતે સિતારા અટકે, ટોચનું ભુવન (Plane Supreme) પ્રવૃત્ત રહે છે, જ્યારે મારું હૃદય ધબકારા મારે."

કિફતીએ તેની આ એક અરબી પંક્તિ નકલ કરી છે :

"શું આસમાનોએ તેના દોર (ચક્કર) માં એવો નિર્ણય નથી લઈ લીધો કે, તમામ સદ્ભાગ્યને દુર્ભાગ્યમાં ફેરવી નાખીશું ?"

આ ઈલાહીયાત (ઈશ્વિરમીમાંસા શાસ્ત્ર) ના એ જ વિચારો છે અને આજે પણ 'ગરદિશે ફલક'ની કલ્પના આપણી ફારસી શાએરીનો અંશ છે

ઉકૂલ (Cosmic Intellcet વિશ્વબુદ્ધિ,) નુફૂસ (Cosmic mind વિશ્વમન,) અફ્લાક (અવકાશ Spheres) અને મવાલીદે સલાસાહ (ખનિજ, વનસ્પતિ ને પશુવર્ગ), અધ્યાત્મની દૃષ્ટિએ 'મુબ્દએ અવ્વલ' (ખુદા) વા આવશ્યક અસ્તિત્વ (Necessary existence) અને શક્ય હસ્તી (Possible existentce)ની વચ્ચે માધ્યમ છે અને તેની ઓળખને મનુષ્યનું આવશ્યક અંગ

મળે છે. આથી 'કુલ્લિયાતુલ ઉલૂમ' માં કહે છે:

"અને આ નિયમને (સિલસિલતુલ તરતીબ) શ્રેણીનો સિલસિલો કહે છે અને મનુષ્યનું મનુષ્યત્વ ત્યારે જ સિદ્ધ છે કે જ્યારે આ સિલસિલાને પિછાને અને જાણે કે આ સમગ્ર વસ્તુઓના માધ્યમ છે. જેમકે, અફલાક (spheres : અવકાશ), ઉમ્મહાત (તત્ત્વો : Elements), મવાલીદ (ખનિજ, વનસ્પતિ ને પશુવર્ગ) અસ્તિત્વના કારણ (Cause) અને પરિણામ (Effect) છે, નહિ કે અલ્લાહની જાત (Genus: જિન્સ) માંથી છે."

ખય્યામ જે ત્યાગ, ભક્તિ, પાવિત્ર્ય ને વિશુદ્ધિનું આમંત્રણ કરે છે તે મઝહબી રંગમાં નહિ પણ, યૂનાની (ગ્રીસ) અને સિકન્દરીયા (એલેકઝાન્ડ્રિયા) ના શુષ્ક ત્યાગી ફિલસૂફોની તાલીમ પ્રમાણે છે. ફિફ્તીએ કાતિબ અસ્ફહાનીના હવાલાથી તેના જે વિચારો આલેખ્યા છે તેનું સન્દેહરહિત સમર્થન તેની એક અરબી કાવ્યપંક્તિ કરે છે:

"મારાં પાવિત્ર્ય અને શુદ્ધિ ખાતર, હું બાહ્ય અને આંતરિક દરેક બુરાઈથી અપવાસ કરું છું (એટલે તેનાથી બચું છું) અને આરું પારણું મારા સર્જનહારની પવિત્ર યાદ છે."[1]

મતલબ કે પાપ અને દુષ્ટવૃત્તિઓથી તે જન્નતની અભિલાષામાં કે ખુદાને માટે નહિ પરંતુ, આત્મશુદ્ધિ માટે બચે છે, જેનું ફિલસૂફોની પરિભાષામાં બીજું નામ 'તકમીલે નફસ' (આત્મસિદ્ધિ) છે. એવું સમજવામાં આવે છે કે, મનુષ્યાત્મા સમગ્ર રીતે અપૂર્ણ છે અને તેની પરિપૂર્ણતા અર્થે તેને આ 'આલમે ઇમકાન' શક્ય જગતમાં મોકલવામાં આવ્યો છે. તેની પરિપૂર્ણતા આધ્યાત્મિક જ્ઞાન અને શ્રેષ્ઠ ચારિત્ર્ય દ્વારા થાય છે. અને જે જ્ઞાન થાય છે અને ચારિત્ર્ય મળે છે તેનું નામ 'મલકાતે નફસાનીયા' (મનને જે જાતની સિદ્ધિ

1. શહરઝુરીમાં પંક્તિનો પહેલો ભાગ આ પ્રમાણે છે: "હું ખુદાએ તેના હુકમમાં આ નિર્ણય નથી લીધો..." મારા ધારવા પ્રમાણે ફિફ્તીની નકલ ખરી છે. કારણ કે તેની વિચારસરણીનું એકમાં જ ' '

મળે તે ) છે. આ જ ' મલકાતે નફસાનીયા ' મૃત્યુ પછી તેનું જન્નત કે દોઝખ છે. જો મનને કાબૂમાં રાખી સુંદર ચારિત્ર્ય ઘડયું હશે તો આત્માનંદ પ્રાપ્ત થશે: આ જન્નત છે. અને જો મનને બેકાબૂ રહેવા દઈ સ્વચ્છંદે વિહરવા દીધું હશે તો અફસોસ, નિરાશા અને ખેદ થશે? અને હમેશાં ઝૂરતું રહેશે: આ તેનું દોઝખ છે.

"કયામતના દિવસે જ્યારે તારા ગુણપ્રકારનો બદલો અપાશે,
"ત્યારે તારું મૂલ્યાંકન ખુદાની ઓળખના તોલમાપમા થશે;
"તો સદ્‌ગુણો માટે કોશિશ કર.
"કે એ જ સદ્‌ગુણોના રૂપમાં કયામતના દિવસે પ્રકટ થાય.

---

૧. આ રૂબાઈ કાવિયાની, વિનફીલ્ડ, ગુલઝારે હસની અને મોહમ્મદી પ્રેસ મુંબઈનાં પ્રકાશન તથા દેસનાની હસ્તપ્રતમાં મોજૂદ છે. કિંતુ મુંબઈની છપાયેલી પ્રતમાં ચોથી લીટીનો પહેલો શબ્દ 'હશ્ર'ને બદલે 'શર' છે જે અર્થહીન છે. કાવિયાની, વિનફીલ્ડ અને દેસનામાં એ શબ્દ 'હશ્ર' છે અને આ બરાબર છે. પણ વિનફીલ્ડ, દેસના ( પટના ) અને મુંબઈની પ્રતોમાં પહેલી તથા ચોથી પંક્તિનો અનુપ્રાસ એક છે એટલે 'સિફત.' કદાચ કલાકારોને આમાં કંઈક વાંધો હોય, પણ કાવિયાનીની પ્રતમાં એ પંક્તિ આ રીતે છે જેથી આ ખામી દૂર થઈ જશે:

"ફરદા કે જઝાએ શશ જિહત ખ્વાહદ બૂદ"

કિંતુ અર્થનિરૂપણમાં 'પ્રયત્ન' આવી જાય છે. સંભવ છે કે, ' 'શશ જિહત ' ને બદલે 'હર જિહત ' હોય જે વધુ અર્થપૂર્ણ છે. કારલમુસન્ને-ફીનના ચૂંટેલા કાવ્યસંગ્રહમાં પણ 'શશ જિહત ' છે. પણ તેમાં તો આ રૂબાઈ મુહક્કિક તૂસીના નામથી છે અને તેની પહેલી પંક્તિ આ પ્રમાણે છે:

"ફરદા કે હિસાબે શશ જિહત ખ્વાહદ બૂદ."

રિસાલએ કુલ્લિયાતુલ-વુજૂદ ( Universals of Existence ) માં તે તેનું ફિલોસોફિકલ ચારિત્ર્ય સંબંધી દષ્ટિબિંદુ નીચેના શબ્દોમાં રજૂ કરે છે:

"હવે આપણે, 'જ્યારે કે છેવટે વસ્તુ તરીકે નફસ (Mind) અને અક્લ (Intellect) ને પામ્યા તો એ જાણવું કે આદિ અહીંથી જ છે અને મનુષ્ય જ્યારે આદિ અને અંતને જાણી લે ત્યારે તેનું નૈસર્ગ દુરસ્ત

"જ્યારે પહેલે દિન મેં ચાહાશ્રદર્શન કર્યું,
"કલમ પાડી ને બિહિશ્ત દોઝખ માટે ફાંફાં માર્યાં,
"તો ઉસ્તાદે મને પોતાના સુંદર અભિપ્રાય મુજબ કહ્યું:
"કલમ પાડી ને બિહિશ્ત દોઝખ તો તારી જ જોડે છે.'

આથી જ બાહ્ય બિહિશ્તની જિજ્ઞાસા અને બાહ્ય દોઝખના ડરથી કોઈ કાર્ય કરવું નરી મૂર્ખતા છે.

'મઠ, મંદિર અને મદ્રેસામાં
"દોઝખના ભયથી કંપતા અને બિહિશ્તની ખાહિશ કરનાર' વસે છે;
"ખુદાના ગૂઢ રહસ્યનું જેને જ્ઞાન છે,
"તેણે તો આવાં વ્યાકુળતાનાં બીજ વાવ્યાં નથી.

"અસરારે ખુદા' (ખુદાના રહસ્ય)નો ભાવાર્થ તેના ઉદાર ગુણો છે એટલે તેના પ્રેમ ને કૃપા, ક્ષમા ને બક્ષિસ."

ખામ આ જ અર્થને ઝીલતી તેની આ રૂબાઈ છે:

"તારી મ્હેરબાનીને કારણે હું મારા દોષોની પરવા કરતો નથી,

---

છે. કારણ કે અકલ (Intellect) અને નફસ (Mind)નું 'નૌઅ' અને તે બન્નેનું જિન્સ (Genus) એક છે. અને બીજી વસ્તુઓ વચ્ચેનું માધ્યમ (Medium) છે. એટલે કે એનાથી મળે છે ને બીજામાં છૂટી પડે છે. વળી જરૂરી છે કે દરેક મનુષ્ય તેના જિન્સ (Genus: જાત) તરફ ફરવાનો ઈરાદો રાખે, જેથી એ જ જવહરમાં તેની પ્રતિમા દેખાય; અને તેનાથી દૂર રહેવું એ કાયમી શિક્ષા છે."

ભાવાર્થ એવો છે કે, 'મુબ્દએ અવ્વલ' (ખુદાના) નિરંતર બુદ્ધિ (Intellect) છે અને પ્રત્યેક અકલ માટે નફસ (Mind) છે. તો કુલ્લ (Cosmic mind), કુલ્લ (Cosmic Intellect)ના તે, કુલ્લ (Cosmic Intellect) 'મુબ્દએ અવ્વલ' ખુદા યા મહાકારણ એટલે સર્જકના કમાલમાં પ્રતિમારૂપ ધરાવે છે. આથી મનુષ્યે કમાલમાં અકલના પ્રતિરૂપ બનવું જોઈએ, જેવી રીતે કે અકલ તેના સર્જક–ખુદાની પ્રતિમા છે. આ પ્રતિરૂપ કમાલની સિદ્ધિનું નામ જન્નત છે અને તેનાથી દૂરતાનું નામ શિક્ષા (નરક) છે.

" મારા જીવનપ્રવાસમાં તારા રૂપાના ભાથાને લઈને મુસાફરીના દુ:ખનો ખ્યાલ આવતો નથી.

" જો તારી મહેરબાની હશે તો મારું આત્મવિશોધન થશે,

" પછી મને મારા જીવનપાટી પરના કાળા ડાઘોની જરાએ પરવા નથી."

( વિનફીલ્ડ, કાવીયાની ને મુંબઈ )

## બનાવટી ખય્યામ

આગળનાં પૃષ્ઠોમાં ખય્યામના જીવનચરિત્રની રજરેખા જે આધારભૂત પ્રમાણોથી વાચકો સમક્ષ દોરી બતાવી છે એ ઉપરથી હકીમ સૂફી ખય્યામને પિછાની લેવો કંઈ મુશ્કેલ નથી. આ " હકીમ સૂફી " ખય્યામનું વિલક્ષણ વ્યક્તિત્વ, ઘણું કરીને સૂફીઓ અને મદિરામસ્ત બંનેને માટે દિલચસ્પીનું સાધન વતુ હતુ. આથી તે બંનેનું આકર્ષણકેન્દ્ર હતો—

" જાહેર ( આમ ) લોકોની સાથે રંગમાં અને રહસ્યવાદીઓની જોડે ખુશખૂમાં. "

આમ તેને બંનેએ પોતપોતાની જમાતમાં દાખલ કરવા ખેંચાખેંચ કરી: કેવળ સૂફીઓએ તેમની મંડળીમાં અને મદિરામસ્તોએ તેમની મોજમસ્તીની નશાબાઝ મંડળીઓમાં. પરિણામે ખય્યામના બિનઆધારભૂત જીવનપ્રસંગોમાં જુદીજુદી રીતે તેની જીવનરેખાઓ ઊપસી આવી છે.

**મજહબી સૂફી ખય્યામ !**

હકીમ ખય્યામને મઝહબી " સૂફી ખય્યામ " બનાવવાનો પ્રયત્ન, ઘણું કરીને તેના મૃત્યુનાં ચાળીસ પચાસ વર્ષ પછી જ આરંભાઈ ચૂક્યો હતો. ઇમાદ કાતિબના ' ખરીદાહ ' યા કિફ્તીના ' તારીખુલ હુકમા ' ( History of The Philosophers )માં આલિખિત છે કે, અર્વાચીન સૂફીઓ તેના શે'રો ને સૂફીવાદનો જામો પહેરાવવા લાગ્યા.

આલી રૂમીએ હિ. સ. ૧૦૦૨માં ખય્યામના અહેવાલમાં કોઈ અન્ય ગ્રંથ પરથી એ વસ્તુ નકલ કરી છે કે, ખય્યામ શરૂઆતમાં નશાબાઝ, મસ્ત ને બેપરવા હતો છેવટમાં તેણે પશ્ચાત્તાપ કર્યો અને બુખારામાં ઈમામ બુખારીની દરગાહ ( Tomb ) પર નિવાસ કર્યો અને ત્યાં જ તેના પર મસ્તી ( Ecstasy )ની અસર છવાઈ અને બાર દિવસ સુધી આ અસર છવાયેલી રહી. હોકારા કરતો હતો અને નીચેની રૂબાઈ તેની ઝબાન પર હતી :

" જો કે, તારી ઈબાદત (ભક્તિ)ના મોતીઓ અમારી જીવન-માળામાં કદી ન પરોવ્યાં,

" અને ન તો કદી ગુનારૂપી ધૂળનાં રજકણો દૂર કર્યાં.

" છતાં પણ તારી ભવ્ય ઉદારતાનો અમને પૂરો વિશ્વાસ છે,

' કારણ કે મેં કદી તારી એકતામાં અનેકતા જોઈ નથી."

આ જ સ્થિતિમાં ગુરુવારના દિવસે '૧૨'મી મોહર્રમુલ્ હરામ હિ. સ. ૫૫૫માં દહક નામની એક જગ્યામાં—જે ઈસ્તરાબાદમાં છે, ત્યાં '૫૨' વર્ષની વયે મૃત્યુ પામ્યો.

આલીની અસલ ઈબારત આમ છે

' છેવટની ઉમરમાં, મૌલાના હકીમ ખય્યામે બુખારા ભણી કૂચ કરી અને ઈમામ બુખારીના મઝાર પર થોડાક દિવસ નિવાસ કર્યો ત્યાં એક ધૂન લાગી ગઈ બાર દિવસ સુધી પહાડો અને જંગલોમાં ઘૂમતા રહ્યા અને આ રૂબાઈ રટતા રહ્યા —

" જો કે, તારી ઈબાદતનાં મોતીઓ અમારી જીવનમાળામાં કદી ન પરોવ્યાં,

" અને ન તો કદી ગુનારૂપી રજકણો દૂર કર્યાં,

" છતાં પણ તારી ભવ્ય ઉદારતાનો અમને પૂરો વિશ્વાસ છે,

" કારણ કે મેં કદી તારી એકતામાં અનેકતા જોઈ નથી "

આ જ સ્થિતિમાં ગુરુવારના ? '૧૨'મી [illegible] હિ

૫૫૫, ઇસ્તિરાબાદના જિલ્લામાં દહક ગામે '૫૨' વર્ષની ઉમરમાં દુનિયાથી કૂચ કરી ગયા."

હું ઇચ્છું કે આ તારીખ ખરી હોય.

એક મશહૂર કહાણી પણ આ જ સિલસિલામાં છેઃ કે ખય્યામને તેના મૃત્યુ પછી તેની માતા—જે તેના પુત્રની 'મુક્તિ' અર્થે ચિન્તાતુર હતી તે વારંવાર દુઆ માગતી હતી કે, "ઓ ખુદા ! ઉમર પર તારી કૃપાદૃષ્ટિ કર."—સ્વપ્ન જોયુ કે, ઉમર ખય્યામ નારાજ થઈ તેને સંબોધીને કહી રહ્યો છેઃ

"ઓ બળતી ને અંગારા ઝરતી બળવાને લાયક
"દોઝખની આગ ભડકાવવા તુ જ લાયક છે.
"ક્યાંસુધી કહેતી રહીશ ? ઉમર પર દયા કર, ઓ ખુદા !
"તું કોણ તેને કૃપાનો પાઠ શીખવનારી !

"હું જાગી ત્યારે આ રૂબાઈ મારા દિલમાં આવી. મને ઉમ્મીદ છે, કે કીડાદડ માણીનો દડો તે (ખય્યામ) તેની બેહદ કૃપાના અલ્લાહતાલાની વડે બીજી દુનિયામાં લઈ ગયો.

**નશાબાજ બેપરવા ખય્યામ !**

બીજું ચિત્ર એ છે કે, ખય્યામ એક બેપરવા નશાબાજ હતો. નિશદિન મસ્ત ને નશામાં પડી રહેતો હતો. આમતેમ કેટલીક પ્યાલીઓ, જામ અને શરાબનાં તૂટ્યાં ફૂટ્યાં વાસણો પડ્યાં છે અને તે આ મસ્ત અવસ્થામાં જે કંઈ બકી જાય છે તે રૂબાઈ બની જાય છે.

મશહૂર છે કે એક વેળા તેનો શરાબપ્યાલો તેના હાથમાંથી છૂટી પડ્યો અને તૂટી ગયોઃ તરંગની અવસ્થામાં તે આને પણ ખુદાનું જ કાર્ય સમજ્યો અને આ રૂબાઈ કહી:[૧]

"ઓ ખુદા ! તેં મારો શરાબપ્યાલો ફોડી નાખ્યો.
"આમ તેં મારા વિલાસનાં દ્વાર બંધ કરી દીધાં,
"તેં મારો ગુલરંગી શરાબ ધૂળ ભેળો કરી દીધો,

૧. રોઅરૂલ અજમ, ગ્રંથ ૧ લો, પૃષ્ઠ ૧૩૮

"હું ધૂળ ચાટતો થઈ ગયો. કદાચ ઓ ખુદા! તું પણ મસ્તીની સ્થિતિમાં છે "

બીજો એક આ કિસ્સો મશહૂર છે કે, બલ્ખમાં હકીમ ખય્યામની કને શરાબ ભરેલો એક પ્યાલો પડેલો હતો ત્યાં અચાનક એક પોલીસ ઇન્સ્પેક્ટર (મુહતસિબ) આવી પહોંચ્યો અને તેણે તે પ્યાલો તોડી નાખ્યો આથી હકીમને ભારે આઘાત લાગ્યો. એટલામાં જ કુદરતી રીતે મુહતસિબ (પોલીસ ઇન્સ્પેક્ટર)નો પગ એક જાડા ખાડામાં લપસી પડ્યો અને તે પડીને મરી ગયો હકીમને આ સાંભળી આનંદ થયો અને આભારમાં નીચેની રૂબાઈ કહી .

" એક નાપાક દેહ મદિરેથી બહાર આવ્યો.
" તેનાં કપડાં નરકના ધુમાડાથી રંગેલા કાજળ જેવાં હતાં
"ખુદા એનું આયુષ ઘટાડે, તેણે મારો શરાબપ્યાલો ફોડી નાખ્યો,
" ઓહ આદમી, કેવો સરસ શરાબ ને કેટલી સુંદર પ્યાલી "

હદ તો છે કે, આ જ રૂબાઈઓને જોઈ ' તઝકિરએ મખઝનુલ ગરાઈબ'ના સર્જક અહમદઅલી સનદેલવીએ-જેમણે હિ સ. ૧૨૧૮માં આ ' તઝકિરા ' (ચરિત્રાવલી) લખ્યો છે, ખય્યામના અહેવાલમાં આમ લખી નાખ્યું છે:

" અને ઘણીખરી તેની રૂબાઈઓમાં શરાબની પ્રસંશા છે કે, તે શરાબ પીતો હતો. "[2]

જ્યારે કે આ બિનપાયાદાર વસ્તુ છે. વાસ્તવમાં ખય્યામ સંબંધી આવા પ્રકારના અનેક કિસ્સાઓ રૂબાઈયાતના ભાવાર્થોને લક્ષબિંદુએ રાખી કલ્પનાવિહારથી ઘડી કાઢવામાં આવ્યા છે.

---

૧. રબીઉલ મરહૂમ આલીરમી હપ દારૂલ મુસન્નેરીન, પૃષ્ઠ ૧૫
૨. તઝકિરએ મખઝનુલ ગરાઈબ સનદેલવી દારૂલ મુસન્નેરીનની પ્રત, પૃષ્ઠ ૧૧૨

**પુનર્જન્મને માનનાર ખય્યામ:**

જેમકે 'તારીખે અલફી' અને 'મખઝનુલ ગરાઈબ' સનદે-હવીમાં છે કે, ખય્યામ પુનર્જન્મમાં માનનાર હતો અને આ બિના પર એક કિસ્સો ઘડી કાઢવામાં આવ્યો છે, કે નિશાપુરમાં એક જૂના મદ્રેસા (શાળા)નું સમારકામ થઇ રહ્યુ હતુ અને એ વખતે ગધેડા પર લદાઈ લદાઇને ઈંટો આવી રહી હતી એક ગધેડાને મદ્રેસા (શાળા)ના ચોકમા લઈ જવા ઇચ્છતા હતા અને તે જતો ન હતો. એટલામાં ખય્યામ તેના કેટલાક શિષ્યો જોડે ત્યાંથી પસાર થયો, ત્યારે આ દ્દશ્ય જોઇ થોભી ગયો અને ગધેડા તરફ સસ્મિત જોઈ નીચેની રૂબાઈ કહી :

" અરે ઓ તુ ચાલી ગયો હતો અને ફરી પાછો આવ્યો,
" લોકોને મન તુ વનદેવીની કથારૂપ થઇ ચૂક્યો હતો.
" તમામ નખ મળી એક ખરી બની ગઈ છે,
" અને દાઢી કેડને છેડે આવી પૂછ બની ગઈ છે."

ગધેડો તરત અદર દાખલ થઈ ગયો. ખય્યામને પૂછવામાં આવ્યુ કે બિના શી હતી, તો તેણે કહ્યુઃ આ ગધેડાનો આત્મા પૂર્વજન્મે આ મદ્રેસા (શાળા)નો શિક્ષક હતો, મૃત્યુ દ્વારા મદ્રેસા (શાળા)ના ચક્કરમાંથી મુક્તિ મેળવી હતી. હવે તેને મદ્રેસામાં જતાં ડર લાગતો હતો. પણ આ રૂબાઈ સાંભળીને જ્યારે તેને લાગ્યું કે હું પરખાઇ ગયો છુ, ત્યાર તરત અદર ચાલ્યો ગયો

આ કિસ્સાનુ મૂલ્ય એક કટાક્ષથી વિશેષ કઈ નથી અને છતાં આ વસ્તુ પર ફિલસૂફીમય ઇમારત ઊભી કરી દેવામાં આવી કે " તે પુનર્જન્મનો મઝહબ પાળતો હતો."[1] જ્યારે કે તે પોતે

[1] 'તારીખે અલફી' જુઓ મુઝફ્ફરીયા, પૃષ્ઠ ૩૩૭ અને 'મખઝનુલ-ગરાઇબ' પૃષ્ઠ ૨૨૨, દારૂલમુસન્નેફીન

શું કહે છે:[1]

"અરે ઓ માનવ, ચાર ધાતુ (તત્ત્વ) અને સાત અવકાશનું પરિણામ,
"શાને આ સાત ચારની જાળમાં ફસાઈ આટલો ગુસ્સામાં રહે છે!
"શરાબ પી! આ પૂર્વે હજાર વેળા તને કહ્યું કે,
"પાછા નથી ફરવાનું. એક વખત ગયો તે ગયો."
"આ અકલ નેકબખ્તીના રસ્તા ઉપર ચાલે છે. તને બતાવે
"અને તને સેંકડો વખત આ જ સમઝાવે છે,
"કે, જાણ તારા કાળની એક એક ઘડીને, કારણ કે,
"તું છોડ નથી કે કાપી નાખવામાં આવે ને ફરી ઊગી નીકળે."[2]
"નિશાનો અંધકાર તારી ઉપર છવાઈ જાય એ પહેલાં,
"તું સાકીને હુકમ કર કે, રંગીન શરાબ લાવે.
"ઓ મૂર્ખ! તું સોનું નથી કે,
"એક વખત તને દાટીને લોકો ફરી ખોદી કાઢશે."

નાસ્તિક ખય્યામ:

દબિસ્તાનિલ્ મઝાહિબનો સર્જક જે હિ. સ. ૧૦૫૦માં હયાત હતો અને દારાશિકોહનો સમકાલીન હતો તેણે 'દબિસ્તાન'માં પારસીઓના એક પક્ષ (ફિરકા) સમરાદીયાનનો ઉલ્લેખ કર્યો છે, જે તમામ હસ્તીઓ સહિત ખુદાને પણ "ભ્રમ" (વહેમ) સમઝતા હતા, અને મહમૂદ ગઝનીના યુગથી મુસ્લિમ પહેરવેશમાં રહેતા હતા. આ વિષયમાં તે કહે છે કે, ખય્યામની આ રૂબાઈ તેના સમર્થનમાં છે:

---

1. 'બદર જાજરમી'ની એ 'તેર' રૂબાઇઓ જે હિ. સ. ૭૪૧મા ખય્યામના નામથી ઉતારેલી છે તેમાંની આ છે. જુઓ, કવીયાનીની છપાયેલી પ્રત પૃષ્ઠ ૧૬૭.

2. બોડલીન પ્રત.

"આ પુરાણા વિશ્વનો સર્જક એક માટીના વાસણ જેવો છે,
"જે જોવામાં તો બરફ છે પણ હકીકતમાં પાણી છે.
"આ શ્રદ્ધા ને ઈન્કારનો ખેલ બાળકોને હવાલે કર.
"ને નીકળી જા એ ઝગડામાંથી, કે ખુદા પણ કંઈ છે."

જેમણે ખય્યામની*કૃતિઓ વાંચી છે, તેઓ પળવાર પણ આ આરોપ સ્વીકારી લેશે? વળી આ રૂબાઈ પણ ખય્યામના પ્રવર્તમાન સંગ્રહોમાં જોવા નથી મળતી. બલ્કે, આથી ઊલટું તેની તમામ કિતાબો હક્કે તાલા (સનાતન સત્ય: ખુદા)ની ચર્ચા અને તેની પ્રશસ્તિથી ભરીભરી છે. તેની રૂબાઈઓની જેટલી પ્રતો મળે છે તે બધીમાં તેના ઈલાહીયાત (ઈલ્મે ઈલાહી શાસ્ત્ર)ના અનેક વિષયો છેડાયેલા જણાય છે, આથી આગળ આવતી રૂબાઈઓ તેની જુદી-જુદી પ્રતોમાં મોજૂદ છે. આમાંની જો કે અમુક રૂબાઈઓ અન્યની હોવાની જણાવવામાં આવ્યું છે, છતાં તેનો કેન્દ્રસ્થ ખ્યાલ આ પ્રકરણમાં એટલો તો સ્પષ્ટ છે કે તારો બદલવાથી ધ્વનિમાં જરાય ફરક પડતો નથી.

## ખય્યામનું હૃદય[1]

ખુદાના અસ્તિત્વ, અને તેનાં જાત ને ગુણો સંબંધી ખય્યામના વિચારોની છણાવટ, તેનાં 'રિસાલએ કૌન' ના વિહંગદર્શન અને તેના સંપ્રદાય ને પંથના પ્રકરણોમાં થઈ ચૂકી છે. જે વિચારસરણી તેના એ અરબી ગદ્યમાં છે એ જ વિચારસરણીનું પ્રતિબિંબ અહીં તેનાં ફારસી પદ્ય અને કાવ્યછટાની અદાગીરીમાં ઝિલાયું છે: આનું સ્પષ્ટ તારણ નીચે મુજબ છે:

(૧) અલ્લાહ તાલા કેવળ સત્ અને નિરપેક્ષ 'કૃપા' (રહેમત) છે.

(૨) ભક્તોની બધી જ ક્રિયાઓ તેના નિર્ણય અને ભાગ્યથી છે, જેમાં સેવકો સતત પરાવલંબી અને દયાપાત્ર છે.

---

૧. 'હલિસ્તાનિલ મઝાહિબ' મુંબઈ પ્રકાશન, પૃષ્ઠ ૫૬

શું કહે છે?[1]

"અરે ઓ માનવ, ચાર ધાતુ (તત્વ) અને સાત અવકાશનું પરિણામ,
"શાને આ સાત ચારની જાળમાં ફસાઈ આટલો ગુસ્સામાં રહે છે !
"શરાબ પી ! આ પૂર્વે હજાર વેળા તને કહ્યું કે,
"પાછા નથી ફરવાનું. એક વખત ગયો તે ગયો."
"આ અક્લ નેકબખ્તીના રસ્તા ઉપર ચાલે છે. તને બતાવે
"અને તને સેકડો વખત આ જ સમજાવે છે,
"કે, જાણ તારા કાળની એક એક ઘડીને, કારણ કે,
"તું ઘાસ નથી કે કાપી નાખવામાં આવે ને ફરી ઊગી નીકળે."
"નિશાનો અધિકાર તારી ઉપર છવાઈ જાય એ પહેલાં,
"તું સાકીને હુકમ કર કે, રંગીન શરાબ લાવે.
"ઓ મૂર્ખ ! તું સોનું નથી કે,
"એક વખત તને દાટીને લોકો ફરી ખોદી કાઢશે."

**નાસ્તિક ખય્યામઃ**

દબિસ્તાનિલ્ મઝાહિબનો સર્જક જે હિ. સ. ૧૦૫૦માં હયાત હતો અને દારાશિકોહનો સમકાલીન હતો તેણે 'દબિસ્તાન'માં પારસીઓના એક પક્ષ (ફિરકા) સમરાદીયાનનો ઉલ્લેખ કર્યો છે, જે તમામ હસ્તીઓ સહિત ખુદાને પણ "ભ્રમ" (વહેમ) સમજતા હતા, અને મહમૂદ ગઝનવીના ભયથી મુસ્લિમ પહેરવેશમાં રહેતા હતા. આ વિષયમાં તે કહે છે કે, ખય્યામની આ રુબાઈ તેના સમર્થનમાં છે[2]

1. 'બદર જાજરમી'ની એ 'તેર' રુબાઈઓ જે હિ. સ. ૭૪૧મા ખય્યામના નામથી ઉતારેલી છે તેમાની આ છે. જુઓ, કાવીયાનીની છપાયેલી પ્રતમાં પૃષ્ઠ ૧૯૭.

2. બોડલીન પ્રત.

"આ પુરાણા વિશ્વનો સર્જક એક માટીના વાસણ જેવો છે,
"જે જોવામાં તો બરફ છે પણ હકીકતમાં પાણી છે.
"આ શ્રદ્ધા ને ઇન્કારનો ખેલ બાળકોને હવાલે કર.
"ને નીકળી જા એ ઝઘડામાંથી, કે ખુદા પણ કંઈ છે."

જેમણે ખય્યામની*કૃતિઓ વાંચી છે, તેઓ પળવાર પણ આ આરોપ સ્વીકારી લેશે ? વળી આ રૂબાઈ પણ ખય્યામના પ્રવર્તમાન સંગ્રહોમાં જોવા નથી મળતી. બલ્કે, આથી ઊલટું તેની તમામ કિતાબો હક્કે તાલા (સનાતન સત્ય: ખુદા)ની ચર્ચા અને તેની પ્રશસ્તિથી ભરીભરી છે. તેની રૂબાઈઓની જેટલી પ્રતો મળે છે તે બધીમાં તેના ઇલાહીયાત (ઇલ્મે ઇલાહી શાસ્ત્ર)ના અનેક વિષયો છેડાયેલા જણાય છે, જાથી આગળ આવતી રૂબાઈઓ તેની જુદી-જુદી પ્રતોમાં મોજૂદ છે. આમાંની જો કે અમુક રૂબાઈઓ અન્યની હોવાની જણાવવામાં આવ્યું છે, છતાં તેનો કેન્દ્રસ્થ ખ્યાલ આ પ્રકરણમાં એટલો તો સ્પષ્ટ છે કે તારો બદલવાથી ધ્વનિમાં જરાય ફરક પડતો નથી.

## ખય્યામનું હૃદય[1]

ખુદાના અસ્તિત્વ, અને તેના જાત ને ગુણો સંબંધી ખય્યામના વિચારોની છણાવટ, તેના 'રિસાલએ કૌન' ના વિહંગદર્શન અને તેના સંપ્રદાય ને પંથના પ્રકરણોમાં થઈ ચૂકી છે. જે વિચારસરણી તેના એ અરબી ગદ્યમાં છે એ જ વિચારસરણીનું પ્રતિબિંબ અહીં તેના ફારસી પદ્ય અને કાવ્યછટાની અદાગીરીમાં ઝિલાયું છે: આનું સ્પષ્ટ તારણ નીચે મુજબ છે:

(૧) અલ્લાહ તાલા કેવળ સદ્ અને નિરપેક્ષ 'કૃપા' (રહેમત) છે.

(૨) ભક્તોની બધી જ ક્રિયાઓ તેના નિર્ણય અને ભાગ્યથી છે, જેમાં સેવકો સતત પરાવલંબી અને દયાપાત્ર છે.

---

૧. 'દબિસ્તાનિલ મઝાહિબ' મુંબઈ પ્રકાશન, પૃ૰ ૫૫

(૩) ખુદા તેના ગુનેગાર સેવકોને પણ તેની 'કૃપા' (રહેમત)થી ઉન્નત કરશે.

(૪) સેવકોની ગુનેગારી એટલા જ માટે છે, કે ખુદા તેની કૃપા, વાત્સલ્ય, ઉદારતા અને વિપુલ પુષ્ટિની ભવ્યતા દેખાડે.

આ થોડાક વિચારોને સામે રાખી તેની આ રૂબાઈઓ, જે તેની જુદીજુદી પ્રતોમાંથી ચૂંટી કાઢેલો સમૂહ છે તેમાં એક નજર કરો અને જુઓ કે તેમાંની દરેક રૂબાઈમાં પ્રસ્તુત વિષયોમાંનો કોઈ ન કોઈ એક વિષય તરવરી રહ્યો છે કે નહિ. આ જ કારણ છે કે તેની સુનાજાતો (બંદગી)માંથી ખાસ પ્રકારના રસ અને લાગણીનાં જીવનબિંદુ ટપકે છે :

૧

" એ સાકી લાવ એક શરાબનો પ્યાલો, કે, કે સર્વ કામનો કરનાર ખુદા છે
" અને ખુદા તેની કૃપા વડે બંદાને નવાજનાર છે,
" વસંતની બહારના દિનોમાં શરાબ પી, અને બંદગીઓનો ગાંસડો ફળની કીમતે ન વેચ (ફળની આશાથી બંદગી ન કર.)
" કારણ કે ખુદાને તારી ઇબાદતો ને ભક્તિની કશી જરૂર નથી."

૨

" અપરાધને કારણે, ઓ ખય્યામ ! આ વિલાપ ને વલોપત શાને !
" અને આ અફસોસ ને આક્રંદથી ઓછોવત્તો ફાયદો શો !
" અગર કોઈ નિર્દોષ છે તો માફીનો અધિકારી તે ક્યાં !
" ને માફી અપરાધને કારણે તો છે, પછી વિલાપ શો !"

૩

" શરાબદાર મારા શરાબપાનથી તો આબાદ છે,
" બે હજાર પ્રાયશ્ચિત્તભંગનો ભાર પણ મારે માથે છે

"જો હું ગુનો ન કરું તો તારી રહેમતનું શું?
"રહેમતની શોભા તો ગુનો કરવાથી છે."

૪

"કેવળ ખુદાનું જ શાસન ચાલે છે એ નિઃશંક.
"જગતની એકે હસ્તી તેના હુકમથી પર નથી.
"દરેક વસ્તુ પોતપોતાને સ્થાને બરાબર છે,
"અને એકે વસ્તુ એવી નથી જે જેમ છે તે પ્રમાણે ન જોઈએ."

૫

"ઓ ખુદા! તું કરીમ છે અને તારું કરીમ હોવું પણ તારી કૃપાદૃષ્ટિ છે.
"તો આ કઈ જાતની કૃપા કે પાપીને તેનાથી વંચિત રાખવામાં આવે?
"અગર ભક્તિના સોદામાં ઉદાર બની જાય તેમાં શું?
"પણ પાપ કર્યાં છતાં તું મને માફી દે તો જ એ તારી કૃપા છે"

૬

"ભલે હું પાપી બંદો રહ્યો. કિંતુ તારી સહિષ્ણુતા ક્યાં?
"મારું હૃદયમંદિર અંધકારમય છે, પણ દીવારૂપી તારું તેજ ક્યાં?"
"અગર બંદગીના સોદામાં સ્વર્ગની ભેટ ધરી તું અમને આપે,
"તો એ તો મજૂરી મળી, કિંતુ તારી અમીદૃષ્ટિ ને કૃપા ક્યાં?"

૭

"મારી બદનામીથી તારી સલ્તનતમાં કંઈ ઉમેરો થયો?
"અને મારી પાપલીલાથી તને કંઈ નુકસાન થયું?

"બસ તો પછી ઊડી દે, હું સમજી ગયો છુ,
"કે તું લભિમાળે પકડે છે અને તુરતમાં મુક્ત કરી દે છે."

૮

"દરેકના ભેદ અવકાશનો જાણનાર જાણે છે,
"રગેરગ ને રજેરજથી તે વાકેફ છે,
"હું માની લઉં કે ઢોંગના સ્વાંગમાં જગતને તું છેતરી શકે.
"કિંતુ તેની જોડે તું શું કરશે જે રજેરજથી વાકેફ છે
અમે એકએકને ઓળખે છે!

૯

"કહે છે કે, કયામતમાં દરેકની પૂછપરછ થશે,
"અને એ પ્રિય દોસ્ત (ખુદા) કોપાયમાન હશે.
"કિંતુ એ કેવળ સદ્દમાંથી, સિવાય કે સદ્દ, અન્ય કોઈ
નીપજશે નહિ.
"બસ ખુશ થાઓ! આખરે સારું જ હશે."

૧૦

"જો કે, તારી ભક્તિના મોતી અમારી જીવનમાળામાં કદી
ન પરોવ્યાં
"અને ન તો કદી પાપરજ મેં ઉપરથી ઝાડી મેલી;
"છતાં પણ તારી ઉદારતાના દરબાર વિશે મને નિરાશા નથી,
"કારણ કે, મેં કદી તારી એકતાની અનેકતા કહી નથી."

૧૧

"અગર શરાબખાનામાં જઇ તારા ભેદ ઉચ્ચારું,
"તો એ વધીને છે, કે તારા વિના મસ્જિદમાં જઇ નમાઝ પઢું!
"એ આદિ ને અંત જ છે તે તું જ છે.
"ચાહે બાળીને મને ખાખ કરી નાખ કે જગતની કૃપા-
પણથી તરફ ફેરી જા.

૧૨

"એવા એ કયા ભેદો છે જે તું ન જાણી શકે, ન વાંચી શકે ?
"તારો હાથ પ્રત્યેક લાચાર આત્માને દોરનાર છે.
"ઓ ખુદા તું મને પ્રાયશ્ચિત્ત કરવાનું બળ આપ અને મારી માફીઓ સ્વીકાર.
"તું જ દરેકને પ્રાયશ્ચિત્ત બળ આપે છે ને તું જ દરેકનો બચાવ સાંભળનાર છે."

૧૩

"મારો એક એક ગુનો જો, અને દસ દસ ગુના માફ કરી દે,
"એ ગુના કે જે મારાથી થઈ ગયા છે, તારી ઉદારતાથી બક્ષી દે.
"ક્રોધાવેશમાં કીનાનો આતશ ન પ્રગટાવ.
"મને રસૂલુલ્લાહ (સ. અ વ.)ની ચરણરજ પર મારી આપી દે."

૧૪

"શરાબ પી! ન તો તારી વહારે અમલ આવશે કે ઈલ્મ,
"પણ હાં! કેવળ ખુદાની રહેમત માર્ગદર્શક નીવડશે.
"અને જેઓ મૂર્ખ બની શરાબ નથી પીતા,
"તેઓ ખરેખર જાનવર છે; બલકે એથી એ વિશેષ આડે રસ્તે ચડેલા છે."

૧૫

"સર્જનહાર, માલક, દયાળુ ખુદાની બાબતમાં,
"તું તારા બેશુમાર મહાન ગુનાઓને કારણે નિરાશ ન થા.
"આજ તું શરાબની ખુમારીમાં પડી બેખુદ બની જઈશ,
"તો કાલે આ દૈહિક અવશેષ મટી ગયા પછી પણ તને તે મારી આપી દેશે"

૧૬

"જો કે પાટીરૂપી પૃથ્વી ભરાય એટલા પાપો મેં કર્યાં,

"છતાં એ દોષભૂમિ પર તારી કૃપાનાં નીર ફરી વળશે એટલો તો મને વિશ્વાસ છે,
"તેં વચન આપ્યું છે કે હું નિરાધાર ને લાચાર બનીશ ત્યારે મારો હાથ ઝાલીશ.
"આથી તો વધુ હું નિરાધાર ને લાચાર ક્યારે હોઈશ !"

૧૭

"ઓ ખુદા! અગર મેં બેસુમાર પાપો કર્યાં છે,
"તો મેં મારા જીવનસાગરનાં મોજાં ઉછાળી મારાં મન અને જાત પર જુલમ કર્યો છે.
"જ્યારે કે મને તારી કૃપાનો પૂરેપૂરો ભરોસો છે,"
"ભલાઈ તરફથી ખરાબ તરફ ગયો. પ્રાયશ્ચિત કર્યું. ને અવશ્ય ફરી ગુના કર્યા."

૧૮

"તારી રહેમત (કૃપા)ને કારણે હું મારાં પાપોની પરવા કરતો નથી,
"મારા જીવનપ્રવાસમાં તારી કૃપાનું ભાથું રંજની એક રેખાએ ઊપસવા દેતું નથી.
"જો તારી મહેરબાની હશે તો હું માન સાથે બેઠીશ,
"પછી મને મારી જીવનપાટી પરના કાળા અક્ષરોની જરાએ પરવા નથી"

૧૯

"ઓ ખુદા! ગુનાની જાળમાં ફસાયેલા હૃદય પર દયા કર,
"અને મારા ગમગીન દિલ પર રહેમત કર,
"શરાબખાના તરફ દોરી જનાર મારા પગને માફી દે,
"અને શરાબનો પ્યાલો પકડનાર મારા હાથ પર રહેમત કર."

૨૦

"જગતના વીતકોથી મારા હૃદયનો ભાર હળવો કરી દે,

"અને મારાં કુકૃત્યો જગતની નજરેથી ઢાંકી દે;
"આજે તું મને શાન્તિ આપ, પછી કાલે
"તારી ઉદારતાના દરજ્જાને શોભે તેવું વર્તન કરજે."

૨૧

"ઓ ખુદા ! હું તારી કુદરતના પરિણામરૂપ જગતમાં પ્રકટ
થયો છું.
"હું લાડથી તારી કૃપામાં ઊછર્યો છું;
"સો વર્ષ સુધી હું તારી કસોટી જોવા પાપ કરતો રહીશ,
"પછી જોઉં છું, કે મારી પાપલીલા મેદાન સર કરે છે કે
તારી કૃપાવૃષ્ટિ ?"

૨૨

"છે કોઈ આ જગતમાં જે નિર્દોષ હોય ?
"અને છે, તો તે કઈ રીતે જીવ્યો ?
"મારાથી કંઈ અનિષ્ટ બને તો તું મારું અનિષ્ટ કરે.
"તો પછી તારા ને મારામાં ફરક જ શો ?"

૨૩

"અફસોસ ! મિથ્યા વિવાદમાં જીવન વહી ગયું.
"ઓર એક કોળિયો હરામનો ખાધો ને હૃદયને મલિનતામાં
તરબોળ રાખ્યું.
"તારી આજ્ઞાપાલનના ઇન્કારમાં મારું મોં કાળું થયું.
(શરમિંદો થયો),
"અફસોસ ! તારી આજ્ઞાથી પરનાં મારાં કર્મો માટે."

૨૪

"અમે તારી રહેમતના આધાર પર છીએ,
"બસ ભક્તિ અને પાપ બન્નેથી વિરક્ત થઈ ચૂક્યાં.
"જેને તારી 'મહેર' નો ભરોસો હોય તેને શી પરવા ?
"પાપી નિષ્પાપી તારી કને સરખાં છે."

૨૫

"હરેક હસ્તી અને નાસ્તીનો સર્જક અને માર્ગદર્શક તું જ છે,
"આ પરેશાની ભર્યા અવકાશની ધરી તું જ છે.
"અવશ્ય હું દુષ્ટ છું, પણ એ ખરાં માનવીનો માલિક તું જ છે,
"કોઈનો એમાં શો વાંક જ્યારે કે ખેલનો મદારી તું જ છે?"

૨૬

"ઓ ખુદા! દ્વાર ઉઘાડ કે તારી કને ચાવી છે,
"જીવનપથ બતાવ કે માર્ગદર્શક તું જ છે
"હું અન્યના હાથમાં હાથ મૂકતો નથી, સિવાય કે તારા,
"કારણ કે બધું જ નાશવંત, સિવાય કે તું જ, છે"

૨૭

"ઓ બળતી ને અંગારા ઝરતી બળવાને લાયક,
"દોઝખની આગ તારાથી જ ભડકાવવા લાયક,
"ક્યાંસુધી કહેતી રહીશ? ઉમર પર રહેમત કર,
ઓ ખુદા!
"તું કોણ તેને કૃપાનો પાઠ શીખવનારી?"

આ સત્તાવીસ રૂબાઈઓમાંની જો અડધી પણ ખય્યામની છે તો, 'દબિસ્તાનુલ્ મઝાહિબ'ના આરોપખંડન માટે તે પૂરતી છે

## સુધારો વધારો

પૃષ્ઠ ૧૨—(પાદટીપ પૃષ્ઠ ૧૨) પ્રોફેસર મોહમ્મદ શફીઅ' સાહેબ (ઓરિયન્ટલ કૉલેજ, લાહોર)ના જે લેખનો ઉલ્લેખ આ પાદટીપમાં કરવામાં આવ્યો છે તે આ અસલ ગ્રંથનાં ૪૧૪ પૃષ્ઠો છપાયા પછી ઇસ્લામિક કલ્ચર હૈદ્રાબાદ દક્ખણના ઓક્ટોબર ઇ. સ. ૧૯૩૨ના અંકમાં છપાઈને પ્રસિદ્ધ થયો અને એપ્રિલ ૧૯૩૪ માં મારા જોવામાં આવ્યો. પ્રોફેસર સાહેબનો આ નિપુણ લેખ, જે

પે મારા જોવામાં આવ્યો હોત તો, આ આધાર (બૈહકી) માંની પંક્તિઓના સંશોધન સંબંધી મારી ઘણી મહેનત બચી જાત.

પૃષ્ઠ ૧૧ માં : અને આ જ બુન્યાદ પર આ ગ્રંથની અમુક અન્ય ચર્ચાઓમાં મેં મારો એવો ખ્યાલ જાહેર કર્યો છે કે, "કિફ્તી"માં ખય્યામનો જે પ્રસંગ પ્રાસયુક્ત ને લયબદ્ધ શૈલીમાં જીવનચિતાર છે તે ઇમાદ કાતિબના 'ખરીદતુલ્ કસર' ઉપરથી નકલ કરી હશે." ઇમાદ કાતિબના ખરીદતુલ્ કસરમાં ખય્યામનો જે ઉલ્લેખ છે તેની નકલ પ્રોફેસર મોહમ્મદ શફીઅ સાહેબે તેમના ઉપર્યુક્ત લેખમાં 'ખરીદા'ની એ હસ્ત પ્રત ઉપરથી લઈને કર્યું છે જે લેયડનના ગ્રંથાલયમાં છે.

એ ઇબારત આ છે :

"ઉમર ખય્યામ તેના યુગમાં અજ્જેડ નજૂમ અને ફિલસૂફીમાં આદર્શરૂપ હતો ને તેનાં પ્રમાણો અપાય છે અને તેની શે'રો અસ્ફહાનમાં રટાય છે."

(આ પછી એ અમુક અરબી શે'રો છે જે કિફ્તીમાં આલિખિત છે.)

'ખરીદા'ની આ ઇમારત કિફ્તીની ઇબારતથી અલગ અને ટૂંકી છે અને એમાં એ પ્રસગો નથી જે કિફ્તીમાં છે આ સંજોગોમાં જો આ અવતરણ ખરું છે, એટલે કે 'ખરીદા'માં ખય્યામ સંબધી આટલું જ છે તો, મારો કલ્પનાદોષ વ્યક્ત છે છતાં પણ એ કોયડાનો ઉકેલ બાકી રહી જાય છે કે, ખય્યામના લગભગ સો વર્ષ પછી કિફ્તીએ ખય્યામ વિશેના આ હજ્જ--પ્રસંગ વગેરે કયા આધાર યા ગ્રંથ પરથી લીધા છે અને કિફ્તીમાં ખય્યામના જીવનચિતારની એ ઇમારત, કિફ્તીની સામાન્ય શૈલીથી ઊલટી આ રીતે તાલબદ્ધ, આડંબરી ને બનાવટના ઓપવાળી શા માટે !

પૃષ્ઠ ૧૨ : ઇમામ ઝહીરુદ્દીન અબુલ્હસન અલી બિન અબિલ્-કાસિમ ઝેદ બૈહકીએ તેના ગ્રંથ 'મશારેબુત તજારિબ'માં પોતાનો

અહેવાલ પોતે જ આલેખ્યો છે, જેનો યાકૂતે તેના મુઅ'જમુલ ઉદબામાં અક્ષરશઃ ઉતારો કર્યો છે. કુલસત તેઓ આરબ અને હઝરત ખુઝૈમા સહાબીના વંશના હતા હિ. સ. ૪૯૯માં બૈહક ઇલાકામાં આવેલા સબ્ઝવારમાં જન્મ્યા. આથી હિ. સ. ૫૦૭ માં જ્યારે તેમના પિતા જોડે ખય્યામને મળ્યા હતા ત્યારે ૮' વર્ષના હતા. તાજુબ થાય છે કે, તેમણે આટલી નાની વયે ખય્યામના એક સાક્ષરી અને એક ગણિત ( Mathematics )ના પ્રશ્નનો સ્વસ્થ ઉત્તર આપ્યો તેમણે તેમના અહેવાલમાં હિ સ. ૫૪૯ સુધીનાં સર્જનોના નામો ગણાવ્યાં છે ને આમા તેમના ' તારીખુલહુકમા ' એટલે ' તતિમ્મએ સિવાનુલ હિકમત 'નુ નામ પણ લખ્યુ છે, જેથી સાબિત થાય છે કે પ્રસ્તુત ગ્રથ હિ. સ ૫૪૯ પૂર્વે રચના પામી ચૂક્યો હતો. (મુઅજમુલ ઉદબા એ યાકૂત હમવી ગ્રથ ૫ મો પૃષ્ઠ ૨૧૧ મિશ્ર) આપણા આ ગ્રથના પૃષ્ઠ ૧૨ અને ૧૭ માં તેનાં સ પાદનનો કાલ હિ સ. ૫૪૯ આપવામાં આવ્યો છે. આ છેવટની તારીખ છે એટલે આ વખતે એનું સપાદન થઈ ચૂક્યુ હતુ

એક વસ્તુ આશ્ચર્ય ઉપજાવે એવી છે કે, બૈહકીએ ખય્યામ સાથેની હિ. સ. ૫૦૭ની પેતાની મુલાકાતનો ઉલ્લેખ કરે છે અને ત્યાર પછી હિ. સ. ૫૧૪ થી ૫૧૭ સુધી શિક્ષણના સિલસિલાક તેમણે નિશાપુરમાં નિવાસ કર્યો છે અને હિ સ. ૫૨૧ માં ફરી નિશાપુર આવ્યા, (જુઓ યાકૂત) કિંતુ આ દરમ્યાન ફરી કોઈ મુલાકાતનો ઉલ્લેખ નથી. કદાચ આનું કારણ એમ પણ હોય કે આ હિ સ. ૫૦૭ ની મુલાકાતનો ઉલ્લેખ ખાસ કરીને એટલા માટે કર્યો હોય, કે આ રીતે ખય્યામના મુખે તેમના બાળપણના બુદ્ધિતેજની તારીફ વ્યક્ત કરે.

પૃષ્ઠ ૫૭–૫૮ઃ ખાઝિનીએ હિ સ. ૫૧૫ માં મીઝાનુલ હિકમત–ના નામથી જે કિતાબ લખી છે તેમા ખય્યામ અને તેના 'રિસાલએ મીઝાન' નો ઉલ્લેખ કર્યો છે આમાં ખય્યામ નામને છેડે

'રહેમતુલ્લા' વ. શબ્દો ટાંક્યા નથી કે જે તેના મૃત્યુ પામી ચૂક્યાનો નિર્દેશ કરે.

ખય્યામે તેનો આ રિસાલો ખાઝિનીના પૂર્વે હિ. સ. ૫૧૫ સુધીમાં લખ્યો હશે.

પૃષ્ટ ૭૧: ઉમર બિન ઇબ્રાહીમ ખય્યામીનું કુળનામ તમામ ચરિત્રનિરૂપકોએ અબુલ ફત્હ લખ્યું છે અને આ જ કુળનામ ખય્યામના રિસાલએ કૌન વ તકલીફ, (creation & chastening) રિસાલએ વુજૂદ ફારસી અને રિસાલએ જબ્ર વ મુકાબિલા' બીજગણિતના આરંભમાં અને ખય્યામના 'રિસાલએ મીઝાનુલ્ હિકમત (Philosopher's Balance) ની હાલના ગોથે (જર્મની)ના ગ્રંથાલયની પ્રતમાં લખેલું છે, કિંતુ મીઝાનુલ્ હિકમત ખાઝિનીની હૈદ્રાબાદી પ્રતમાં ખય્યામના 'રિસાલએ મીઝાનુલ્ હિકમત' ના આરંભમાં અને ખાનીકૂફની પ્રત મીઝાનુલ્ હિકમતના પાંચમાં પ્રકરણના પ્રસ્તાવમાં અબૂહફ્સ લખ્યુ છે. "અબૂહફ્સ" કુળનામ, એવા અન્વયે કે તેના નામેરી હઝરત ઉમર ખત્તાબ (ર. અ.) નું કુળનામ પણ આ જ હતું,—મુનાસિબ લાગે છે. કદાચ તેના આ બંને કુળનામો હોય, કિંતુ સુપ્રસિદ્ધ ને સુવિદિત અબુલફત્હ છે.

પૃષ્ઠ ૮૯: કાઝી મોહમ્મદ બિન મનસૂર સરખસી ખુરાસાનના કાઝી હતા. રાવિન્દીએ 'રાહતુસ સુદૂર' (હિ સ. ૫૯૯-૬૦૧)-માં તેમને સલજૂકી યુગના મહાન પંડિતોમાં ગણ્યા છે. (પૃષ્ઠ ૩૦) હકીમ સનાઈ સ્વ. હિ. સ. ૫૪૫ એ તેમની પ્રશંસામાં કેટલીક શે'રો લખી છે, જેને પ્રોફેસર મોહમ્મદ ઈકબાલે (લાહોર) તેના રાહતુસ સુદૂરનિપુણની હાંસિયા નોંધ (Comments)માં નકલ કરી છે. મારી સમક્ષ કુલ્લિયાતે સનાઈ (Complete work of Sanai)ની મુદ્રિત પ્રત (હિ. સ. ૧૩૨૮ મુંબઈ) છે. આમાં થોડીક વધુ શે'રો મળે છે જેથી એ કાઝીના કેટલાક વધુ અહેવાલો જાણવા મળે છે એ શે'રોના મથાળે લખ્યું છે:

"અબુલમુફાખર મોહમ્મદ બિન મનસૂર ખુરાસાનના વડા કાઝીની પ્રશસ્તિમાં"

એ શેરોમાં કાઝી સાહેબની ઉદારતાનો વારંવાર ખુલાસો છે જેથી સાબિત થાય છે કે, એ આ જ લાગણીની અસરમાં તેમની તારીફ ગાય છે. આથી એ દાવો કે કાઝી સાહેબ સનાઈના ઉસ્તાદ હતા, એનું ખંડન થાય છે.

કાઝી સાહેબના નામે નિર્દેશાયેલ બોધ અને નીતિશિક્ષણમાં એક અરબી ગ્રંથ 'રિયાઝુલ્ ઉન્સ' બ્રિટિશ મ્યુઝિયમના ગ્રંથાલયમાં છે. આની પ્રસ્તાવનામાં છે: "શેખ, ઇમામ, સૈયદુલ અવહદ સદરે ઈસ્લામ, ઈમાદુદ્દીન, સૈફુલ હક્ક મુફ્તિઅ ફરક વલ્ ગરબ......... અબુલ મુફાખર મોહમ્મદ બિન મનસૂર નૂરુલ્લાહ ઝરીહદૂ કહે છે:" (બ્રિટિશ મ્યુઝિયમ લાઇબ્રેરીનો અરબી સૂચીપત્રનો વધારો પૃષ્ઠ ૧૫૩ નં. ૨૩૬.)

કશ્ફુઝ્ઝુનૂનમાં એ ગ્રંથના કર્તાનું નામ અબૂસઈદ હસન બિન અલી અલ્ વાએઝ છે. લેયડન અને મ્યુનિકની પ્રતોમાં પણ હસન બિન અલી જ નામ છે. (બ્રિ. મ્યુ. લા. અરબી સૂચિપત્રનો વધારો, પૃષ્ઠ ૧૫૩)

કાઝી મોહમ્મદ બિન મનસૂરના જન્મ મરણનો કાળ જાણવામાં નથી, કિંતુ આ ગ્રંથમાં સનદરૂપે લેખકના એક શેખનું નામ અબૂઅલી ઝાહિર બિન અહમદ આલિખિત છે અને આમનો ઉલ્લેખ બ્રિટિશ મ્યુઝિયમના સૂચીપત્ર તૈયાર કરનારે તારીખુલ ઈસ્લામ (ઝહબી ?)માં જોયેલો છે, જ્યારે મેં 'અન્સાબે સમઆની'માં 'સરખસી'ના મથાળા નીચે અને 'મુઅજ્જમુલ બુલદાન યાકૂત'માં 'સરખસ'ના મથાળા નીચે તેનો ઉલ્લેખ વાંચેલો છે. તેમનો મૃત્યુકાલ હિ. સ. ૩૮૯ છે. આ સંજોગોમાં એ વ્યક્તિ જે સનાઈ (સ્વઃ હિ. સ. ૫૪૫)નું પ્રશંસા પાત્ર હોય તે અબૂઝાહિર, બિન અહમદ સરખસી (સ્વઃ હિ. સ. ૩૮૯)ના શાગિર્દ ન હોઈ શકે. આથી આ પુરાવો, જો

ગ્રંથના કર્તા કાઝી મોહમ્મદ બિન મનસર છે તો, સુધારો માગી લે છે.

ઝાહિર સરખસીના છેલ્લા શાગિર્દ ઇબ્નેમુન્દાહ છે. તેઓ પણ હિ. સ. ૩૮૩માં જન્મ્યા છે અને હિ. સ. ૪૭૦માં તો દેહ ત્યાગ કરી ગયા છે. (તબકાતે ઇબ્ને રજબ હમ્બલી, અબુલકાસિમ અબ્દુર રહેમાન ઇબ્ને મુન્દાહનું જીવનચરિત્ર, ગ્રંથ ૧ લો)

આ ઉપરથી એ પણ જાણી શકાય છે કે, કાઝી સાહેબના પયગામ ઉસ્તાદ હોય એ જો કે શકય છે, કિંતુ એ દાવો પ્રમાણ અને પુરાવો માગી લે છે.

'પૃષ્ઠ ૮૯ ને ૧૫૮: આ ગ્રંથના પાના ૮૯ ।૫૨ સનાઈ નો મૃત્યુકાળ હિ. સ. ૫૦૫ યા ૫૪૫ સાશંક બતાવ્યો છે જ્યારે ૧૫૮: ૫૨ હિ. સ ૫૪૫ નિઃશંક આલેખવામાં આવ્યો છેઃ

મારી ખાત્રી એવી છે કે, હકીમ સનાઈએ તેમની મસ્નવી 'હદીકાહ' હિ. સ. ૫૨૫માં પૂરી કરી હતી અને આ વખતે તેમનું વય ૬૦ વર્ષનું હતું. આથી તેમનો જન્મકાળ હિ. સ. ૪૬૫ હતું અને મૃત્યુકાલ પ્રસ્તુત કથન પ્રમાણે હિ સ.-૫૪૫ બરાબર છે.

નફહાતુલ-ઉન્સ વગેરેમાં તેમનો મૃત્યુકાળ હિ. સ. ૫૨' આલેખવામાં આવ્યો છે, કિંતુ આ સહલીલ તદ્દન ખોટું છે.

મે મઆરિફ (માર્ચ ઈ સ. ૧૯૩૩)માં હકીમ "સનાઈ સિનીને ઉમ્ર" (હકીમ સનાઈની ઉમર) લેખ લખ્યો છે. જેએ ઊંડા ઊતરવા ઇચ્છતા હોય તેઓ એ લેખ જોઈ જાય.

પૃષ્ઠ ૧૦૯-૧૧૦: અબુતાહેર બિન અલકનો ઉલ્લેખ, તબકાતુ ઇબ્ને રજબમાં અબુલુવફા ઇબ્ને અકાલ બગદાદીના જીવનચરિત્રન લેખમા નીચે પ્રમાણે છે:

"અને આ વર્ષમાં અબુતાહેર બિન અલક અવસાન પામ્ અને તેઓ શાફેઇઓના અગ્ર અને મોટા શ્રીમંતોમ હતા. તેમની દફન ક્રિયામાં નિઝામુલ્ મુલ્ક અને દરબારીઓ પગપાં

આવ્યા અને અલીઈસ્હાક શીરાઝીની કબર પાસે તેમને દફનાવવામાં આવ્યા. તેમના દફન પછી સુલતાન તેમની કબર પર આવ્યો."

આ ઉપરથી જણાયું કે, તેઓ ફાકેહઓના અગ્ર અને સમકાલીન દૌલતમંદોમાં એક હતા અને એટલું ઊંચું સ્થાન ધરાવતા હતા કે, નિઝામુલ્મુલ્ક અને દરબારીઓ તેમના 'જનાઝા' ( Funeral ) ની સાથે પગપાળે આવ્યા અને ખુદ સુલતાન મલિકશાહ તેમની કબર પર હાજર થયો.

પૃષ્ઠ ૧૩૦: મોહમ્મદ ખાઝિનનું જીવન જો કે સ્વતંત્ર રીતે આલખાયેલું મળતું નથી, કિંતુ અબુલ્ફત્તહ અબ્દુર રહેમાન ખાઝિનીએ મિઝાનુલ હિકમત (પ્રત. જામેઅ' મસ્જિદ મુંબઈ)માં તેના આકા (Master) અલીના પિતાનું નામ મોહમ્મદ ખાઝિની જણાવ્યું છે: "મારા આકા ( Master ) શેખુલ અમીદુલ ખ્રાજી અબિલહસન અલી બિન મોહમ્મદ ખાઝની' ( ખુદાની તે બન્નેના ઉપર રહેમત હજો! )" અબુલ ફત્તહ ખાઝિનીએ આ ગ્રંથ હિ. સ. ૫૧૫માં લખ્યો છે. આથી જણાયું કે આ વર્ષ પૂર્વે એ મોહમ્મદ ખાઝિની અને તેનો પુત્ર અલી બન્ને ગુજરી ચૂક્યા હતા. શહરઝુરી અને બૈહકીમાં આ અલી અલ્ખાઝિનીને મર્વઝી લખવામાં આવ્યો છે જેથી એમ લાગે છે કે તે મર્વનો વતની હતો. નિઝામુલ મુલ્ક તુસી (પૃષ્ઠ ४६६, કાનપુર) ના લેખકે ન જાણે અબુલ ફત્તહ ખાઝિનીના આકા ( Master )નું નામ મરકવૈહ અબુઅલી ખાઝિન મર્વના વતની કેવી રીતે બતાવ્યું છે. એકંદર શક્ય છે કે આ જ મોહમ્મદ ખાઝિની મર્વઝી મોહમ્મદ ખાઝિન હોય.

પૃ૧૫૬-૧૫૭. મુઝફ્ફરના મરણનો કાલ હિ. સ. ૫૧૫ પછીનો સ્વીકારવામાં આવ્યો છે, કિંતુ ખરું તો એ છે કે તેનો મૃત્યુકાળ હિ. સ. ૫૦૬ ( જ્યારે નિઝામી ઉરૂઝી તેને અને ખય્યામને મળ્યો હતો ) અને હિ. સ. ૫૧૫ દરમ્યાનનો છે, કારણ કે અબ્દુર રહેમાન ખાઝિનીએ મિઝાનુલ હિકમતમાં (જેનું તેણે હિ. સ. ૫૧૫માં સર્જન કર્યું છે,)

ખ્યું છે કે, મુઝફ્ફરે તેની કિતાબ અપૂર્ણ છોડી દેહત્યાગ કર્યો.
પ્રકરણ પાંચમું, ખાઝિનીના 'મીઝાનુલ્ હિકમત' ની પ્રસ્તાવના)

પૃષ્ઠ ૧૮૪ : મસાદેરાતે ઉકલીદસ (યુક્લીડના ઉપસિદ્ધાંતો), યુક્લીડના પૃથક્કરણમાં ઈબ્ને હસીમ મિસરી (હયાત, હિ સ. ૪૪૬) નો ગ્રંથ છે જેનો ઉલ્લેખ કિફ્તીએ 'અખબારૂલ્-ઉલમામાં (પૃષ્ઠ ૪૭, મિસર) અને ઈબ્ને અબી ઉસયબીયાએ 'તારીખુલ અતિબ્બા'-માં (ગ્રંથ ૨ જો, પૃષ્ઠ ૯૭ મિસર) કર્યો છે. સદ્ભાગ્યે આ ગ્રંથ આપણા દેશના મશહૂર 'રામપુર ગ્રંથાલય' ના ફન્ને રિયાઝી અરબી (અરબીમાં ગણિતશાસ્ત્ર વિદ્યાનાં પુસ્તકોનો ભાગ) નં. ૫૫ માં 'શરહુલ મસાદિરાત' ના નામથી મોજૂદ છે, જેનું દળ ૨૨૪ પૃષ્ઠનું છે. બીજો ગ્રંથ આ જ વિષય પર ખ્વાજા નસીર તૂસી (સ્વ: હિ. સ. ૬૭૨) નો 'કિતાબુલ્ મસાદિરાત' ના નામથી આ જ ગ્રંથાલયના ફન્ને રિયાઝીના નં. ૬૩ માં હસ્તી ધરાવે છે. આનું દળ '૫૦' પૃષ્ઠનું છે.

મુહક્કિક તૂસીનો પણ આ વિષયમાં એક ગ્રંથ છે. આમાં તેણે તેની પ્રમેય રીત રજૂ કરતાં પહેલાં પૂર્વેના વિદ્વાનોના અભિપ્રાયો ટાંક્યા છે અને આમાં ખય્યામનો ઉલ્લેખ નીચેના શબ્દોમાં કર્યો છે:" તેઓમાંના એક આની ઉપર દલીલ કાયમ કરી છે... ...અને તે હકીમુલ્આલમ અબુલ્ફતહ અલ ખય્યામી છે." (પ્રસ્તાવના)

મુહક્કિક તૂસીના સર્જનની આ પ્રત જે પ્રત પરથી નકલ છે. તે હિ. સ. ૭૦૯માં તબરીઝ નગરમાં લખાયેલી છે: ઈ એટલે કર્તાના મૃત્યુ પછી ૩૭ વર્ષે.

આ હવાલાથી ખય્યામની કૃતિ "શરહે મા અશ્કલા મિન મસાદિરાતે ઉકલીદસ" નું સમર્થન થાય છે અને ભરોસાપાત્ર પુરાવો પણ હાથ લાગે છે.

પૃષ્ઠ ૧૯૧ ; મીઝાનુલ હિકમત, ખાઝિની. હિન્દુસ્તાનમાં આ ગ્રંથની જે બે પ્રતોનો અમને પત્તો લાગ્યો છે તે ઉપરાંત એક પ્રતનો પત્તો રૂશી પ્રાચ્યજ્ઞ એન. ખાનીકૂફ તબરીઝના રૂશી એલચીએ અલ હસન બિન હસીમ છેઃ જેને યુરોપિયન છટામાં અલ્ હઝીન (Alhazin) કહે છે કિંતુ આ બધો પરિશ્રમ નકામો છે અને આ બધુ એ યુગનું સંશોધન કાર્ય છે કે જ્યારે યુરોપ અને અમેરિકામાં પૌરસ્ત્યજ્ઞાનનો પાયો એટલો ઝુલંદ ન હતો.

અલહસન ઇબ્ને હસીમને' અલ્હઝીન' બનાવી ખાઝિની સમઝવુ તો નરી હિમાકત છે, અલબત્ત અબુજા'ફર ખાઝિનનું નામ લઈ શકાય છે. કિંતુ એ તો વ્યક્ત છે કે એ ખય્યામ વગેરેથી ઘણા પૂર્વે થઈ ગયો છે. એનું નામ ઇબ્ને નદીમના ગ્રંથ 'અલ્ ફેહરિસ્ત'માં છે, જે હિ સ. ૩૭૭ માં રચાયો છે. ઇબ્ને નદીમ પૃષ્ઠ ૪૭૧ ને ૩૯૭, મિસર) અને ખુદ ખય્યામે તેના 'જબ્ર વ મુકાબિલા' (બીજગણિત) મા પૂર્વેના વિદ્વાનોમાં તેનો ઉલ્લેખ કર્યો છે. (પૃષ્ઠ ૨, પેરિસ) જ્યારે આ ખાઝિની સુલતાન સન્જર સલજૂકી (હિ. સ. ૫૫૧-૫૫૨) નો સમકાલીન છે. કર્તાએ પોતાનું નામ પોતે દીબાચામાં આપી દીધું છે અને તે નીચે પ્રમાણે છેઃ

"અબ્દુર્રહેમાનિલ્ ખાઝિની સવલથ શૈખિલ્ અમીદિલ્ માઝી, અબિલહસન અલી બિન મોહમ્મદિલ્ ખાઝિની" (મુંબઈની પ્રત)

આનો અહેવાલ બેહકીએ 'તતિમ્મા સિવાનુલ્ 'હિકમત' માં અને શહરઝુરીએ 'રવઝતુલ્ અફ્રાહ ફી તારીખિલ્ હુકમા' માં આલેખ્યો છે.

ખાઝિનીના પચાંગ (ઝીચ) ની પ્રત બ્રિટિશ મ્યુઝિયમ લાઈબ્રેરીમા મોજૂદ છે, કિંતુ આમાં અબ્દુર્રહેમાન ખાઝિનીનું કુળનામ "અબુ મનસૂર" લખ્યું છે.[1]

1. પ્રસ્તુત લાયબ્રેરીનુ હસ્ત સૂચી-પત્ર, સંપાદક ઈ. જી. એન. વાર્ડ. એરાસેકઝ ઈ. સ. ૧૯૧૨ પૃષ્ઠ ૩૯

ખાઝિનીએ તેના આ ગ્રંથમાં આ "આબી તરાઝૂ"ના પૂર્વેના સંશોધકો ને સર્જકોનાં નામ ગણાવ્યા છે અને યૂનાનીઓ પછી ઈસ્લામ યુગના પંડિતોનાં નામો ઉલ્લેખ્યા છે, અને આમાં ખય્યામ પણ છે.

આ પછીના પાંચમા પ્રકરણમાં ખાઝિની તેનો પોતાનો ઉલ્લેખ કરે છે: "વ બાઅદા જમીઓહુમ યકૂલુલ્ ખાઝિની..." (અને એ બધાની પછી ખાઝિની કહે છે...) પછી તેના યુગના સુલતાન સન્જરનો ઉલ્લેખ કરે છે.